

THE

# HISTORY OF SAURÂSHTRA

## (KATIAWAR)

### PART I.

FROM THE EARLIEST TIMES TO A. D. 1600

BY

BHAGAVÂNLÁLA SAMPATARÁMA.



PUBLISHED

BY

KRIPÁSANKARA UMAYÁSANKARA

AND




BOMBAY:

PRINTED AT GANPAT CRISHNAJI'S PRESS

Samvat 1924.

A. C. 1868.

Price Rs. 4½

# સૌરાષ્ટ્ર દેશનો ઈતિહાસ.

## ભાગ ૧લો.

ઘણા જુના વખતથી તે ઈ૦ સ૦ ૧૯૦૦ સુધી.


રચનાર.

**ભગવાનલાલ સંપતરામ**


ગ્રંથકર્તા

અને

**કૃપાશંકર ઉમયાશંકરે**

મળીને

છપાવી પ્રગટ કર્યો


**મુંબઈમાં**

ગણપત કૃષ્ણાજીના છાપખાનામાં છાપ્યો

વિ૦ સં૦ ૧૯૫૪.

ઈ૦ સ૦ ૧૮૯૮.

કિંમત રૂ૦ ૪-૮.

TO

ÁZUM GAURIŚANKARA UDAYAŚANKARA OZZÁ,

PRIME MINISTER TO HIS HIGHNESS

THE THÁKOR OF BHOWNUGUR

*THIS WORK*

FOR HIS EXCELLENT ADMINISTRATION OF THE AFFAIRS OF BHOWNUGUR

HIS MUNIFICENT PATRONAGE OF AUTHORS, AND FOR

HIS WARM AND ENLIGHTENED ZEAL IN

PROMOTING EDUCATION,

IS HUMBLY DEDICATED

BY

**THE AUTHOR.**

*Bombay 15th February.*

# ગ્રંથ પ્રગટ કરનારની પ્રસ્તાવના.

આમો આ જગો જણાવવાને જરા દિલગીર છૈયે કે આ ગ્રંથ છપા- વવાનો આરંભ કર્યા પછી તુરતજ અમારે બંનેને મુંબઈ છોડી નોકરી અર્થે કાઠિયાવાડમાં જવા ફરજ પડી. તેથી પછવાડે આ ગ્રંથનાં પ્રુફ સુધારવાનું કામ અમોએ જે શખ્સને સોંપેલું તે શખ્સથી તે કામમાં બ- રાબર લક્ષ નહી રહ્યાને લીધે આ ગ્રંથનાં બે ત્રણ પેહલાં પ્રકરણોમાં ઘણી ચુકો રહી ગઈ છે. એ ચુકોનું સુદ્ધિપત્ર કરી અમોએ ગ્રંથની પાછળ ટાંક્યું છે, તેથી ઉમેદ છે કે વાંચનાર શાહેબો તે ઉપર ધ્યાન આપી વાંચશે.

૨ આ ગ્રંથ પ્રગટ કરવામાં અમોને પેહેલે દરજે ભાવનગરના દીવાન આજમ ગવરીશંકર ઉદયશંકર અને બીજે દરજે જુનાગઢના મુખ્ય. અધિકારી જમાદાર શેખ બાવદીન ભાઈ અને સાલે હિંદી તરફથી આ- શ્રય મળ્યો છે.—

# ગ્રંથ રચનારની પ્રસ્તાવના.



ઈતિહાસ સંબંધી કાંઈપણ વિશેષ ટીકા કર્યા, પેહેલાં એટલું તો હું બે ધડકથી કહું છઉં કે એ જાણવાથી જે ફાયદા થાય છે તે કાંઈ જેવા તેવા યાને સાધારણ પંક્તિના નથી. જુદે જુદે વખત પોતાના અને પારકા દેશોમાં રાજ્યોની ઉથલ પાથલ, અને એવાજ બીજા મ્હોટા બનાવોથી લોકોની ચાલતી હાલતમાં ફેરફાર થઈ, તેની લોકોના સ્વાભાવ, નીતિ અને રીતરેવાજ વિગેરે ઉપર જે અસર થાય છે તે સર્વનો ચીતાર આપણનેં તેતે દેશોના ઈતિહાસોમાંથી મળી આવે છે. ઈતિહાસ "ખરૂં શું છે" તે પ્રગટ કરે છે અને નીતિનો બોધ કરે છે. જ્યારે આપણે કોઈ દેશનો ઈતિહાસ વાંચતા હોઈયેછ ત્યારે જાણે એમજ લાગતું હોયની કે તે દેશનો એક હજારો વર્ષનો ઐઠેલો ડોશો પોતાની નજરે જોયેલી વાતો કહી, આપણને એક દુનીયાદાર તરીક આપણાં જાહેર અને ખાનગી આચરણોમાં, કેટલીએક ઘણી અગત્યની શિખામણો લેવા અસર કરે તેવી રીતે ભળામણ કરે છે. દરેક સુધરેલી પ્રજાને પોતાના દેશના ઈતિહાસના ગ્રંથો હોય છે. આપણો હિંદુસ્થાન પ્રાચિન કાળથી કળા કૌશલ્યમાં પ્રખ્યાત છતાં આ બાબતમાં ઘણો પાછળ છે, એટલે, હિંદુસ્થાનના ઈતિહાસના ગ્રંથો જેવા જોઈયે તેવા નથી.

હિંદુસ્થાનના બીજા ભાગોની પેઠે આ સૌરાષ્ટ્રનો ઈતિહાસ પણ ઘણુંકરી સાવ અંધકારમાં છે. દીવાન રણછોડજીની બનાવેલી સોરઠી તવારીખ વગર ફારસી, સંસ્કૃત, ગુજરાતી, કીંવા ચારણી ભાષામાં કોઈ એવો ગ્રંથ નથી કે તેને આપણે આખા સૌરાષ્ટ્રના ઈતિહાસની ઉપમા આપી શકીયે. દીવાન રણછોડજીએ ગિરનારના ચુડાસમા અને ત્યારપછી જુનાગઢમાં થયેલા બાદશાહી હાકમોનાં નામની આરંભમાં લુખી ટીપ આપી, જુનાગઢ અને નવાનગર કે જે સાથે તેના કુટંબને વિશેષ કરી સંબંધ હતો તે બે સંસ્થાનોના અર્વાચીન ઈતિહાસનો ફારશી ભાષામાં એક ગ્રંથ રચી, તેને સોરઠી તવારિખ એવું નામ આપ્યું છે. તોપણ ખરેખરૂં જોતાં તે કાંઈ આખા સોરઠ દેશનો ઈતિહાસનથી. એને ફક્ત સોરઠ પ્રાં-

ત અને નવાનગરનો ઈતિહાસ કેહેવો જોઈયે. એ ગ્રંથમાં વિશેષ કરીને તેણે એ વખતને લગતું લખ્યું છે કે જે વખત એના કુટુંબના કાઠિયાવાડમાં ઘણો આબરૂદાર દરજો ભોગવતા હતા, અને જે વખતની વાકેફગારી મેળવવી તેને તે વખત મુશકેલ નહતી. એ ગ્રંથ જો તેણે નિરપક્ષપાતપણે અને કેવળ સત્યને અનુસરી લખ્યો હોત તો અલબત આજના કરતાં તે વધારે ઉપયોગી થાત; પણ જે જે લોકોએ એ ગ્રંથ વાચ્યો છે તેઓ સર્વ એ બાબતમાં દીવાનના ઉદ્યોગનાં વખાણ કરી તે ઉપર ઉપર કહેલા બે મ્હોટા દોષ મુકે છે, જે દોષ ઈતિહાસ લખનારાઓમાટે ઘણાજ કલંકભરેલા ગણાય છે. ગમે તેમ હો તોપણ જે દેશમાં કાંઈ પણ ઈતિહાસનો ગ્રંથ નહી અને જે વખતે દીવાન જેવા દરજાના બીજા માણસે આ દેશનીરીત મુજબ પોતાનો વખત આળસ અને એદીપણામાં ગુમાવ્યો હોત તે વખતે અને તેવા દેશમાં આ ગૃહસ્થે પોતાનો ઘણો વખત આવા ઉપયોગી કામમાં ખરચી પોતાના દેશીઓમાટે કેટલુંક ઘણું અગત્યનુ વૃત્તાંત સાચવી રાખ્યું છે તે વાસ્તે તેને મ્હોટું માન ઘટે છે. દીવાન રણછોડજીને આપણે કાઠિયાવાડના ઈતિહાસ લખનારાઓમાં પેહેલા ગણવા જોઈયે.

એ ગૃહસ્થની મેહેનતથી અર્વાચિન કાળમાટે આટલો આપણને એક ગ્રંથ મળેછે, પણ બાકીના વખતમાટે તો તેટલું પણ નથી. આ દેશનું ઈતિહાસીક વૃત્તાંત મેળવવાનાં સાધન જે ભાટ, રાણીમગા, રાવળીઆ અને વહિવંચા લોકોના ચોપડાઓમાં આપેલી વંશાવળીવો, પરાક્રમી પુરૂષોનાં છુટક છુટક ગીત અને કાવ્ય, ચાલતી આવેલી દંત કથા, શિલાલેખ, તામ્રપટ, પાવળીઆઓ ઉપરના લેખ, અને ફારશી તવારીખોમાં આપેલું આ દેશને લગતું છુટક છુટક બયાંન, એ સર્વમાથી આ દેશનું પૂર્ણ અને વાસ્તવિક વૃત્તાંત મેળવવું ઘણું અઘરૂં છે, એટલુજ નહી બીલકે, કેટલીક બાબતમાં તો સાવ અસંભવિત છે.

આવાં સાધનોમાંથી બની શકે તેટલું વૃત્તાંત એકઠું કરી તેને એક ગ્રંથના રૂપમાં મુકવા આ દેશમાં પ્રથમ પેહેલો મજમુંદાર મણીશંકર જટાશંકરને આશરે વીશેક વર્ષ ઉપર વિચાર થયો. ત્યારથી તેણે એ કામમાં જે શ્રમ લીધો છે તે શ્રમની મુશકેલી, અને આવાં વૃત્તાંત લખાવવામાં

ભાટ લોકોનું આડાપણું અને વેમ, એ જોતાં અલબત તેણે કેટલેક દરજે ઘણી સારી ફતેહ મેળવી છે. સૌરાષ્ટ્રના ઈતિહાસ વિશે તેને એટલી તો વાકેફગારી છે કે તેને કેટલાએક સંસારી વ્યવસાય અને એક ઘણાજ દુષ્ટ રોગથી વિઘ્ન થયું નહોતતો તે તરફથી આપણને ઘણું થયા આ દેશના ઈતિહાસ વિશે એક સારો ગ્રંથ મળયો હોત.

આશરે છએક વર્ષ પર ઉપર કહેલી હરકતોને લીધે એ ગૃહસ્થે એ કામ સાવ છોડી દીધું તો નહી પણ કાંઈ સારા વખતમાટે મુલતવી રાખ્યાથી, તે કામ માથે લેવા મને વિચાર થયો. પણ મજમુદાર મણીશંકર સાથે મારે તે વખત પૂરતો પરિચય નહીં હતો, તેમ મારૂં લખાણ લોક પસંદ કરશે કે નહી ? એ વિશે હુનેજ શક હતો તો કોઈપણ પોતાની મેહેનતથી એકઠા કરેલા કાગળો હું જેવા અપ્રસિદ્ધ અને અજાણ્યામાણસને એકદમ સોંપી દે એ તે વખત હુને સંભવિત લાગ્યું નહીં. તેથી મેં તે વેળાતો તે કાગળોની તે શાહેબ પાસે માંગણી ન કરતાં કાંઈ જુદોજ સોધ ચલાવ્યો. વકીલ ધીરજ-લાલ મથુરાંદાસ કે જેમની હુનેં આ કામમાં મદદ આપવામાં અંતઃકરણ પૂર્વક હોંસ માટે મારે તેમનો આ જગે ઉપકાર માનવો જોઈયે, તેમની લા-ઈબ્રેરીમાંથી અને સીફારશથી બીજી જગોયેથી હુને જે વખતે વખત કાઠી-યાવાડને લગતાં ઘણાંજ કીમતી પુસ્તકો વાચવા મળતાં તેમાથીજ પ્રથમતો મેં આ વિષયને લગતું જે કાંઈ મળી આવ્યું તે સર્વ એકઠુ કર્યું. તેમ કર્યા પછી જે જે ખાંમી માલુમ પડી તે માંટે મેં ભાટ લોકોમાં સોધ ચલાવ્યો. ભાટ લોકો પાસેથી વૃત્તાંત મેળવવામાં હું કેટલીએક રીતે વજનદાર અને પૈ-સાવાન ન હોવાથી મજમુદાર શાહેબ જેટલો ફાવ્યો નહી તોપણ આશરે બે વર્ષ પેહેલો હું પાસ એટલું વૃત્તાંત ભેગું થયું કે તેને હુ સેહેજ એક પુસ્તકના આકારમાં મુકી શકું. ભાટ લોકો પાસેથી વૃત્તાંત મેળવવામાં બે ત્રણ વા-તની ઘણી જરૂર છે;— વજનદાર દરજો, પૈસાની છુટ અને તેઓને કાંઈ-પણ વેમન આવે એવી રીતે તેઓ સાથ વર્તવાની ટેવ. આ કરતાં પણ વ-ળી તેમના યજમાનો (ગિરાશીયા અને તાલુકદાર) તેમને અંતઃકરણથી ભ-લામણ કરે તો પછી માલ્યા વગર રેહેજ નહી. આ વિશે હુને જુનાગઢમાં સારો અનુભવ થયો છે. એક વખત જુનાગઢના મુખ્ય અધિકારી શેખ બાવદીન ભાઈએ નવાબ સાહેબના મીરોને બોલાવી હુને બાબી વંશનુ

વૃત્તાંત લખાવવા ભળામણ કરી. તે વખત મીરલોકોમાંનો એક વધારે આબરૂદાર મીરચાંદ એટલો તો ગુસ્સે થયો કે તે દુઃખમાં તેણે પોતાની બેઅદબ ચાલ મુજબ હુને એ સાહેબ રૂબરૂ* કેટલાંક અવિવેકનાં વચન કહ્યાં તે મારે સહન કરવાં પડયાં, તથાપી એ અમલદારનો ખરો આગ્રહ હતો તેથી તેને તે વૃત્તાંત લખાવવા ફરજ પડી.

કાંઈ દાહાડે હું ઈતિહાસ રચું છઉં એવા ખબર મજમુદાર મણીશંકર ને થયાથી હું જ્યારે તેઓને જુનાગઢમાં મળ્યો ત્યારે તેણે કહ્યું કે જો રાજકોટ આવો તો તમને હું મારા સોધના તમામ કાગળો દેખાડું. તે સાહેબ પાસેથી સારૂં વૃત્તાંત મળશે એ હોંસથી હું તરત રાજકોટ ગયો. ત્યાંહાં તેમણે ઘણી હોંસથી મારે પાસે ખોટી થઈ પોતાના તમામ કાગળો વંચાવ્યા. તેમાથી મેં જે કાંઈ લખી લીધું તે ઘણુ કરી પાછળના વખતનું હોવાથી આ ભાગ કરતાં તે બીજા ભાગમાં વધારે ઉપયોગી પડશે, તથાપી આંહી મારે એટલું તો કેહેવું જોઈયે કે આ ભાગની કેટલી એક ખાંમીયો સુધારી પેહેલાં કરતાં આગ્રંથ* કાંઈ સારી રીતે બાહેર પાડવાને જે હું શકતીવાન થયો છઉં તે ફકત આ સાહેબ પાસેથી મળેલા વૃત્તાંતને લીધે. એ શાહેબે પોતાનો કીમતી વખત ગુજારી તે વખત રૂબરૂમાં, અને ત્યારપછી કાગળો દ્વારે હુને મેહરબાનીને સાથ જે જે સુચનાઓ કરીછે તેથી મને ઘણો લાભ થયો છે.

રાજકોટથી કાઠિલોકો અને બીજી મુખ્ય કાઠીયાવાડની જાતીયોને લગતું વૃત્તાંત મેળવા સારૂ હું મજમુદાર શાહેબ અને એક બીજા મિત્રનો ભળામણ પત્ર લઈ જસધણના દરબાર આલાખાચર પાસે ગયો અને તેને મારા તમામ વિચાર ઝાહેર કર્યા. એ સરદારે બીજા લોકોની પેઠે મારી દરખાસ્ત નિર્માલ્ય ગણી નકહાડતાં થોડી મુદત હુને પોતાને ત્યાંહાં આશ્રમ આપી પોતાના તાબાના ભાટ અને બીજા આ વિષયને લગતા વાકેફગાર માણસોને તેડાવી હાજર કર્યા. આ લોકોમાંના એક કરશન નામના રબારી અને દરબારના સગા હમીર ભક્ત નામના કાઠિ ગૃહસ્થની વાકેફગારીથી હુને ઘણો સારો લાભ થયો. હમીર ભક્ત ઘણો પુખ્ત અને જુની વાતોથી સારો માહીતગાર છે; તેમ કરશન એક નવાઈ સરખું માણસ છે, કરશન વિશે આ જગે જરા વધારે ટીકા કરવા હુ જરૂર

અમઝુંછઊં. કરશન બંધાણી, સુસ્ત, અને કાંઈ ભટકતી ચાલનો જણાયો, તોપણ તેના જેવો સ્મરણશક્તીવાળો માણસ હજી મેં કોઈ જોયો નથી. તે જે વખત પોતાની સ્મરણ શક્તિનો અખુટ ખજાનો ઉઘેળી મારા સવાલોના જવાબ દેવા બેઠો તે વખત થોડા અવકાશને,લીધે જરૂર જોગું વૃત્તાંત મળ્યું એટલેહુંજ લખાતો બંધ થયો પણ તેની ખરચી તુરત ખુટે એમ હુને ન લાગ્યું. લખાવવાના કામમાં તે એવો તો ચોકસ હતો કે તે પાસેથી મળેલુ વૃત્તાંત હુને ભાટલોકોના ચોપડાની ચુકો સુધારવા ઘણુ જરૂરનું થઈ પડ્યું. આ લોકો પણ કેટલાએક સવાલોના જવાબ દેતાં પેહેલાં જરા વેંમ ખાઈ કાંઈ નિમત કાહાડી દરબારને પુછવા જતા હતા, પણ પાછા આવી જ્યારે તેઓ કાંઈ પણ વેંમ રાખ્યા વગર લખાવતા ત્યારે હુને એમ માલુમ પડતું કે દરબાર તેમને ખુલ્લા મનથી લખાવવા ભળામણ કરેછે. આ જગે મારે કેહેવું જોઈએછ કે આવા કામમાં મદદ આપવામાં આલાખાચર જેવા હોંસીલા અને નિર્મળ વિચારના કાઠીયાવાડના સરદારોમાંથી, બીજા ભાયગેજ મળી આવશે. એ વિશે દા૦ ભાઊ દાજીએ પોતાના જસધણના શિલાલેખને લગતા નિબંધમાં બોંમ્બે બ્રાંચ આફ્રધી રાએલ એસીયાટીક સોસાઈટીની સભા આગળ જે ટીકા કરીછે તેથી વિશેષ ખાતરી થશે.

આ ગ્રંથના બિજા પ્રકરણના ઘણાજ ઉપયોગી વૃત્તાંત માટે આંહી મારે દા૦ ભાઊદાજીનો આભાર માનવો જોઈએ. હું કાઠીયાવાડ વિશે કાંઈ લખુંછઊ તે સાંભળી તેઓએ ખુશ થઈ લગોલગ કેટલાએક દીવસ સુધી રાત્રીએ પોતાના કીમતી વખતમાંથી ખોટી થઈ, પોતાના કરેલા શોધ ઉપરથી તથા બીજા ગ્રંથમાંથી મેળવેલી વાકેફગારીથી, હુંને જે લખાવ્યું, તેથીજ કરીને હું એ ઉપયોગી વૃત્તાંત લોકો આગળ મુકવા આ વખત શક્તિમાન થયો છઊં.

ગ્રંથ રચી શકાય તેટલું વૃત્તાંત ભેલુ કર્યા પછી હુને આ કામમાં મારા મિત્ર કૃપાશંકરની મદદ લેવા જરૂર પડી. હુને મારી નોકરીનું કામ કરતાં એટલો અવકાશ નહતો કે કાઠીયાવાડમાંથી મેળવેલા જથા બંધ છુટક છુટક કાગળો માંથી ઉપયોગી વૃત્તાંત તારવી રહ્યા પછી, તેને યોગ્ય ક્રમમાં ગોઠવતાં જે ખરડા તૈયાર થાય તેને સાફ કરવા અને વખતે સં-

શય પડે તેના ખુલાશા વાસ્તે કાઠીયાવાડના ગૃહસ્થો સાથે તે બાબત પત્રવ્યવહાર ચલાવવો, એ સર્વ કામ હું એકલોજ ઉપાડી લઉં. એ કારણથી અને મુખ્ય કરી ગ્રંથ પ્રગટ કરવામાં જે નાણાંની અડચણ તે દુર થવાના હેતુથી મેં આ ગ્રંથ પ્રગટ કરવામાં એ ભાઈને મારીસાથે ભાગીદાર તરીક શામેલ કર્યાછે. અલબત તેમની મદદથી નાણાંસંબંધી અડચણ દુર થઈએટલુંજ નહી પણ તેની સાથે મારી મેહેનત પણ ઘણે દરજેઆશાન થઈ છે.

હું કાઠીઆવાડનો રહીશ છંઉ તેથી આ ગ્રંથની ભાષામાં કાંઈ કાઠિયાવાડી રૂપ અને શબ્દો ન આવે અને આ ગ્રંથ મુબઈ અને ગુજરાતના લોકો પણ પસંદ કરે તેવું કરવા મેં બનતી કોશીશ કરી છે તોપણ તે કામમાં મારા સ્વાભાવિક વલણને સામોં થઈ હું જેવી જોઈયે તેવી રીતે ફતેહ પામ્યો હૈશ એમ હું કહી શકતો નથી. અલબત આ બાબતમાં ગ્રંથ બાહેર પડ્યા પછી જાહેર લખનારાઓ તરફથી હુને કાંઈ વખતે વખત યોગ્ય સુચનાઓ મળશે તો મારો બીજો ભાગ પ્રગટ કરતી વખત તે સુચનાઓ ઉપર હું મ્હોટી ખુશીને સાથ ધ્યાન આપીશ. આ ગ્રંથનુ કેટલુંએક વૃત્તાંત તો મેં ફક્ત સાચવી રાખવાના હેતુથી અને આગળ ઉપર આ વિષયને લગતા સોધકોને ઉપયોગીપડે માટે જેવું મળ્યું છે તેવુંજ દાખલ કર્યું છે. પણ તેની સાથે તે વૃત્તાંત કેટલે દરજે વિશ્વાસ રાખવા લાયકછે તેવીશે હું મારા વિચાર જણાવ્યા વગર રહ્યો નથી. આ ગ્રંથમાં કેટલીક દંતકથાઓ લીધેલી છે તેમાની કોઈ કોઈ તો તદન માનવા જેવી નથી તોપણ તે કથા તે વખતના લોકોના વિચાર અને રીત રેવાજ જાણવા ઘણી કામની થઈ પડે છે. એમાંની કેટલીકનેં ખરી વાતો સાથે સંબંધ હોય છે. એ દંતકથાઓને આ દેશના લોકો પોતામાંનીકેટલીક રીત રેવાજોનાં મૂળ કારણ તરીક ગણે છે. અલબત તેવી વાતોથી મે ગ્રંથનો ઘણો ભાગ રોકયો નથી તોપણ સાવ લીધા વગર રહ્યો નથી. જે પુરાવા ઉપરથી આ ગ્રંથ રચ્યો છે તેમાંના કેટલાએક તો એવા પ્રકારના છે કે તે ઉપર આપણથી જેવો જોઈયે તેવો વિશ્વાસ રહી શકતો નથી, તોપણ જ્યાંહાં સુધી એ વિશે કાંઈ વિરુદ્ધ કારણ મળ્યાં નથી ત્યાંહાં સુધી આવી લોક પ્રસિદ્ધ વાતો આપણથી સાવ મનસ્વીપણે નકામી ગણી મુકી દેવાતી નથી. આ ઉપ-

## અનુક્રમણિકા.

### પ્રકરણ ૧ લું.



### પ્રકરણ ૨ જું

સૌરાષ્ટ્રમાં મૌરી, યવન, શક, ગુપ્ત, અને વલ્લભી નગરના રાજાઓનો અમલ.

## પ્રકરણ ૩ જું.

સૌરાષ્ટ્રમાં હાલ જે કાંઠીયા અગર લડાયક જાતીના લોકો છે તેઓમાંના ઘણા જુના જેઠવા, વાળા, ચૌરા, આહેર બાબરીયા અને મેર રબારી લોકોવિશે.

## પ્રકરણ ૪ થું.

## પ્રકરણ ૭ મુ.

### મુસલમાની રાજ્યનો વખત.

# સૌરાષ્ટ્ર દેશનો ઈતિહાસ.



## પ્રકરણ ૧ લું

### સૌરાષ્ટ્ર દેશનાં જુદેજુદે વખત નામ, સરહદ, અને તેનાં પવિત્ર સ્થળ વિષે.

૧ આપણા પુરાણ અને જુના શિલાલેખ ઉપરથી જણાય છે કે આ ગુજરાત દ્વીપકલ્પ જે હાલમાં કાઠિયાવાડ નામથી વધારે પ્રસિદ્ધ છે, તેનું જુના વખતથી ચાલતું આવેલું નામ સૌરાષ્ટ્ર અગર સૂરાષ્ટ્ર છે. ગ્રીક અને ચીન દેશના ગ્રંથમાંથી પણ એજ નામ મળી આવે છે. મુસલમાન લોકોએ આદેશને પોતાના ગ્રંથોમાં સૌરાષ્ટ્ર ઉપરથી અપભ્રંશ થયેલા સોરઠ નામથી લખ્યો છે. સુરાષ્ટ્ર એ શબ્દનો અર્થ સુ એટલે સારો અને રાષ્ટ્ર એટલે દેશ એ ઉપરથી સારો દેશ એવો થાયછે. તેનું સારા પણું તેની ફળદ્રુપતાને લીધે હતું કે પવિત્રતાને લીધે એ નક્કી કેહેવાતું નથી. કેટલાક અંગરેજ ગ્રંથકારો સૌરાષ્ટ્ર એટલે સૂર્ય પૂજક લોકોનો દેશ એવો અર્થ કરે છે, પણ શબ્દની એ વ્યુત્પત્તિ સંસ્કૃત વ્યાકરણના નિયમ પ્રમાણે થતી નથી. આ દેશનું કાઠિયાવાડ નામ મરાઠા લોકોના વખતમાં પડ્યું છે. જ્યારે આ દેશમા મરાઠા લોકોનાં લશકર ઉપરા ઉપર આવવા લાગાં ત્યારે આદેશમાં ઘણા ટંટાખોર અને લુટારાની ચાલથી મશહુર એવા ઘણા કાઠી જમીદારો તેઓના જોવામાં આવ્યા, તેથી તેઓએ આ દેશનું કાઠિયાવાડ, એટલે કાઠી લોકોની વાડ, અગર પ્રાંત નામ આપ્યું. પછ-વાડેથી આ દેશનો રાજ્ય કારભાર મરાઠા પાસેથી અંગરેજ સરકારના હાથમાં આવ્યો તેઓએ પણ તેજ નામ રાખ્યું, તેથી દીનબદીન તેનું ખરૂં અને જુના વખતનું સૌરાષ્ટ્ર નામ મટી, કાઠિયાવાડ નામ વધારે મ-શહુર થયું. કાઠિયાવાડ નામ ખરૂં કહીયેતો દ્વીપકલ્પ વચ્ચેના એક પ્રાંત-

નેજ આપવું જોઈયે. કેમકે એ પ્રાતમાંજ ઘણુ કરી કાઠી લોકોની વસ્તી છે અને આ દેશના લોકો પણ તેનેજ કાઠિયાવાડ સમજે છે. આ દેશમાં કાઠી કરતાં સંખ્યામાં, દોલત માં, અને દરજ્જામાં, વધારે સારા બીજા રજપુત વંશો છતાં જુના વખતમાં લુટારાના ધિઃકાર ભરેલા નામથી ઓળખાતા એવા થોડા કાઠી લોકો ઉપરથી આદેશ ઓળખાય અને તેનું ખરૂં અને ઘણા કાળ થયા પ્રસિદ્ધ સૌરાષ્ટ્ર નામ જતું રેહે એ કોઈ પણ રીતે વાજબી નથી. મેં આ ગ્રંથમાં કાઠિયાવાડને બદલે સૌરાષ્ટ્ર નામ પસંદ કર્યું છે. સૌરાષ્ટ્ર નામથી આ ગ્રંથમાં આખો દ્વીપકલ્પ સમજવો, જેમાં કાઠિયાવાડ એજનસી તાબાના દસ પ્રાંત અને અમદાવાદ તાબાનાં ધંધુકા, રાણપોર અને ધોધા એ પરગણાં આવ્યાં છે.

૨ પુરાણ અને મહાત્મ્યના ગ્રંથો ઉપરથી જણાયછે કે સૌરાષ્ટ્રનાં અગર તેના કાંઈ ભાગનાં જુદે જુદે વખત કુશદ્વીપ (કુશાવર્ત), આનર્ત, અને દ્વારિકાં ક્ષેત્ર એ નામો હતાં. પણ એ નામોથી ઓળખાતી ભૂમિનો વિસ્તાર કિંવા તેની સીમા ક્યાંહાંસુધી અને કેટલામાં હતી તે કાંઈ કહી શકાતું નથી.

દ્વારિકા મહાત્મ્યમાં કેહેછે કે દ્વારિકાં ક્ષેત્રનુ જુનું નામ કુશદ્વીપ અગર કુશાવર્ત દેશ હતું. આંહીં કુશ નામનો દૈત્ય રાજ્ય કરતો હતો તેથી એ નામ પડયુંછે. આ નામ પુરાણ અને જૈન ગ્રંથોમાંથી પણ મળી આવેછે. ભાગવતમાં કેહે છે કે આ ભાગમાં સૂર્ય વંશના આનર્ત રાજા આવી વસ્યા ત્યારથી આ દેશનું આનર્ત નામ પડ્યું, અને જ્યારથી આ ભાગમાં શ્રીકૃષ્ણ યાદવો સહિત આવી દ્વારિકાંપુરી રાજ્યધાની કરી રહ્યા ત્યારથી દ્વારિકાંપુરી યદુપુરી નામથી પ્રસિદ્ધ થઈ. આ સર્વ ઉપરથી જણાય છે કે કુશાવર્ત, આનર્ત, અને દ્વારિકાં ક્ષેત્ર એક દેશ અગર પ્રાંતનાં નામો હતાં. પ્રભાસખંડ અને દ્વારિકાં મહાત્મ્યમાંથી એ ક્ષેત્રની સરહદ અને વિસ્તાર વિશે આપણને કાંઈ કાંઈ મલી આવેછે. પ્રભાસ ખંડમાં પ્રભાસ ક્ષેત્રની હદ પશ્ચિમે માધવપોરથી તે પૂર્વે તપતોદક સ્વામી (તુલશી શામ) સુધી અને ઉત્તરે ભદ્રાવતી અગર ભાદર નદીથી તે દક્ષિણે સમુદ્ર સુધી ગણી એ ક્ષેત્રને બાર યોજન લાંબું અને બાર યોજન પોહળું વિસ્તારમાં કેહેછે. દ્વારિકાં મહાત્મ્યમાં દ્વારિકાં ક્ષેત્રની કાંઈ સરહદ

આપી નથી, પણ તેને વિસ્તારમાં પ્રભાસ ક્ષેત્રની પેઠેજ બાર યોજન લાંબું અને બારયોજન પોહલું કહી, મધુપુરીને એ ક્ષેત્રમાં ગણીછે. આ ઉપરથી જણાયછે કે મધુપુરી પ્રભાસક્ષેત્ર અને દ્વારિકાં ક્ષેત્ર બન્નેની સરહદ ઉપર છે, એટલે, દ્વીપકલ્પનો પશ્ચિમ ભાગ માધવપુર અને ભાદર એ સરહદથી બે ક્ષેત્રોમા વેંહેચાઈ ગયો છે. આ દરેક ક્ષેત્રની લંબાઈ પોહળાઈ મહાત્મ્યમાં કહ્યા પ્રમાણે બરાબર બારબાર યોજન એટલે અડતાલીસ અડતાલીસ ગાઉનથી; તોપણ એ ગણત્રીની પાસે પાસે છે. આ ઉપરથી જણાયછે કે માહત્મ્યમાં દ્વારિકાં અગર તેના બિજા નામથી સૌરાષ્ટ્રનો વાયવ્ય પ્રાંત ઓખામંડળ અને તેની પડોશનાં કેટલાંક પરગણાં કહ્યાં છે. આ દેશના લોકો પણ એમજ સમજે છે, પણ એ વિચાર તેઓમાં ઘણુકરી મહાત્મ્યોએજ ઉત્પન્ન કરયો હશે. મહાત્મ્ય કરતાં જુના ગ્રંથ ભારત અને પુરાણમાં દ્વારિકાં ક્ષેત્રનાં કુશાવર્ત, આનર્ત વીગેરે નામો કહ્યાં છે, પણ તેની શરહદ વિશે કહ્યું નથીઃ એ જોતા સરહદ વિશે કેવળ મહાત્મ્ય કરતાની યોજના જણાયછે. પ્રભાસ ક્ષેત્ર અને દ્વારિકાં ક્ષેત્રના વિસ્તાર અને તેની સરહદ સંબંધી વર્ણન જે આપણને ઉપર કહેલા મહાત્મ્યો માંથી મળી આવે છે, તે એક બીજાને એવાં તો અનુસરતાં છે કે જાણે બન્ને ગ્રંથ એક વખતે એક મતથી રચાયાછે કિંવા એકે બીજાનો ગ્રંથ જોઈ પોતાનો રચ્યોછે. મહાત્મ્યના ગ્રંથોમાં ભાયગેજ કોઈ જુનો હોય છે. આ દેશનાં મહાત્મ્યોમાં ઘણો જુનો અને પ્રસીદ્ધ પ્રભાસ ખંડપણ અર્વા-ચીન વખતમાંજ રચાયોછે, અગર તેમાં ફેરફાર થયોછે, એમ કેહેવા આપણ પાસે એક સારૂં પ્રમાણ છે. તે ગ્રંથમાં કેહેછે કે સૌરાષ્ટ્રના નવ ભાગમાનો એ ભાગ પ્રભાસ ક્ષેત્ર કેહવાયછે. ભાટ લોકોના ગ્રંથ અને ફારશી તવારીખોમાંથી જણાયછે કે દસમી સદી પછી ચુડાસમા, અને મુસલમાનના વખતમાં સૌરાષ્ટ્ર નવભાગમાં વેંહેચાયલો હતો. તે પેહેલાં તેના એ પ્રમાણે વિભાગે હોય એમ લાગતું નથી. ભાટલોકો ચુડાસમાના બયાનમાં નોંધણને જેમ નવ સોરઠનો ધણી કરી લખેછે, તેમ અબુફજલ પણ પોતાના ગ્રંથમાં સોરઠસરકારના નવ વિભાગ લખેછે. પ્રભાસખંડનું બયાન ઉપર મુજબ મુસલમાન ગ્રંથકારને મલતું છે એટલુંજ નહી પણ પ્રભાસક્ષેત્રની સીમા જે એ ગ્રંથમાં આપેલી છે તે ઘણું

કરી સોરઠના હાલના નવ ભાગ (હંટ સરવઈયાના નાંહના ભાગને જુદો ભાગ ન ગણીયે તો) માંનો એક ભાગ જે સોરઠપ્રાંત એ નામથી ઓળખાયછે તેસાથે બરાબર મળતી છે. હાલમાં જુનાગઢ જેમ સોરઠપ્રાંતમાં ગણાયછે, તેમ મેંહાત્મ્યમાં ગિરનારને પ્રભાસક્ષેત્રમાં ગણ્યોછે. આ ઉપરથી ખુલ્લું જણાયછે કે એ ગ્રંથ અર્વાચીન વખતમાં મુસલમાનોની જીતપછી રચાયો છે, કિંવા તે વખત તેમાં ફેરફાર થયોછે. માટે આવા ગ્રંથોને આપણે જુના પુરાવા તરીક ગણી શકતા નથી.

મહાત્મ્યમાં જે ભાગને દ્વારિકાંક્ષેત્ર કહ્યુંછે તેજ અસલની દ્વારિકાં ભુમિકે નહી એ જેમ કહી શકાતું નથી, તેમ એ ભાગમાં (ઓખામંડલમાં) એક સ્થળ જે હાલમાં દ્વારિકાંનાં પવિત્ર નામથી હિંદુસ્થાનમાં પ્રસિદ્ધ છે, તેજ જગે યાદવોની દ્વારાવતી હતી એ કેહવું પણ તકરાર ભરેલું છે. આ દેશના લોકો એમતો કેહેછે કે જુનું દ્વારામતી શેહેર સમુદ્રમાં ડુબી ગયુંછે અને હાલ જે દ્વારિકાં છે તે જુના દ્વારિકાંની પડોસમાં બાંધેલું બીજું દ્વારિકાં છે. હાલના દ્વારકાંની પડોસમાં જુની દ્વારામતી હતી એ કેહવાને બીજો કાંઈ આધાર નથી એટલુંજ નહી પણ તેને રદ કરનારાં બીજાં પ્રમાણો છે. સૌરાષ્ટ્રના બીજા કીનારા ઉપર કોડીનાર નજદીક એક સ્થળ છે તેને આ દેશના લોકો મૂળદ્વારિકાં એ નામથી પવિત્ર ગણેછે. હવે આ સ્થળને મૂળ અગર અસલનું દ્વારિકાં ગણિયેતો તે વગરનાં બીજાં દ્વારિકાંને અર્વાચીન વખતનાં કેહવાં જોઈયે. વળી એક ત્રીજું દ્વારિકાં લોક પોરબંદર નજીક બતાવેછે. એ ઉપરથી વિચારીયેછ તો દ્વારિકાંની ખરી જગાવિશે હાલ કાંઈ જાણ્યામાં નથી. મહાત્મ્યમાં કહેલા ભાગને કદાચ દ્વારિકાંક્ષેત્ર માનીયે પણ પુરાણમાં તો દ્વારિકાંને સમુદ્રથી વીટાયલો ટાપુ કહ્યો છે, તેમ કાંઈ આ ભાગને ફરતો સમુદ્ર નથી. જ્યાંહાંસુધી તેની ખરી જગાવિશે લોકોને નિશ્ચય નથી ને ઘડીમાં ઉત્તર કિનારા ઉપર અને ઘડીમાં દક્ષિણ કિનારા ઉપર માનેછે ત્યાંહાંસુધી તેને ફરતા ક્ષેત્રવિશે પણ કયાંહાંથીજ નિશ્ચય હોય. દ્વારિકાંનાં સ્થળસંબંધી ઉપર મુજબ ગમે તેટલા જુદા જુદા વિચારો ચાલેછે, તથાપી સર્વ કોઈ તેને દ્વીપકલ્પનીમાંહે ગણેછે, કોઈ તેની બાહેર કેહેતું નથી. માટે હુનેં તો એમ લાગેછે કે આખો સૌરાષ્ટ્ર દ્વીપકલ્પજ

અસલનો દ્વારિકાંનો ટાપુ હશે, જે એક કાળે ચોતરફ સમુદ્રથી વીટાયલો હતો. મેજર ફુલજેમ્સ ગુજરાત દ્વીપકલ્પ (સૌરાષ્ટ્ર દ્વીપકલ્પ) ની સંયોગીભૂમિ ઉપરનાનળને લગતા પોતાના નિબંધમાં* કેહેછે કે ભાલ એ એક કાળે સમુદ્રનું તળીયું હતું અને સૌરાષ્ટ્ર તેવખત ચારે બાજુએ સમુદ્રથી વીટાયલો ટાપુ હતો. હયુયેનત્સાંગ નામનો ચીનો મુસાફર જે ઈ. સ. ની સાતમી સદીમાં આ દેશમાં આવ્યો હતો તેણે પોતાની મુશાફરીના વૃત્તાંતમાં હિંદુસ્થાનનો નકસો આપ્યોછે, તેમાં સૌરાષ્ટ્રને ટાપુ સરખો લખ્યોછે. તે જોતાં એમ જણાયછે કે તે વખત ભાલનો દરીયાઈ દેખાવ આજકરતાં વધારે જણાતો હશે. દ્વારિકાં નામ પણ ઘણું કરી આખા દ્વીપકલ્પનેજ લાગુ પડેછે. દ્વારિકાં નામ શી રીતે પડ્યું, તેવિશે કેટલીક અસંભવિત ગપો ચાલેછે, તથાપિ એક વિદ્વાન બ્રાહ્મણને પુછતાં તે આવિશે સારો ખુલાસો કરેછે. તે કેહેછે કે સમુદ્રને જ્યાંહાં ગોમતી નદી મળેછે ત્યાંહાં એટલે ગોમતીના દ્વાર નજદીક આ જગો છે માટે તે દ્વારિકાં કેહવાયું. એ વ્યાખ્યા હાલના દ્વારિકાંને ઘટતી નથી. કેમકે ઓખામાં હાલ જેહને ગોમતી નદી કરી કેહેછે તે વાસ્તવીક જોતાં કાંઈ નદી નથી. તે ફકત સમુદ્રની નાહનીસરખી નાળ છે તેને લોકોએ ગોમતી નદી ઠરાવી છે. તેને નદી નામ ઘટતુંજ નથી, તેના પાણી સર્વ જગે ખારાંછે, ભરતી વખત ભરાયછે અને ઓટ વખત ખાલી થઈ જાયછે. બીજી જગોએથી તેમાં પાણીની આવક નથી. સમુદ્રના દ્વાર અગર બારા ઉપરથી દ્વારિકાં નામ પડ્યું હોયતો તે વિચાર સોરઠ દ્વીપકલ્પને બરાબર લાગુ પડેછે, કેમકે તેની બન્ને બાજુએ કચ્છનું અખાત અને ખંભાતનું અખાત એ નામની બે મ્હોટી નાળ અગર બારાં આવેલાંછે. આ બે બારાં અગર દ્વાર વચેની જમીન એજ પૂર્વેદ્વારિકા કેહવાતી હશે. દ્વારઉપરથી તેના કિનારાની જમીન દ્વાર અગર બારૂં આજપણ કેહવાયછે. ખંભાતના અખાત ઉપર ધોઘાની પડોસનો પ્રાંત જેમ બારૂં અને ત્યાંહાંના કોલી બારીયા કેહવાયછે, તેમ કચ્છના અખાત ઉપરનો એક ભાગ અદ્યાપી બારાડી નામથી ઓળખાયછે. ગુજરાતી શબ્દ બાર અને

---

* બોમ્બે બ્રાંચ અફધી રાયલ એસીઆટીક સોસાએટીના જરનલ નંબર ૨૮ આરટી. ૬ ઠો જુઓ

સંસ્કૃત શબ્દ દ્વાર એ આજપણ એક અર્થે વપરાયછે એટલુંજ નહીં પણ બાર શબ્દની ઉત્પત્તી સંસ્કૃત શબ્દદ્વારમાંથી અપભ્રંશ થઈ થઈછે. આ બન્ને બારાંના કિનારાની જમીન પરાપૂર્વથીજ બારૂં અગર દ્વાર કેહવાતી હશે, જેઉપરથી એ નામ દ્વીપકલ્પના બાકી રેહેલા બધા ભાગને લોક આપવા માંડ્યા, અને તેથી કરી આખા ટાપુનું દ્વારની (બારાની) જમીન સુચવનારૂં દ્વારિકાં નામ પડ્યું હશે. પુરાણમાં દ્વારિકાંને સમુદ્રથી વીંટાયલો ટાપુ કેહેછે તે વાત ઉપરના વિચારને બરાબર અનુસરતી છે. આ બારાંને સાંધનારી પૂર્વે જે નાળ હતી તેમાં વેહનારી ઘણીએક નદીઓમાંની એકનું નામ પૂર્વે ગોમતી+ હશે. અસલની નાળ ઉપરથીજ ભાલમાં આજ નદીના સરખું પાણીનું એક વેંહન નળ અને તેની પડોસનું પરગણું નળકાંઠો કેહવાયછે. વળી આ ભાગમાં એક હુંચી જગો હીંગળાજનો આરો એ નામથી પ્રસિદ્ધછે. આ સર્વ હપરથી તથા તે ભાગમાં કુસ્યાથી શોધક મનના માણસને ખાતરી થશે કે ભાલ એક કાલે સમુદ્રનું તલીયું હતું અને તેથી કરી જુદો પડેલો ટાપુ દ્વારિકાં નામથી ઓળખાતો હશે.

૩ ઉપર લખ્યા મુજબ દ્વારિકાં નામ આખા દ્વીપકલ્પનું હતું તો કુશદ્વીપ (કુશાવર્તદેશ) અને આનર્તદેશ પણ આખા દ્વીપકલ્પ (સૌરાષ્ટ્રદેશ) નું હોવું જોઈએ. કુશદ્વીપ નામથીજ જણાયછેકે એ નામથી ઓળખાતી ભૂમિ સમુદ્રથી વીંટાયલો દ્વીપ અગર બેટ હતો. જઈન ગ્રંથમાં પણ કુશાવર્ત નામથી આખા સૌરાષ્ટ્રને સમજતા હોય એમ જણાયછે. એ નામ દૈત્ય અગર દાનવ, એટલે, આ દેશના મૂળ રેહેવાસી ભીલ, કોલી અગર કાબા, લોકો સાથે વધારે સંબંધ રાખેછે. કુશ એટલે ઘાંસ એ ઉપરથી કુશાવર્ત એટલે ઝાડી'વાળો ઉજડ દેશ, જેમાં પૂર્વે નસ્યા દૈત્ય અને દાણવ અગર મૂળ રેહેવાસી લોકો રેહતા હતા. પુરાણમાંથી પણ જણાયછે કે જ્યારે યાદવો મથુરાંથી આંહીં આવ્યા ત્યારે આ દેશ કેવળ અરણ્ય હતો.

---

+ પૂર્વ વહની ભાદર નદી જે ભાલમાં સુકાઈ જાયછે એજ ઘણુ કરી ગોમતી કાં ન હોય? આ નદીમાં મળનારી એક નદી આજપણ ગોમા નામથી ઓળખાયછે. પૂર્વ વહની નદીઓને આપણા લોકો વધારે પવિત્ર ગણેછે

૪ આનર્ત નામથી પણ એક કાળે આખો સૌરાષ્ટ્ર ઓળખાતો હોય એમ જણાયછે. મહાત્મ્યમાં ગિરનારને દ્વારિકાં ક્ષેત્રની બાહર કહ્યોછે, તોપણ તે કોઈ કોઇવાર આનર્તના દીકરા રૈવત ઉપરથી રૈવતાચળ કેહેવાયછે. આંહીં એક કુંડ છે તેને રેવતી કુંડ કરી કેહેછે. આ કુંડ ઉપર રૈવતની કન્યા રેવતી અને તેમના પતી બલદેવનું મંદિરછે. હવે જો આનર્ત રાજાએ જીતેલા દેશનું નામ આનર્ત દેશ કેહેવાતું હતું તો જે ભાગમાં આનર્તના દીકરાનો અમલ હતો તે ભાગપણ આનર્તના રાજ્યમાં અગર આનર્ત દેશમાં હોવો જોઈયે. આ પ્રમાણ ઘણુ મજબુત નથી તોપણ તેને નગરખંડમાંથી એક બીજા પ્રમાંણનો આધાર મળ્યાથી ધારેલી મતલબ સિદ્ધ કરવામાં તે છેક અસર કર્‍યા વગર રહ્યું નથી. નગરખંડમાં સૌરાષ્ટ્રની બાહેરના સ્થળ વડનગરને આનર્ત દેશમાં કહ્યું છે. એ જોતાં તો ગુજરાત પણ આનર્તમાં ગણાતો હતો ત્યારે સૌરાષ્ટ્ર કેમ ન હોય ? પણ આ દેશનું સૌરાષ્ટ્ર નામ ઘણાજ જુના વખતથી જોવામાં આવેછે, અને તે એટલું બધું પ્રસિદ્ધ છે કે જુનાઘઢના ઈ૦ સ૦ ની બીજી સદીના રૂદ્રદામાના શિલા લેખમાં આનર્તનામ નમળ્યું હતતો આપણે એમજ કેહેત કે આ દેશનું આનર્ત નામ ફક્ત પુરાણ અને મહાત્મ્યોથી પ્રસિદ્ધ થયું છે. એ લેખમાં સૂવિસાકને સૌરાષ્ટ્ર અને આનર્ત નો અધિકારી કરી લખ્યો છે. એ જોતાં આનર્ત તે વખત કોઈ સૌરાષ્ટ્રને લગતો અગર તેની પડોશનો દેશ હશે. સૌરાષ્ટ્રને લગતા ત્રણદેશ કચ્છ, ગુજરાત, અને લાટ દેશમાં આનર્ત નામથી કયો ઓળખાતો હશે એ હવે આપણે વિચારીયે. જે વખતના શિલા લેખમાંથી આનર્ત નામ મળી આવેછે તેજ વખતના શિલા લેખમાં નર્મદાની દક્ષિણના દેશને લાટદેશ+ કરી લખ્યો છે, અને કચ્છ તો ઘણાકાળ સુધી સૌરાષ્ટ્રમાંજ ગણાતો હોય એમ જણાયછે. કેમકે ગ્રીક લોકોના તે વખતના બયાનમાં સૌરાષ્ટ્રની હદ ખંભાતના અખાતથી તે સિંધુના મુખ સુધી હતી કેહેછે. કચ્છ અને તેની પડોસનું ઓખાનું પરગણું સૌરાષ્ટ્રમાં ગણાતાં હતાં તેવિશે આપણા જુના વૈદકના ગ્રંથોમાંથી પણ કેટલાંક પ્રમાણ* મળી આવેછે. કાળામગ

---

+ લાટ દેશ એટલે નર્મદાની દક્ષિણનો કોંકણ દેશ.

* આ વૈદકના ગ્રંથોમાંનાં ઊપયોગી પ્રમાણો અમને મળ/મુદાર મણીશંકર પાસેથી મળ્યાંછે

જેહને આ દેશમાં ભૂંગર મગ કરી કેહેછે ને જે વિશેષ કરી કચ્છમાં થાયછે તેનું નામ નરહરી પંડિત કૃત્ય ચૂડામણિ ગ્રંથમાં સૂરાષ્ટ્રજા છે, ફટકી આ તરફ કચ્છમાં થાયછે તેને પણ એ ગ્રંથમાં સૂરાષ્ટ્રજા કહી છે. ગોપીચંદન આ પ્રાંતમાં ઓખામાં થાયછે તેને વૈદભૂષણ અને માધવપ્રકાશ નામના ગ્રંથમાં સૂરાષ્ટ્રિજા કરી લખેછે. આ ઉપરથી જણાય છે કે ઓખા અને કચ્છ જુના વખતમાં સૌરાષ્ટ્રનો ભાગ ગણાતો હતો. જે ગ્રંથોમાંથી આ પ્રમાણો મળી આવે છે તે ગ્રંથના વખતમાટે જ્યાંહાં સુધી નિશ્ચય નથી થયો ત્યાંહાં સુધી આવાં પ્રમાણને આપણે મજબુત પ્રમાણો કહી શકતા નથી; તોપણ કચ્છ કોઈ વખત આનર્ત નામથી ઓળખાતો હતો એવું કયાંહ્ય પણ જોયામાં આવ્યું નથી. ડાકતર ભાઉ ધારે છે કે શિલાલિખોમાં જે અનુપદેશ લખેછે તેજ ઘણું કરી કચ્છ હશે. જુદે જુદે વખત રાજ્યોની ઉથલપાથલની સાથે દેશની સીમાપણ બદલાયા કરેછે તેમ સૌરાષ્ટ્રાવિશે પણ થયું જણાયછે. જ્યારે સૌરાષ્ટ્ર અને તેને ફરતા દેશોની રાજધાનીસૌરાષ્ટ્રનું શેહેર વલ્લભીનગર હતું ત્યારે ગુજરાત, અને કચ્છ વીગેરે દેશો સૌરાષ્ટ્રમાં ગણાતા હતા. વલ્લભીનગર ત્રુટા પછી તેમાનોકાંઈ ભાગ ગુજરાત નામથી ઓળખાવા લાગો, અને એજ વખત કચ્છ પણ સૌરાષ્ટ્રમાંથી જુદો પડયો હશે. વલ્લભીનગરની અવજી આ બધા દેશો ઉપર જ્યારે ગુજરાતમાંના શેહેર અણહિલવાડના રાજાઓનો અમલ થયો ત્યારે દ્વીપકલ્પ અગર સૌરાષ્ટ્રનો કાંઈ ભાગ ઉલટો ગુજરાતમાં ગણાવા લાગો. હવે કચ્છ જો જુના વખતમાં સૌરાષ્ટ્રમાં ગણાતો હતો તો ગુજરાતનું નામજ આનર્ત દેશ હોવું જોઈયે, જે વાતને નગરખંડમાંથી પણ આધાર મળેછે. દ્વારિકાં મહાત્મ્ય અને પુરાણમાં એ નામ સૌરાષ્ટ્ર અગર દ્વારકાંક્ષેત્રનું કેહેછે અને નગરખંડ અને બીજી સદીના રૂદ્રદામાના લેખ ઉપરથી એ નામ ગુજરાતનું હોય એમ લાગે છે તો કદાચ એમ હશે કે પૂર્વે કોઈ વાર પશ્ચિમ સમુદ્રથી તે ગુજરાતની પૂર્વ સીમા સુધીનો બધો દેશ આનર્ત નામથી ઓળખાતો હતો. તેમ નહી ને મૂળમાં દ્વારિકાં અગર સૌરાષ્ટ્રનો બેટજ આનર્ત નામથી ઓળખાતો હતો માનીયેતો, જ્યારથી ભાલ સમુદ્રનું તળીયું મટી જઈ સૌરાષ્ટ્રની ભૂમિ આનર્તની ભૂમિ સાથે સંધાઈ ગઈ ત્યારથી સૌરાષ્ટ્રનું આનર્ત નામ

ગુજરાતને પણ લગાડવામાં આવ્યું હશે. કાંઈ કાળપછી જ્યારે પશ્ચિમનો દ્વારિકાંનો ટાપુ સૌરાષ્ટ્ર નામથી વધારે પ્રસિદ્ધ થઈ જુદો પડ્યો, ત્યારથી બાકીરહેલા ગુજરાતનું નામજ આનર્ત રહ્યું જણાયછે, જે વિશે આપણને રૂદ્રદામાના લેખથી કાંઈ ખાતરીથાયછે. જ્યારથી આ ટાપુમાં સારી વસ્તી અને આબાદી થઈ ત્યારથી લોકોએ કુશ એટલે જંગલવાળા દેશની અવજી આબાદીવાળો અગર સુરાષ્ટ્ર નામ આપ્યું જણાયછે. આનર્ત નામ ઘણો લાંબો વખત ટક્યું લાગતું નથી. આનર્ત અને સૌરાષ્ટ્ર એ બે નામોમાં આનર્ત જુના વખતનું નામ હતું અને સૌરાષ્ટ્ર પછવાડેના વખતમાં પડ્યું એમ પણ કાંઈ કહી શકાતું નથી. આપણા જુનામાં જુના ભારત અને રામાયણના *ગ્રંથમાંથી પણ સૌરાષ્ટ્ર નામ મળી આવેછે. રામાયણમાં લખેછે કે જ્યારે દશરથ રાજાએ પુત્રેષ્ટી યજ્ઞ કર્યો ત્યારે સમારંભમાં દેશદેશના રાજાઓને તેડાવ્યા હતા તેમાં સૌરાષ્ટ્ર,સિંધુ અને સૌવીરના રાજાઓ પણ હતા. મહાભારતના સભાપર્વાંતર્ગત દિગ્વિજય પર્વના અધ્યાય ૩૧ મામાં લખેછે કે સહદેવે દક્ષિણમાં ફતેહ કરી ત્યારે સૌરાષ્ટ્રાધિપતિને જીત્યો હતો અને સૌરાષ્ટ્રમાં રહીને રૂકમી રાજા તથા ભોજકટના રાજા ભીમકસેનને શાશન મોકલ્યું હતું. વેદના અંગ પાણીની આચાર્ય કૃત શિક્ષામાં એક પાદ છે.—

( यथा सौराष्ट्रिका नारी )

ઉપર મુજબ આપણા જુનામાં જુના ગ્રંથોમાં, પરદેશી લોકોના આદેશ સંબંધી વૃત્તાંતમાં, અને શિલા લેખોમાં સૌરાષ્ટ્ર નામ જેવું પ્રસિધ્ધછે તેવું આનર્ત નથી. રૂદ્રદામાના શિલા લેખમાં છે પણ ત્યાંહાં તેને સૌરાષ્ટ્રની સાથે કહેલુંછે. જ્યાંહાંસુધી હજી ઘણા જુના ગ્રંથોનું સારી રીત અધ્યયન કરી પુરો નિશ્ચય થઈ શક્યો નથી, ત્યાંહાંસુધી એટલુંજ અનુમાન કરી શકાયછે કે આ દેશનું ઘણાજ જુના વખતથી સૌરાષ્ટ્ર નામ છે. આનર્ત રાજાનો આ દેશમાં પૂર્વે અમલ હતો તે ઉપરથી આનર્તનું રાજ્ય અગર આનર્ત દેશ એ નામથી પુરાણ અને મહાત્મ્યોમાં આ દેશને વર્ણવ્યોછે પણ તે નામ ઘણું વખત ટક્યું હોય, કે એ નામથી પરદેશી લોકો ઓળખતા હોય, એવો એક પણ દાખલો જાણ્યો નથી.

---

* આ સંસ્કૃત ગ્રંથોનાં પ્રમાણ મ૦ મુંદાર મણીશંકર પાસેથી મળ્યાંછે.

૫ ઈ૦સ૦ની સાતમી સદી સુધી ગુજરાત પણ સૌરાષ્ટ્રમાં ગણાતો હતો એમ આપણને ચીનદેશના ગ્રંથમાંથી જણાયછે.હયુંએનત્સાંગ નામનો ચીનો મુસાફર જે હિંદુસ્થાનમાં સાતમી સદીમાં તીર્થાટન કરવા આવ્યો હતો, તે પોતાના વૃત્તાંતમાં સૌરાષ્ટ્રની સીમા મહી નદી સુધી કહી, તેની પરિમીતી ચાર હજાર લી એટલે ૧૩૦૦ માઈલ કેહેછે. તે જોતાં ગુજરાત પણ તેમાં આવી ગઈયો જણાય છે. સાબરમતી અને મહી વચ્ચેનો પ્રદેશ આજ ચડોતર નામથી ઓળખાય છે, તે પણ સૌરાષ્ટ્ર અગર સરોટરનો અપભ્રંશ હશે. ચડોતરના લોકો આજ પણ " ચ " અક્ષર વિશેષ કરી બોલેછે. ડાકતર ભાઉ કેહેછે કે સાતમી સદી પેહેલાંના જુના ગ્રંથોમાં આ દેશનું ગુજરાત નામ હોય એવું કયાંહ્ય જણાતું નથી. હાલ જે ભાગ ગુજરાત નામથી ઓળખાય છે તેનો કેટલોક ભાગ માળવામાં, કેટલોક લાટ દેશમાં, અને બાકીનો મારવાડ અને સૌરાષ્ટ્ર ( વલભીના રાજ્ય ) માં ગણાતો હતો. સાતમી સદીમાં આ દેશમાં ગુર્જર લોકો આવી વસ્યા તેઉપરથી આ દેશનુ ગુર્જરત્રા નામ પડ્યું. ગુર્જરત્રાએટલે ગુર્જર લોકોએ સંરક્ષણ કરેલી ભૂમી, જે ઉપરથી હાલનું ગુજરાત નામ થઈ ગયુંછે. ડાકતર કેહેછે કે મહારાષ્ટ્રની પેઠે ગુજરાષ્ટ્ર ઉપરથી ગુજરાત નામ પડયું કેટલાક ધારે છે તે ખોટું છે. જુના ગ્રંથોમાં ગુર્જરત્રા છે, ગુજરાષ્ટ્ર નથી.

સાતમી આઠમી સદી પછી ગુજરાતના અણહિલવાડના રાજાઓનો અમલ, જેમજેમ ગુજરાતની આસપાસના દેશઉપર, ફેલાતો ગયો, તેમતેમ ગુજરાતની સરહદ વધતીગઈ. આ વખતથી એકલો દ્વીપકલ્પજ સૌરાષ્ટ્રમાં રહી, બાકીનો ભાગ ગુજરાતમાં ગણાવાલાગો. મુસલમાન લોકોના વખતમાં ઝાલવાડનાં વીરમગામ અને ધંધુકાનાં પરગણાં ગુજરાતમાં એટલે અમદાવાદ સરકારમાં દાખલ થયાં, અને ત્યારથીજ તેની પશ્ચિમનો બાકીનો ભાગ સોરઠ સરકાર નામથી ઓળખાવા લાગો.

૬ સૌરાષ્ટ્ર દેશનાં જુદા જુદા વખતનાં નામો અને તેની શરહદવિશે આપણે ઉપર સુજબ કાંઈ કાંઈ કહ્યું; પણ તેના અંતર વિભાગ વિશે કાંઈ જાણ્યામાં નથી. ચુડાસમા અને મુસલમાન લોકોના ગ્રંથોઉપરથી જણાયછે કે સૌરાષ્ટ્ર નવ ભાગમાં વેંહેચાયલો હતો; જેમાના બે ભાગોને મહાત્મ્યમાં પ્રભાસક્ષેત્ર અને દ્વારકાં ક્ષેત્રકરી લખ્યાછે.

પૂર્વ ભાગમાં કોઈ તીર્થ ન હોવા ને લીધે તે વિશે કાંઈ જણાતું નથી. ફક્ત એટલુ જાણ્યામાં છે કે વચ્ચલા જમાનામાં સૌરાષ્ટ્રની પૂર્વના બે પ્રાંતો પંચાલ અને ભાલ એ નામથી ઓળખાતા હતા. જેમ જેમ ઉત્તર પૂર્વમાંથી આ દેશમાં નવાં રજપૂતો વીગેરેનાં ટોળાં આવી વસ્યાં, તેમ તેમ તેઓ ઉપરથી જે ભાગમાં તેઓ વસ્યાં તે ભાગનાં હાલાર, ઝાલાવાડ, ગોહેલવાડ, બાબરીયાવાડ, કાઠીયાવાડ, વીગેરે અર્વાચીન નામો પડ્યાં; પણ તે નામો તેઓના વખત સાથેજ સંબંધ રાખેછે, તે પેહેલાંના વિભાગોવિશે કાંઈ જાણ્યામાં નથી.

૭ સૌરાષ્ટ્રનાં શેકડો સ્થળ મહાત્મ્યોમાં પવિત્ર ગણ્યાંછે, —; દ્વારિકાં, પ્રભાસ, ગિરનાર, સુદામાપુરી (પોરબંદર) માધવપોર, મૂળદ્વારિકાં, તુલશીશ્યામ, શત્રુંજય, વીગેરે. આ તીર્થોમાં ઘણાં પવિત્ર અને આખા હિંદુસ્થાનમાં પ્રસિદ્ધ એવાં મુખ્ય ચાર સ્થળોછે. દ્વારિકાં અને પ્રભાસ બ્રાહ્મણ ધર્મના લોકોમાં, અને શત્રુંજય તથા ગિરનાર, જૈન ધર્મના લોકોમાં મ્હોટાં તીર્થનાં સ્થળો ગણાયછે.

હાલમાં ઓખામંડલમાં એક સ્થળ દ્વારિકાંના પવિત્ર નામથી આખા હિંદુસ્થાનમાં પ્રસિદ્ધ છે તે કાંઈ જુના વખતનું દ્વારિકાં નથી. આ સ્થળને આ પવિત્ર નામ અર્વાચીન વખતમાં મલ્યું જણાયછે. ઓખામાં ચાલતી દંતકથા ઉપરથી જણાયછે કે પ્રથમ આ ભાગમાં કાબા જાતીના ચાંચીયા લુટારા વસતા હતા, જેઓની પીડાથી કોઇ માણસ ઓખાના ઘાટી ઝાડીવાળા અરણ્યમાં આવી શકતું નહતું. કાંઈ કાળ પછી તેઓમાં યવન લોકો આવી વસ્યા. થોડાવખત પછી જ્યારે આ ભાગમાં ચૌરા લોકો આવી વસ્યા, ત્યારથી આ ભાગમાં કાંઈ વસ્તી થઈ, અને લોકો જાત્રા સારૂ આવવા લાગા. જાત્રાલું લોકો ઉપર કર ઠરાવ્યાથી ઓખાના રાજાને મ્હોટી પેદાશ થવા માંડી. ચૌરા લોકો ઘણુ કરી ઈ૦ સ૦ ની પેહેલી બીજી સદીમાં આ ભાગમાં આવ્યા જણાયછે. ઈ૦ સ૦ ની દસમી સદીથી આ ભાગમાં હિંદુસ્થાનના રાજાઓ યાત્રા સારૂ મ્હોટી ધામધુમથી આવવા લાગા, તે વિશેના દાખલા રજપુત વહીવંચાના ગ્રંથોમાંથી આપણને ઘણા મળી આવેછે. માટે બીજી સદી પછી અને દસમી સદી પેહલાંના વખતમાં આ સ્થળ દ્વારિકાં નામથી

૫ ઈ૦સ૦ની સાતમી સદી સુધી ગુજરાત પણ સૌરાષ્ટ્રમાં ગણાતો હતો એમ આપણને ચીનદેશના ગ્રંથમાંથી જણાયછે.હયુએનત્સાંગ નામનો ચીનો મુસાફર જે હિંદુસ્થાનમાં સાતમી સદીમાં તીર્થાટન કરવા આવ્યો હતો, તે પોતાના વૃત્તાંતમાં સૌરાષ્ટ્રની સીમા મહી નદી સુધી કહી, તેની પરિમીતી ચાર હજાર લી એટલે ૧૩૦૦ માઈલ કેહેછે. તે જોતાં ગુજરાત પણ તેમાં આવી ગઈયો જણાય છે. સાબરમતી અને મહી વચ્ચેનો પ્રદેશ આજ ચડોતર નામથી ઓળખાય છે, તે પણ સૌરાષ્ટ્ર અગર સરોટરનો અપભ્રંશ હશે. ચડોતરના લોકો આજ પણ " સ " અક્ષર વિશેષ કરી બોલેછે. ડાક્તર ભાઉ કેહેછે કે સાતમી સદી પેહેલાંના જુના ગ્રંથોમાં આ દેશનું ગુજરાત નામ હોય એવું કયાંહય જણાતું નથી. હાલ જે ભાગ ગુજરાત નામથી ઓળખાય છે તેનો કેટલોક ભાગ માળવામાં, કેટલોક લાટ દેશમાં, અને બાકીનો મારવાડ અને સૌરાષ્ટ્ર ( વલ્લભીના રાજ્ય ) માં ગણાતો હતો. સાતમી સદીમાં આ દેશમાં ગુર્જર લોકો આવી વસ્યા તેઉપરથી આ દેશનુ ગુર્જરત્રા નામ પડ્યું. ગુર્જરત્રાએટલે ગુર્જર લોકોએ સંરક્ષણ કરેલી ભૂમી, જે ઉપરથી હાલનું ગુજરાત નામ થઈ ગયુંછે. ડાકતર કેહેછે કે મહારાષ્ટ્રની પેઠે ગુજરાષ્ટ્ર ઉપરથી ગુજરાત નામ પડયું કેટલાક ધારે છે તે ખોટું છે. જુના ગ્રંથોમાં ગુર્જરત્રા છે, ગુજરાષ્ટ્ર નથી.

સાતમી આઠમી સદી પછી ગુજરાતના અણહિલવાડના રાજાઓનો અમલ, જેમજેમ ગુજરાતની આસપાસના દેશઉપર, ફેલાતો ગયો, તેમતેમ ગુજરાતની સરહદ વધતીગઈ. આ વખતથી એકલો દ્વીપકલ્પજ સૌરાષ્ટ્રમાં રહી, બાકીનો ભાગ ગુજરાતમાં ગણાવાલાગો. મુસલમાન લોકોના વખતમાં ઝાલવાડનાં વીરમગામ અને ધંધુકાનાં પરગણાં ગુજરાતમાં એટલે અમદાવાદ સરકારમાં દાખલ થયાં, અને ત્યારથીજ તેની પશ્ચિમનો બાકીનો ભાગ સોરઠ સરકાર નામથી ઓળખાવા લાગો.

૬ સૌરાષ્ટ્ર દેશનાં જુદા જુદા વખતનાં નામો અને તેની શરહદવિશે આપણે ઉપર મુજબ કાંઈ કાંઈ કહ્યું; પણ તેના અંતર વિભાગ વિશે કાંઈ જાણ્યામાં નથી. ચુડાસમા અને મુસલમાન લોકોના ગ્રંથોઉપરથી જણાયછે કે સૌરાષ્ટ્ર નવ ભાગમાં વેંહેચાયલો હતો; જેમાના બે ભાગોને મહાત્મ્યમાં પ્રભાસક્ષેત્ર અને દ્વારકાં ક્ષેત્રકરી લખ્યાછે.

પૂર્વ ભાગમાં કોઈ તીર્થ ન હોવા ને લીધે તે વિશે કાંઈ જણાતું નથી. ફક્ત એટલુ જાણ્યામાં છે કે વચ્ચલા જમાનામાં સૌરાષ્ટ્રની પૂર્વના એ પ્રાંતો પંચાલ અને ભાલ એ નામથી ઓળખાતા હતા. જેમ જેમ ઉત્તર પૂર્વમાંથી આ દેશમાં નવાં રજપૂતો વીગેરેનાં ટોળાં આવી વસ્યાં, તેમ તેમ તેઓ ઉપરથી જે ભાગમાં તેઓવસ્યાંતે ભાગનાં હાલાર, ઝાલાવાડ, ગોહેલવાડ, બાબરીયાવાડ, કાઠીયાવાડ, વીગેરે અર્વાચીન નામો પડ્યાં; પણ તે નામો તેઓના વખત સાથેજ સંબંધ રાખેછે, તે પેહેલાંન વિભાગોવિશે કાંઈ જાણ્યામાં નથી.

૭ સૌરાષ્ટ્રનાં શેકડો સ્થળ મહાત્મ્યોમાં પવિત્ર ગણ્યાંછે, —; દ્વારિકાં, પ્રભાસ, ગિરનાર, સુદામાપુરી (પોરબંદર) માધવપોર, મૂળદ્વારિકાં, તુલશીશ્યામ, શત્રુંજય, વીગેરે. આ તીર્થોમાં ઘણાં પવિત્ર અને આખા હિંદુસ્થાનમાં પ્રસિદ્ધ એવાં મુખ્ય ચાર સ્થળોછે. દ્વારિકાં અને પ્રભાસ બ્રાહ્મણ ધર્મના લોકોમાં, અને શત્રુંજય તથા ગિરનાર, જૈન ધર્મના લોકોમાં મ્હોટાં તીર્થનાં સ્થળો ગણાયછે.

હાલમાં ઓખામંડલમાં એક સ્થળ દ્વારિકાંના પવિત્ર નામથી આખા હિંદુસ્થાનમાં પ્રસિદ્ધ છે તે કાંઈ જુના વખતનું દ્વારિકાં નથી. આ સ્થળને આ પવિત્ર નામ અર્વાચીન વખતમાં મલ્યું જણાયછે. ઓખામાં ચાલતી દંતકથા ઉપરથી જણાયછે કે પ્રથમ આ ભાગમાં કાબા જાતીના ચાંચીયા લુટારા વસતા હતા, જેઓની પીડાથી કોઇ માણસ ઓખાના ઘાટી ઝાડીવાળા અરણ્યમાં આવી શકતું નહતું. કાંઈ કાળ પછી તેઓમાં યવન લોકો આવી વસ્યા. થોડાવખત પછી જ્યારે આ ભાગમાં ચૌરા લોકો આવી વસ્યા, ત્યારથી આ ભાગમાં કાંઈ વસ્તી થઈ, અને લોકો જાત્રા સારૂ આવવા લાગા. જાત્રાલું લોકો ઉપર કર ઠરાવ્યાથી ઓખાના રાજાને મ્હોટી પેદાશ થવા માંડી. ચૌરા લોકો ઘણુ કરી ઈ૦ સ૦ ની પેહેલી બીજી સદીમાં આ ભાગમાં આવ્યા જણાયછે. ઈ૦ સ૦ ની દસમી સદીથી આ ભાગમાં હિંદુસ્થાનના રાજાઓ યાત્રા સારૂ મ્હોટી ધામધુમથી આવવા લાગા, તે વિશેના દાખલા રજપુત વહીવંચાના ગ્રંથોમાંથી આપણને ઘણા મળી આવેછે. માટે બીજી સદી પછી અને દસમી સદી પેહલાંના વખતમાં આ સ્થળ દ્વારિકાં નામથી

પવિત્ર ગણાવા લાગ્યું હશે. તે પેહેલાં તેને કોઈ તીર્થ તરીક ગણતું નહતું. ઘણું કરી એમ અનુમાન થઈ શકેછે કે, ત્રીજી ચોથી સદીમાં બૌધ લોકોનું બળ કમ થયું અને તેવખતપછી હિંદુસ્થાનમાં ચોતરફ શિવ વિષ્ણુના દેવળ થવા માંડ્યાં, તેવામાં કોઈ વિષ્ણુ ધર્મના રાજાએ જુંના ભારત આદી ગ્રંથોમાંથી વિષ્ણુના અવતાર કૃષ્ણનું દ્વારિકાં સ્થળ પશ્ચિમે સમુદ્રની વચ્ચે છે, એવું સાંભળી, સૌરાષ્ટ્રમાં ટાપુ સરખું ઓખાનું સ્થળ અને ત્યાંહાં ઘણા શંખચક્ર નીકળતા જોઈ, તેને જુનું દ્વારિકાં સમજી ત્યાંહાં એક વિષ્ણુનું મંદિર બંધાવ્યું હશે. હાલમાં એ મંદિર ત્રૈલોક્યસુંદર અગર જગતનું દેવળ એ નામથી પ્રસિદ્ધ છે. દ્વારિકાંના તમામ દેવળોમાં આ સર્વથી જુનામાં જુંનુ ગણાયછે. એનો બંધાવનાર કોઈ ગુપ્તવંશનો રાજા હશે. કેમકે એ રાજાઓ વિષ્ણુભક્ત હતા એટલુંજ નહીં પણ તેઓએ સૌરાષ્ટ્રમાં કાંઈ વખત અમલ કર્યો હતો, અને ઉજ્જયંત (ગિરનાર) ઉપર એક વિષ્ણુનુ દેવળ બાંધ્યું હતું એમ સ્કંદગુપ્તના કોતરાવેલા જુનાગઢના શિલાલેખ ઉપરથી જણાયછે. આ દેવળનો બંધાવનાર ગુપ્ત રાજાજ હતો એમ માનવા એક બીજું પણ કારણ છે તે એકે દ્વારિકાંની મૂર્તિઓમાં આ દેશના લોકો વામન કિંવા ત્રિવિક્રમની મૂર્તિને જુનામાં જુની ગણે છે. ગુપ્ત રાજાઓ પણ વિષ્ણુના અવતાર વામનજીના ભક્ત હતા એમ તેઓના લેખના મંગળાચરણમાં વામન જીની સ્તુતિ કરીછે તે ઉપરથી જણાયછે. માટે દ્વારિકાંમાં પેહેલવેલી વામનજી અગર ત્રિવિક્રમની મૂર્તિ આ ગુપ્ત રાજાએજ પધરાવી હશે. જુના વખતમાં આ દેશમાં વામનજીનો મહીમા વિશેષ હતો. જુનાગઢથી ચારગાઉ પશ્ચિમે એક વંથલી નામનું ગામ છે તેને જૈન લોકોના દ્વિયાશ્રય નામના ગ્રંથમાં વામનસ્થળી કરી લખ્યું છે. આંહીં આજપણ એક વામનજીનુ મંદિરછે. એ દેવનુ મંદિર હાલ હિંદુસ્થાનમાં બીજે કોઈકજ ઠેકાણે જોવામાં આવે છે. વામનજી અને વામનસ્થળીના મહિમા વિશે ગિરનાર મહાત્મ્યમાં પણ સારી રીતે લખ્યું છે. સોરઠના લોકો દ્વારિકાંનું દેવળ બંધાવનાર રાજા કોણ હતો એ નક્કી જાણતા નથી, તોપણ એમતો કેહેછે કે ગિરનારનું દામોદરજી (વિષ્ણુ) નું દેવળ અને જગતનું દેવળ બંધાવનાર એકજ રાજા હતો.

માટે જો ગિરનારનું દેવળ ગુપ્ત રાજાનું બંધાવેલું શિલાલેખમાં કેહેછે તો આ જગતનુ દેવળ બંધાવનાર પણ એજ રાજા હોવો જોઈયે. આ વિશે વધારે નિશ્ચય,તે દેવળોનું બાંધ કામ અને કોત્રણ, તે વખતનાં હિંદુસ્થાનનાં બીજાં દેવળો સાથે સરખાવ્યાથી, થઈ શકે, ને ત્યારેજ આપણને તેના વખતનો ખરો વિચાર આવે. કાંઈ કાળે એ જગતનું દેવળ શંકરસ્વામિયે પોતાના તાબામાં લઈ, ત્યાંહાં એક મઠ બાંધી, તેમાં પોતાતરફથી એક સન્યાસી રાખ્યો, ત્યારથી હિંદુસ્થાનના બ્રાહ્મણધર્મના લોકોમાં તે સ્થળ વિશેષ પ્રસિદ્ધ થયું. પણ તેની ઘણી પ્રસિદ્ધિ તો મહાત્મ્યથી થઈછે. મહાત્મ્યમાં આવિશે એક નીચે પ્રમાણે કથા છે.—

આ ભાગમાં પૂર્વે દૈત્ય અને દાનવની વસ્તી હતી, તેમાં કુશદૈત્ય ઘણો જોરાવર હતો. એક વખત દુર્વાસા રૂષિ કુશસ્થળીમાં, જ્યાંહાં ગોમતી નદી સમુદ્રને મળેછે ત્યાંહાં ચક્ર તીર્થ નામના પવિત્ર સ્થળે સ્નાન કરવા આવ્યા. આહીં તેને આ ભાગના અસુરોએ ઘણું દુઃખ દઈ તેનાં વસ્ત્ર ઝોટી લીધાં, તેથી ઋષિ ખેદ પામી પાતાળમાં બલી રાજાને ત્યાંહાં વામનજી દ્વારપાળ થઈ ચોકી કરતા હતા તે પાસે ગયા, અને પોતાઉપર પડેલા જુલમની વાત કહી દેખાડી. વામનજી બળી રાજા પાસેથી દાનવ અને નાગ એ જાતીના લોકોનું સૈન્ય લઈ દુર્વાસાની મદદે પાતાળથી કુશ દ્વીપમાં આવ્યા, અને દૈત્યોના મુખી કુશ, ગોલક, પંચજન્ય વીગેરેને મારી કુશની જગે કુશેશ્વર મહાદેવનું સ્થાપન કર્યું. પંચજન્ય ( શંખાસુર ) એ નામનો દૈત્ય શંખોદ્ધાર નામના બેટમાં રેહેતો હતો તેને મારી તેનો શંખ વિષ્ણુંએ પોતાની પાસે રાખ્યો. હાલમાં વિષ્ણુંની ચતુર્ભુજ મૂર્તિના હાથમાં જે શંખ ધરેછે તેને પુરાણમાં પાંચજન્ય કરી કેહેછે. આ કથા સિંધુ કિનારાના પાતાળ નામના બંદરમાંથી સ્કીથી અગર શક લોકો, કીંવા ભાટ લોકોના ચૌરા લોકોનું ટોળું સૌરાષ્ટ્રમાં આવ્યું, અને ઓખાના દાનવ ( કાબા ) ને જીતી સૌરાષ્ટ્રના ઉત્તર ભાગમાં પોતાનો અમલ બેસાડ્યો તેને લગતી જણાય છે. " એરીયાના એન્ટીકવા " નામના ગ્રંથમાં હિંદુસ્થાનના વાયવ્ય ભાગ અને તેની પશ્ચિમના પ્રદેશનો જુના વખતનો નકસો આપ્યો છે તેમાં સિંધુના નીચાણના ભાગ તરફ પાતાળ નામનુ શેહેર લખ્યું છે. ટાલમી અને એરીયનના ગ્રંથ ઉપરથી

જણાયછે કે ઈ. સ. ના પ્રથમ શતકમાં પાતાળ સ્કીથી અગર શક લોકોના તાબામાં હતું. આપણાં પુરાણના ગ્રંથોમાં પાતાળને નાગ અગર તક્ષકની જગો કરી લખેછે. કેટલીક જગે યમ રાજાની જગો અગર નર્ક લોક તરીક ગણેછે તે ખોટું છે. પાતાળ કાંઈ દુખનું સ્થાન નથી પણ વૈભવનું સ્થળ છે. તીબેટના બૌધ લોકોના ગ્રંથમાં કેહેછે કે સિંધુના કિનારા ઉપર પાતાળ નામના શેહરમાં પ્રથમ શક લોકો રેહતા હતા, ત્યાંહાંથી તેઓ કંપીલ વસ્તુમાં આવ્યા, ત્યાંહાં તેઓની જાતિનો સિંહ સાતમો બુધ્ધ શાકય સિંહ જનમ્યો. મહાત્મ્ય કરતાએ આ કથાને જુના વખતની અને વધારે પવિત્ર કરવાની મતલબથી તેમાં દુર્વાસા વિગેરે પવિત્ર પુરુષોનાં નામ ઉમેરી કેટલોક ફેરફાર કરી પોતાને ગમતી કરીછે; તથાપિ આ કથા પેહલી સદીમાં સિંધમાંથી શક અગર ચૌરા લોકો આ દેશમાં આવ્યા અને ચાંચીયાઓને જીતી ઓખા પોતાને તાબે કર્યો તેવિશેની છે. ભાટ લોકો પણ ઓખાના ચાંચીયાઓને જીતનાર પ્રથમ ચૌરા જાતી હતી કેહેછે. આપણા લોકો પોતાના ધર્મને પીડા કરનારા લોકોનો પરાજ્ય કરવામાં અગર તેથી પોતાનું રક્ષણ કરવામાં હમેશાં રક્ષણ કરનારા દેવ વિષ્ણુની મદદ હતી માને છે, એટલુંજ નહીં પણ આવા ભયથી રક્ષણકરનારાઓને પણ ઘણીવાર વિષ્ણુની ઉપમા આપેછે. તેમ યાત્રાળુઓને પીડાકારી ચાંચીઆઓનો પરાજ્ય કરવામાં વિષ્ણુ અગર વામનજીની સાહેતા હતી એમ માહત્મ્યમાં કહ્યું છે.

પ્રભાસની પવિત્રતા વિશે જેમ જુના ભારત આદી ગ્રંથોમાં લખ્યું છે, તેમ નાસીકમાં ઉસ્વદાત રાજાના કોત્રાવેલા ઈ. સ. ના બીજા શતકના શિલા લેખમાં તેને પુણ્યભૂમિ કરી લખીછે. આ ઉપરથી એમ અનુમાન થઈ શકેછે કે તે પ્રાચીન કાળથી પવિત્ર ગણાયછે, પણ તેની સીમાવિશે જે મહાત્મ્યમાં કહ્યું છે તે પ્રાચીન કાળથીજ છે એમ કેહવા એકપણ પ્રમાણ નથી. પ્રભાસમાં સમુદ્ર કીનારા ઉપર જુંનું સોમેશ્વરનું દેવળ છે તે વિશે ડાકતર ભાઉનો પંડિત ભગવાનલાલ ઇંદ્રજી પોતાના કેટલાક આ વિષયને લગતા શોધ ઉપરથી ધારેછે કે તે દેવળ આશરે ચોથી પાંચમી સદીમાં બંધાયું છે. તે કેહેછે કે ચોથી સદીથી બૌધ લોકોનું જોર નરમ પડ્યું અને શૈવી લોકોની ચડતી થઈ ત્યારથી તે આશરે

સાતમી આઠમી સદીમાં હિંદુસ્થાનમાં શીવનાં દેવળો ઘણાંજ થઈ પડ્યાં-છે. ઉડીસામાં કટકથી આશરે સાતકોશ ઉપર ભુવનેશ્વરના દેવળની પાસેના કેટલાંક દેવાલયો, મુંબઈપાસે ઘારી પુરી, અને દોલતાબાદ નજીક ઈલોરાનાં કૈલાસ આદી વિહારોછે તે ઘણુ કરી શૈવી લોકોએ આ સમયમાં બંધાવ્યાં છે. એજવખતમાં એટલે આશરે ચોથી સદીમાં કોઈયે પ્રભાસમાં સોમેશ્વરનું દેવળ બંધાવ્યુ હશે. બંધાવનાર પણ ઘણું કરી વલ્લભીવંશના રાજાઓમાંનો કોઈ જણાયછે; કેમકે એ રાજાઓના દાનના તામ્રપટમાં તેઓને પરમમાહેશ્વરને પૂજનારા એ ઉપમાથી વર્ણવ્યા છે. એ ઉપરથી તથા એ તામ્રપટો ઉપર નંદીની મૂર્તિ કોત્રેલી હોય છે તે ઉપરથી જણાય છે કે તેઓ પુરા શિવ ભક્ત હતા. આ વખતથી રજપુતો ઘણું કરી શિવ ધર્મ પાળતા થયા, તેથી આવાં મંદીરને ઘણીજ મદદ મળતી. આ વખતથી ધીમેધીમે પ્રભાસનું સ્થળ સોમેશ્વર પાટણ એ નામથી પ્રસિદ્ધ થયું.

જૈન લોકોનાં તીર્થ શત્રુંજય અને ગિરનારની પવિત્રતા વિશે હવે આપણે લખીયેઃ— શત્રુંજયનો પાહાડ જે જૈન લોકો તેઓના ૧ લા તીર્થંકર આદીનાથના તપશ્ચર્યા કરવાના અને મરણસ્થળ તરીક પવિત્ર ગણે છે તેવિશે શત્રુંજય મહાત્મ્યમાં નીચે પ્રમાણે લખેછે. આદીનાથ અગર રીષભ દેવને બે દીકરા હતા. ભરત અને બાહુબલી. ભરતે જે દેશમાં રાજ્ય કર્યું તે ભરતખંડ કેહેવાયો, અને બાહુબલી મ્લેચ્છ દેશનો રાજા થયો. ભરત રાજા જે અયોધ્યામાં રાજ્ય કરતો હતો તે શત્રુંજયમાં આવ્યો અને ત્યાંહાંથી ઉત્તર તરફ લશકર લઈ જઈ તેણે એક મ્હોટા જોરાવર મ્લેચ્છ રાજા સાથે યુદ્ધ કર્યું. પેહેલી લડાઈમાં ભરત હાર્યો પણ બીજીમાં તેની ફતેહ થઈ, અને મ્લેચ્છ રાજા સિંધુ તરફ નાઠો. વર્ષા ઋતુ સુધી ભરત એક જગે રોકાયો પણ તે રૂતું વીત્યા પછી તેના કારભારી સુકને જઈ સિંધુની ઉત્તરનો સમુદ્ર અને પાહાડ વચ્ચેનો કિલ્લો લીધો. ભરતના નાહના ભાઈ બાહુલીના દીકરા સોમ્યશાહે શત્રુંજય ઉપર રીષભ દેવનું ડેહરૂં બાંધ્યું અને ભરતે સૌરાષ્ટ્રની પેદાસ આ પવિત્ર સ્થળ માટે અર્પણ કરી; ત્યારથી સૌરાષ્ટ્ર દેવદેશ કેહવાયો. ભરતનો સગો શક્તિસિંહ જે સોરઠનો અધિકારી હતો તે રાજાનું લશકર લઈ ગિરનારમાં ગયો અને ત્યાં-

હાંથી રાક્ષસોને હાંકી કાહાડી તે ઉપર તેણે શ્રીનેમનાથ અગર અરીષ્ટ-નેમીનું દેવળ બાંધ્યું. શત્રુંજય ઉપર રીષભદેવના મંદિર પાસે એક હા-થીની મૂર્તિ છે તે ઉપર રીષભ દેવની મા મારૂદેવી પોતાના બે દીકરા ભરત અને બાહુબલીને બે હાથમાં સાઈને બેઠેલી જોવામાં આવેછે. રીષભ દે-વના મંદિર આગળ એક બળદની મૂર્તિ છે. બ્રાહ્મણોના મહા દેવની પેઠે જૈનના આ દેવની પણ પવિત્ર વસ્તુ નંદીછે.

ગિરનાર જૈન લોકોના બાવીશમા તીર્થંકર નેમનાથની પવિત્ર જગો ગણાયછે. આ તીર્થંકર વિશેનો એક જૈનના ગોરજી પાસેથી અમને અધિકાર ( અધ્યાય ) મળી આવ્યોછે તેમાં લખેછે કે, મથુરામાં હરિવંશમાં યદુ નામે રાજા થયો, તેના દીકરા સુરને સૌરી અને સુવીર એ બે પુત્ર હતા. સૌરીએ મથુરાંનું રાજ્ય સુવીરને સોંપ્યું અને પોતે કુશાવર્ત દેશ ( દ્વારિકાં ) માં આવી ત્યાંહાં સૌરી નગર સ્થાપ્યું. સુવીરરાજાના દીકરા ભોજકવિષ્ણુને ઉગ્રસેન નામે દીકરો હતો તેનો કંસ થયો. સૌરી રાજાના દીકરા અંધક વિષ્ણુને સમુદ્ર વિજય નામે દીકરો થયો. એ રાજા સૌરી નગરમાં રાજ્ય કરતો હતો ત્યાંહાં તેને શિવારાણીને પેટ નીમનાથ નામે પુત્ર થયો. નીમનાથે સંસાર ત્યાગ કરી ગિરનારમાં જઈ તપશ્ચર્યા કરવા માંડી, અને ધીમે ધીમે જૈન લોકોના તીર્થંકરની પદવીને પામ્યા. વળી એ કથામાં કેહેછે કે સમુદ્રવિજયના ભાઈ વસુદેવને મથુરામાં શ્રીકૃષ્ણ નામે પુત્ર થયો હતો. એ શ્રીકૃષ્ણ અનેતેના મામા કંસ વચ્ચે પાડલા પચાસર ગામ આગળ લડાઈ થઈ હતી.

ઉપર લખેલાં કારણોથી સૌરાષ્ટ્રનાં આ ચાર મ્હોટાં તીર્થ આખા હિંદુસ્થાનમાં પ્રસિદ્ધ છે. આંહીં જાત્રાસાર દૂર દૂરથી દરવર્ષ હજારો માણસ મ્હોટા ખર્ચ અને પ્રવાસનું દુઃખ સહન કરી આવેછે, અને મ્હોટા ભાવથી લાખો રૂપીયાના ખર્ચ કરેછે. સૌરાષ્ટ્રનાં બીજાં તીર્થમાં માધવપોર કૃષ્ણનાં લગ્નસ્થળ તરીક, તુલસી શ્યામ ત્યાંહાંના કુંડનાં ઉનાં પાણીને લીધે, મૂળ દ્વારિકાં દ્વારિકાંના જુના સ્થળ તરીક, અને સુદામાપુરી સુદામા નામના એક કંગાળ પણ કૃષ્ણની દોસ્તીથી નસીબદાર થયેલા ભ-ક્તની જગો તરીક, પવિત્ર ગણાયછે. આ સર્વનો મહિમા વિશેષ કરી મહાત્મ્યોથી વધ્યો જણાયછે.

જાું.

## પ્રકરણ ૨ જું.

### સૌરાષ્ટ્રમાં મૌરી, યવન, શક, ગુપ્ત અને વલભિનગરના રાજાઓનો અમલ.

૨. હિંદુસ્થાનનો ઘણા પ્રાચીન કાળનો ઈતિહાસ મેળવવાનાં સાધન જે પુરાણ અને જૈન લોકોના ગ્રંથ તેમાંથી માત્ર એટલુંજ જણાય છે કે અતી જુના વખતમાં આ દેશમાં સૂર્યવંશ ચંદ્રવંશના રાજાઓનું રાજ્ય હતું. સૌરાષ્ટ્રના સૂર્યવંશના રાજા આનર્ત અને રેવતનાં નામ પુરાણોમાં ઘણા પ્રસિધ્ધ છે. જે વખત મથુરાં છોડી શ્રીકૃષ્ણ યાદવો સહવર્તમાન દ્વારિકાં નગરીમાં આવી વસ્યા તે વખત આ દેશમાં રેવત રાજા હતા, જેની કન્યા રેવતી જોડે કૃષ્ણના ભાઈ બળદેવનાં લગ્ન થયાની કથા આપણને ભાગવતમાંથી મળી આવેછે. મહાભારત નામના ગ્રંથમાં લખ્યુંછે કે હિંદુસ્થાનમાં પૂર્વે કૌરવ પાંડવ વચ્ચે ભારત નામનું યુધ્ધ થયું તેમાં કૃષ્ણે પાંડવો તરફથી મુખ્ય ભાગ લીધો હતો. કેટલાંક વર્ષ દ્વારિકામાં રાજ્ય કર્યા પછી એક પર્વણીને વખત કૃષ્ણ સહવર્તમાન તમામ ન્હાના મ્હોટા યાદવો દ્વારિકાંથી પ્રભાસના તિર્થમાં ગયા હતા, ત્યાંહાં પરસ્પરમાં લઢાઈ ઉઠયાથી ઘણા ખરા એક બીજાને હાથે મર્ણ પામ્યા. આ નાશને પુરાણમાં યાદવાસ્થળી કરી કેહેછે. પોતાના કુટંબનાં ઘણાખરાં માણસનો સંહાર થયો જોઈ આવખત કૃષ્ણ થાક અને શોકથી એક તળાવ ઉપર પીપળાના ઝાડ તળે જઈ સુતા હતા, તેવામાં જંગલના એક પારધીએ દુરથી તેને શીકારનું જનાવર જાણી તીર માર્યું, અને તેથી કરી તે સ્થળે મર્ણ પામ્યા. કૃષ્ણ તે સ્થળે મર્ણ પામ્યા તેથી તે સ્થળ દેહોત્સર્ગ નામથી પ્રસિદ્ધ થયું. આ મ્હોટા નાશનો વખત અર્વાચીન શોધકો ઈ૦ સ૦ ની પેહલાં આસરે હજાર બારસેંહે વર્ષ ઉપર ધારે છે. પુરાણમાં આ બનાવ આજથી પાંચ છ હજાર વર્ષ પેહલાં થયો કેહેછે.

૨ જાદવાસ્થળીના વખતથી તે ઈ૦ સ૦ની પેહલાની ત્રીજી ચોથી સદી સુધી આ દેશનો ઈતિહાસ જાણવા કાંઈ પણ સાધન નથી. ઈ૦ સ૦ ની પેહલાંની ચોથી સદીની આખરમાં મગધદેશ (હાલના બાહારપ્રાંત) માં પાટલીપુત્ર નામની નગરીમાં મૌરી વંશના રાજાઓ રાજ્ય કરવા લાગા. આ રાજાઓએ ઘણાખરા હિંદુસ્થાન ઉપર પોતાનું રાજ્ય સ્થાપ્યું હતું તેમાં સૌરાષ્ટ્રદેશ પણ હતો. મૌરી વંશના રાજાઓ જે વખત હિંદુસ્થાનમાં રાજ્ય કરતા હતા તે વખત સિંધુની પશ્ચિમના દેશો ઉપર ગ્રીક અગર યવન લોકોનું રાજ્ય હતું. ગ્રીકલોકો અને મગધના મૌરી વંશના રાજાઓ વચ્ચે ઘણી મિત્રાચારી ચાલતી હતી એટલુંજ નહીં પણ સૌરાષ્ટ્રમાં મૌરી વંશના રાજા અશોક તરફથી ગ્રીક અગર યવન અધિકારી રહ્યો હતો, માટે એ વિશે આ જગે કાંઈ વિસ્તારથી લખવું જોઈયે.

ઈ૦ સ૦ ની પેહલાં ૩૨૦ વર્ષની લગભગમાં ગ્રીસ અગર યુનાન† (પુરાણનાયવન) દેશનો શીકંદર બાદશાહ એશિયાખંડના ઈરાન વિગેરે દેશો લઈ હિંદુસ્થાનજીતવા મ્હોટું લશકર લઈ સિંધુ નદી ઉતરયો હતો. હિંદુસ્થાનના ઘણા ખરા વાયવ્ય ભાગ ઉપર તેણે પોતાનો અમલ બેસાડયા પછી તેની મરજી છેક ગંગાજમના સુધી દેશ જીતવાની હતી, પણ તેનું લશકર થાક અને મેહેનતથી કંટાળ્યું હતું માટે તેને પાછા ફરવા જરૂર પડી. આ મ્હોટી જીતકરી એ બાદશા પોતાના દેશ તરફ જતો હતો તેવામાં તે મર્ણ પામ્યો, અને તેનું મ્હોટું રાજ્ય તેના જનરલો (સરદારો) એ પોતપોતામાં વેહેચી લીધું. આ જનરલોમાં સીલ્યુકસ નાઈકેટર નામનો સરદાર ગ્રીક લોકોના એશિયાના દેશો ઉપર રાજ્ય કરવા લાગો. એ સીલ્યુકસનાઈકેટર અને મૌરીવંશનો પેહેલો રાજા ચંદ્રગુપ્ત બન્ને એકજ વખતે થયા હતા. ચંદ્રગુપ્તનો વખત ઈ૦ સ૦ ની પેહલાં ૩૧૨ વર્ષ ગણાયછે.

૩ ચંદ્રગુપ્તની રાજધાની જુની પાટલીપુત્ર નગરી; બાહાર પ્રાંતમાં હાલ જ્યાંહાં ગંગા કાંઠે પટણા નામનું શેહર છે ત્યાંહાંથી, એત્રણ ગાઉ

---

† યુનાન એટલે ગ્રીસદેસ અને યુનાની એટલે ગ્રીક લોકો. આ નામથી ગ્રીકલોકોને આરબ લોકો ઓલખતા હતા. કેટલા એક યુનાની ગ્રંથોના આરબી ભાષામાં તરજુમા થયાછે તેમાં પ્લેટોને અફલાતૂન અને સોક્રટીસને સુક્રાટ એ નામથી લખ્યાછે. આલેક્સાંડરને આરબ લોકો શિકંદર કરી કેહેછે.

નું. ગંગા અને સોન નદીના સંગમ પાસે હતી. હાલમાં ગંગાનો પટ ફરી ગયાથી તે જગો ધોવાઈ ગઈછે, તોપણ હજી ત્યાંહાંથી મૂર્તિયો વીગેરે કેટલીક ચીજો નીકળી આવેછે. આંહીંથી કેટલીક ચીજો કાક્તર ભાઉદાજીને પણ મળી આવીછે.

૪ ચંદ્રગુપ્તની કથા પુરાણ, બૃહતકથા, મુંદ્રારાક્ષસ્નાટક, અને જૈન તથા બુદ્ધ ગ્રંથોમાં છે. ચીન દેશના બૌદ્ધ સાધુ જે હિંદુસ્થાનમાં તિર્થાટન* કરીને ચીન ભાષામાં ગ્રંથો લખી ગયાછે તે ગ્રથોમાંથી પણ આ રાજાની કથા મળી આવેછે. કેટલાએક ગ્રીકગ્રંથકારોએ આ રાજાને સેન્ડ્રકપુપટાસ અને સેન્ડ્રાકોટસ એ નામોથી લખ્યો છે. પ્લુટાર્ક પોતાના ગ્રંથમાં એન્ડ્રોકોટસ કરી લખેછે. ગ્રીકભાષામાં શબ્દનો પ્રથમ અક્ષર સ હોયતો કોઈ કોઈ વાર તેનો લોપ કરેછે અને ગની જગે ક અક્ષર બોલે છે. એરીયન, સ્ટ્રાબો, જસટીન, અને પ્લુટાર્ક નામના ગ્રીક તથા રોમન ગ્રંથકારો લખે છે કે સીલ્યુકસ નાઈકેટરે પોતાના મેગાસ્થીનીસ નામના વકીલને પાટલીપુત્રની દરબારમાં બાર તેર વર્ષ સુધી રાખ્યો હતો. આ ગ્રીકએલચી-

---

* અશોકના વખતમાં બૌધ્ધર્મનો પ્રસાર કરવા બૌધ્ધ મીશનરીઓ દેશોદેશ મોકલવામાં આવ્યા હતા. ત્યારપછી ૩૦૦ વર્ષે હિંદુસ્થાનમાંથી બૌધ્ધ આચાર્યો મીશનરી તરીક ચીન દેશમાં ગયા અને સો બસેહ વર્ષમાં ત્યાંહાંના બાદશાહ અને મહાજનોએ બૌધ્ધધર્મ કબુલ કર્યો. આ વખતપછી ચીન દેશમાંથી બૌધ્ધધર્મની પુરી માહતગારી લેવા સારૂ તથા એ ધર્મના મૂળ પુસ્તકોની શુધ્ધ પ્રતો પોતાના દેશમાં લાવી ચીનભાષામાં તરજુમો કરવા વાસ્તે કેટલાક વિદ્વાન અને ધાર્મિક ચીનાઓ રસ્તાનાં અતી સંકટ અને દુખ વેઠી જોગી જેવા હિંદુસ્થાનમા આવ્યા હતા. તેઓએ હિંદુસ્થાનમાં કેટલાંએક વર્ષ બૌધ્ધધર્મનાં જયાંહાં જયાંહાં મ્હોટાં સ્થળો હતાં ત્યાંહાં, અને વિશેષ કરી મગધ દેશમાં, ગયા અને તેની આસપાસનાં સ્થાનોમાં જયાંહાં બુધ્ધનાં પગલાં હતાં તથા બુધ્ધ અવતારે તપશ્ચર્યા અને ધર્મ શિક્ષા કરી હતી, ત્યાંહાં ફરી આ સ્થાનોનાં અતી ભકતીથી દરશન તથા પુજા કરીને, બુધ્ધની મૂર્તિ તથા ગ્રંથો લઈને ઘણાજ આનંદથી તેઓ પાછા પોતાના ચીન દેશમાં ગયા. આંહી તેઓએ પોતાના બાદશાહની મદદ લઈ તે ગ્રંથોના ચીન ભાષામાં તરજુમા કરી લોકોના હિત માટે પ્રસિધ્ધ કર્યાં છે. એશીવાય તેઓએ પોતાના પ્રવાસનાં નીત્ય વૃત્તાંત ઘણાંજ સારી રીતે લખી પ્રગટ કર્યાં છે. એ વૃતાંતમાં તેઓએ જે જે મુલકો તથા ચમત્કાર જોયા હતા તેનું સારી રીતે વર્ણન કરેલું છે, તેથી જોકે હિંદુસ્થાનના ઈતિહાસના ગ્રંથો સર્વે ડુબી ગયા છે તોપણ ચીનદેશના ગ્રંથોથી હિંદુસ્થાનના ઈતિહાસ ઉપર સારો પ્રકાશ પડયો છે, અને એથી પણ વધારે પડશે એમ આશા

૨ જાદવાસ્થળીના વખતથી તે ઈ૦ સ૦ની પેહલાની ત્રીજી ચોથી સદી સુધી આ દેશનો ઈતિહાસ જાણવા કાંઈ પણ સાધન નથી. ઈ૦ સ૦ ની પેહલાંની ચોથી સદીની આખરમાં મગધદેશ ( હાલના બાહારપ્રાંત ) માં પાટલી પુત્ર નામની નગરીમાં મૌરી વંશના રાજાઓ રાજ્ય કરવા લાગા. આ રાજાઓએ ઘણાખરા હિંદુસ્થાન ઉપર પોતાનું રાજ્ય સ્થાપ્યું હતું તેમાં સૌરાષ્ટ્રદેશ પણ હતો. મૌરી વંશના રાજાઓ જે વખત હિંદુસ્થાનમાં રાજ્ય કરતા હતા તે વખત સિંધુની પશ્ચિમના દેશો ઉપર ગ્રીક અગર યવન લોકોનું રાજ્ય હતું. ગ્રીકલોકો અને મગધના મૌરી વંશના રાજાઓ વચ્ચે ઘણી મિત્રાચારી ચાલતી હતી એટલુંજ નહીં પણ સૌરાષ્ટ્રમાં મૌરી વંશના રાજા અશોક તરફથી ગ્રીક અગર યવન અધિકારી રહ્યો હતો, માટે એ વિશે આ જગે કાંઈ વિસ્તારથી લખવું જોઈયે.

ઈ૦ સ૦ ની પેહલાં ૩૨૦ વર્ષની લગભગમાં ગ્રીસ અગર યુનાન† ( પુરાણનાયવન ) દેશનો શીકંદર બાદશાહ એશિયાખંડના ઈરાન વિગેરે દેશો લઈ હિંદુસ્થાનજીતવા મ્હોટું લશકર લઈ સિંધુ નદી ઉતરયો હતો. હિંદુસ્થાનના ઘણા ખરા વાયવ્ય ભાગ ઉપર તેણે પોતાનો અમલ બેસાડ્યા પછી તેની મરજી છેક ગંગાજમના સુધી દેશ જીતવાની હતી, પણ તેનું લશકર થાક અને મેહેનતથી કંટાળ્યું હતું માટે તેને પાછા ફરવા જરૂર પડી. આ મ્હોટી જીતકરી એ બાદશા પોતાના દેશ તરફ જતો હતો તેવામાં તે મર્ણ પામ્યો, અને તેનું મ્હોટું રાજ્ય તેના જનરલો ( સરદારો ) એ પોતપોતામાં વેંહેચી લીધું. આ જનરલોમાં સીલ્યુકસ નાઈકેટર નામનો સરદાર ગ્રીક લોકોના એશિયાના દેશો ઉપર રાજ્ય કરવા લાગો. એ સીલ્યુકસનાઈકેટર અને મૌરીવંશનો પેહેલો રાજા ચંદ્રગુપ્ત બન્ને એકજ વખતે થયા હતા. ચંદ્રગુપ્તનો વખત ઈ૦ સ૦ ની પેહલાં ૩૧૨ વર્ષ ગણાયછે.

૩ ચંદ્રગુપ્તની રાજધાની જુની પાટલીપુત્ર નગરી; બાહાર પ્રાંતમાં હાલ જ્યાંહાં ગંગા કાંઠે પટણા નામનું શેહેર છે ત્યાંહાંથી, બેત્રણ ગાઉ

---

† યુનાન એટલે ગ્રીસદેસ અને યુનાની એટલે ગ્રીક લોકો. આ નામથી ગ્રીકલોકોને આરબ લોકો ઓલખતા હતા. કેટલા એક યુનાની ગ્રંથોના આરબી ભાષામાં તરજુમા થયાછે તેમાં પ્લેટોને અફલાતૂન અને સોક્રટીસને સુક્રાટ એ નામથી લખ્યાછે. આલેકસાંડરને આરબ લોકો શિકંદર કરી કેહેછે.

ગંગા અને સોન નદીના સંગમ પાસે હતી. હાલમાં ગંગાનો પટ ફરી ગયાથી તે જગો ધોવાઈ ગઈછે, તોપણ હજી ત્યાંહાંથી મૂર્તિયો વીગેરે કેટલીક ચીજો નીકળી આવેછે. આંહીંથી કેટલીક ચીજો કાક્તર ભાઉદાજીને પણ મળી આવીછે.

૪ ચંદ્રગુપ્તની કથા પુરાણ, બૃહતકથા, મુદ્રારાક્ષસ નાટક, અને જૈન તથા બુદ્ધ ગ્રંથોમાં છે. ચીન દેશના બૌદ્ધ સાધુ જે હિંદુસ્થાનમાં તિર્થાટન* કરીને ચીન ભાષામાં ગ્રંથો લખી ગયાછે તે ગ્રથોમાંથી પણ આ રાજાની કથા મળી આવેછે. કેટલાએક ગ્રીકગ્રંથકારોએ આ રાજાને સેન્ડ્રકયુપટાસ અને સેન્ડ્રાકોટસ એ નામોથી લખ્યો છે. પ્લુટાર્ક પોતાના ગ્રંથમાં એન્ડ્રોકોટસ કરી લખેછે. ગ્રીકભાષામાં શબ્દનો પ્રથમ અક્ષર સ હોયતો કોઈ કોઈ વાર તેનો લોપ કરેછે અને ગની જગે ક અક્ષર બોલે છે. એરીયન, સ્ટ્રાબો, જસટીન, અને પ્લુટાર્ક નામના ગ્રીક તથા રોમન ગ્રંથકારો લખે છે કે સીલ્યુકસ નાઈકેટરે પોતાના મેગાસ્થીનીસ નામના વકીલને પાટલીપુત્રની દરબારમાં બાર તેર વર્ષ સુધી રાખ્યો હતો. આ ગ્રીક એલચી-

* અશોકના વખતમાં બૌધ્ધધર્મનો પ્રસાર કરવા બૌધ્ધ મીશનરીઓ દેશોદેશ મોકલવામાં આવ્યા હતા. ત્યારપછી ૩૦૦ વર્ષે હિંદુસ્થાનમાંથી બૌધ્ધ આચાર્યો મીશનરી તરીક ચીન દેશમાં ગયા અને સો બસેહ વર્ષમાં ત્યાંહાંના બાદશાહ અને મહાજનોએ બૌધ્ધધર્મ કબુલ કર્યો. આ વખતપછી ચીન દેશમાંથી બૌધ્ધધર્મની પુરી માહતગારી લેવા સારૂ તથા એ ધર્મના મૂળ પુસ્તકોની શુધ્ધ પ્રતો પોતાના દેશમાં લાવી ચીનભાષામાં તરજુમો કરવા વાસ્તે કેટલાક વિદ્વાન અને ધાર્મિક ચીનાઓ રસ્તાનાં અતી સંકટ અને દુખ વેઠી જોગી જેવા હિંદુસ્થાનમા આવ્યા હતા. તેઓએ હિંદુસ્થાનમાં કેટલાંએક વર્ષ બૌધ્ધધર્મનાં જ્યાંહાં જ્યાંહાં મ્હોટાં સ્થળો હતાં ત્યાંહાં, અને વિશેષ કરી મગધ દેશમાં, ગયા અને તેની આસપાસનાં સ્થાનોમાં જ્યાંહાં બુધ્ધનાં પગલાં હતાં તથા બુધ્ધ અવતારે તપશ્ચર્યા અને ધર્મ શિક્ષા કરી હતી, ત્યાંહાં ફરી આ સ્થાનોનાં અતી ભકતીથી દરશન તથા પુજા કરીને, બુધ્ધની મૂર્તિ તથા ગ્રંથો લઈને ઘણાજ આનંદથી તેઓ પાછા પોતાના ચીન દેશમાં ગયા. આંહી તેઓએ પોતાના બાદશાહની મદદ લઈ તે ગ્રંથોના ચીન ભાષામાં તરજુમા કરી લોકોના હિત માટે પ્રસિધ્ધ કર્યાં છે. એશીવાય તેઓએ પોતાના પ્રવાસનાં નીત્ય વૃત્તાંત ઘણાંજ સારી રીતે લખી પ્રગટ કર્યં છે. એ વૃત્તાંતમાં તેઓએ જે જે મુલકો તથા ચમત્કાર જોયા હતા તેનું સારી રીતે વર્ણન કરેલું છે, તેથી જોકે હિંદુસ્થાનના ઇતિહાસના ગ્રંથો સર્વે ડુબી ગયા છે તોપણ ચીનદેશના ગ્રંથોથી હિંદુસ્થાનના ઇતિહાસ ઉપર સારો પ્રકાશ પડયો છે, અને એથી પણ વધારે પડશે એમ આશા

એ હિંદુસ્થાન વિશે એક ગ્રંથ લખ્યો હતો તે જો કે ડુબી ગયોછે તો પણ તેમાંથી કાંઈ કાંઈ વીષય, ઉપરના ગ્રંથકારોએ, લીધેલા છે, તેમાં ચંદ્રગુપ્તપાસે હાથી, ઘોડા, રથ, વિગેરેનું મ્હોટું લશકર હતું લખેછે. આ રાજા અને સીલ્યુકસ વચ્ચે લગ્ન સંબંધ થયો હતો લખે છે પણ કન્યા લીધી કે દીધી એ નકી જણાતું નથી. વળી લખેછે કે ચંદ્રગુપ્તે સીલ્યુકસને ૫૦૦ હાથી આપ્યા હતા. ચંદ્રગુપ્તની નીચ ઉત્પત્તિ વિશે અને તેણે કેમ રાજ્ય મેળવ્યું એ વિશે જે ગ્રીકગ્રંથકારો લખેછે તે પુરાણ અને જૈનની કથા સાથે બરાબર મળેછે માટે કલકતાના માજી જડજ અને વિદ્વાન સર વીલીયમ જોન્સે ચંદ્રગુપ્ત અને સેન્ડ્રોકોટસને એક ઠરાવ્યાછે. એ વાતને હાલના નવીન શોધકોએ પણ દૃઢ કરી છે.

૫ ચંદ્રગુપ્તનું રાજ્ય પૂર્વમાં બંગાલ, ઉડિયા, અને કલિંગથી તે પશ્ચિમે કાશ્મીર, પંજાબ, મારવાડ, અને સૌરાષ્ટ્ર સુધી, અને ઉત્તરમાં હિમાલયથી તે દક્ષિણમાં માળવા સુધી હતું. જુનાગઢની પડોસમાં ગિરનારના ડુંગરમાં એક ખડક ઉપર માળવા અને સૌરાષ્ટ્રમાં થયેલા રૂદ્રદામા રાજાનો કોત્રાવેલો લેખછે તેમાં લખ્યું છે કે ગિરીનગર ( જુનાગઢ ) ની પડોસનું સુદર્શન નામનું તળાવ ચંદ્રગુપ્ત તરફથી નિમાયલા પુષ્યગુપ્ત નામના અધિકારીએ બંધાવ્યું હતું. ચંદ્રગુપ્ત પછી પાટલીપુત્રના તખ્ત ઉપર તેનો દીકરો બિંદુસાર બેઠો હતો એમ કેટલાંએક પુરાણ અને જૈન તથા બૌદ્ધ ગ્રંથોમાં-

---

રાખવામાં આવે છે. કેમકે ચીન ભાષામાંથી હિંદુસ્થાનને લગતા બીજા ગ્રંથો પણ મળી આવશે એમ ઉમેદ રેહે છે. આપણા લોકોમાં થોડાજ જાણતા હશે કે ચીન દેશમાં બૌધ્ધ લોકો ગયા પછી સ્થપેલી આશારે એક હજાર વર્ષ થયા ત્યાંહાં સંસ્કૃત પાઠશાળાછે. ચીનના જે મ્હોટા વિદ્વાનો કેહવાયછે તેઓએ સંસ્કૃત ભાષાની પરીક્ષા આપવી પડેછે. આ સંસ્કૃત પાઠશાળાની રીત ઘણુ કરી આપણી યુનીવરસીટીની રીત પ્રમાણેજ છે. હાલમાં જે યુનીવરસીટીમાં પરિક્ષા લેવાની રીત છે તે ચીનદેશમાં એક હજાર વર્ષ થયા ચાલેછે. ચીનનાં મ્હોટાં મ્હોટાં શેહર કંતાન વિગેરેમાં વાર્ષિક પરીક્ષા સારા નિયમથી તથા બંદોબસ્તથી થાય છે. ત્યાંહાંના લોકોને વંશપરંપરાંનુ સરદારપણું નથી પણ તે કેવળ પરીક્ષામાં પાસ થયા ઉપર અને વિદ્વતા ઉપર આધાર રાખેછે. તે દેશની મ્હોટી મ્હોટી જગાઓ વસીલા અગર સગપણથી મળતી નથી પણ વિદ્વતાથી મળેછે; પરીક્ષામાં તેઓને જે પદવી મલેછે તે એક પાટીયામાં લખી પોતાના ઘર ઉપર ચોડેછે. આ ખીતાબ તેની ઓલાદનાને નહી પણ તેની પેહલાં થઈ ગયેલા તેના વડેરાઓને લગાડવામાં આવેછે.

થી જણાય છે. કેટલાક ગ્રંથકારો લખેછે કે બિંદુસારને સો પુત્ર હતા, જે-માનો એક અશોક પોતાના બાપના વખતમાં ઉજ્જયિની (ઉજ્જણ) માં અને બીજો દીકરો કાશમીરમાં રાજ્ય કરતો હતો, અશોકે પોતાના બાપના મૃત્યુ વખત ઉજ્જણથી આવી પાટલીપુત્રનું તખત પોતાના સ્વાધીનમાં લઈ પોતાના એક સગા ભાઈ વગર બાકીના બધા ભાઈયોને એક દહાડામાં મારી નાંખ્યા, તોપણ એરાજાના વૃત્તાંત ઉપરથી જણાયછે કે તેણે પોતાનું રાજ્ય ઘણા પરાક્રમ અને ડાહાપણ તથા નીતિથી ચલાવ્યું છે, તે એવું કે તેની બરોબરીનો એક પણ સુજ્ઞ અને ધાર્મિક રાજા તે પછી હિંદુસ્થાનમાં થયો જાણ્યામાં નથી. આ રાજાના ગુણની તારીફ બૌદ્ધ ગ્રંથોમાં તેમાં વિશેષે કરી મહાવંશો નામના ગ્રંથમાં ઘણી છે. એ ગ્રંથ સિંહલદ્વીપમાં એક મહાનામા નામના પંડિતે પાલી (પ્રાકૃત) ભાષામાં રચ્યો છે તેનો અંગ્રેજીમાં ઘણોજ સુંદર તરજુમો સીલોન (સિંહલદ્વીપ) ના ગવરનર આનરેબલ જ્યાર્જ ટરનર સાહેબે કર્યો છે તેમાંથી અશોક રાજાનું ઘણું સરસ વૃત્તાંત મળી આવેછે.

૭ અશોક રાજા પ્રથમ બ્રાહ્મણધર્મ પાળતો પણ રાજ્યાભિષેક થયા પછી ચોથે વર્ષે તે માન પાલટી આસ્તે આસ્તે બૌદ્ધ ધર્મનો પ્રવૃત્ત થયો. એ રાજાએ પોતાનાં ધર્મ તથા નીતિ વચનો પોતાની પ્રજાને શિક્ષાની રીતે શિલા તથા કીર્તિસ્થંભો ઉપર *લખાવી રાખ્યાં છે તે આજ દિવસ સુધી કાયમ છે. એ શિલાલેખોમાનો એક મુખ્ય લેખ સોરાષ્ટ્રમાં

---

* આ સર્વે લેખો પ્રાકૃત ભાષામાં છે "प्रकृति संस्कृतंतस्मात्जातंप्राकृतं-" હૈમવ્યાકરણ અર્થ હેમાચાર્યકૃત હૈમવ્યાકરણમાં કહયું છે કે પ્રકૃતિ એટલે સંસ્કૃત અને તેમાંથી જે થઈ તે પ્રાકૃત ભાષા, મતલબ, હેમાચાર્ય તેને સંસ્કૃતમાંથી નીકળી કહેછે.

ડાકટર ભાઉ કહેછે કે ઉડિયાના લેખ અને ગિરનારના લેખની ભાષામાં સહજ અંતર દેખાયછે. હાલની ઉડિયાની ભાષા દક્ષણી કરતાં ગુજરાતીને ઘણી મળતી છે. આ સર્વ ઉપરથી જણાયછે કે અશોક રાજાના વખતમાં સિંધુ અને હિમાલયથી તે વિંધ્યાસુધી સુધરેલા આર્ય લોકોમાં ઘણું કરી એક સરખી ભાષા ચાલતી હતી, તેમાની શાખાઓ કાળે કરી અંતર પડી હાલ જુદા જુદા નામોથી ઓળખાયછે. હિંદુસ્થાનની બધી ભાષાઓમાં જે ભાષાઓ સંસ્કૃતમાંથી થયેલીઓ છે, અથવા, જેઓને સંસ્કૃત ભાષા સાથે સંબંધ છે, તથા જેનાં વ્યાકરણો છે તે ભાષાઓ નીચે પ્રમાણેઃ—પ્રાકૃત, માગધી, પૈશાચી, સિંધી, ગુજરાતી, મરાઠી બંગાલી, ઉડિયા, બ્રીજ, અને પંજાબી. જે ભાષાઓને સંસ્કૃત સાથે બીલકુલ સંબંધનથી

ગિરનારના ડુંગરમાં છે. એવોજ એક બીજો લેખ હિંદુસ્થાનના બીજા છેડા ઉપર પૂર્વમાં ઉડિઆ દેશમાં, કટક પ્રાંતમાં, ધવલી કરીને ગામછે તે પાશે પાહાડમાં એક ખડક ઉપર છે. ખડકની એક બાજુ ઉપર પાહાડ આવેલો છે અને બીજી બાજુ ઉપર લેખ કોતેલો છે. લેખને મથાળે પથ્થરમાં હાથી કોતેલો છે. અશોકનો ત્રીજો લેખ કાબુલ પાશે કપુરદીગિરી કરીને ત્યાંથી થોડા ગાઉઉપર જંગલમાં એક જગા છે તેના ખડક ઉપર લખેલો છે; પણ તે લેખની લીપી જુદી તરેહની છે એટલે ફારશી ઢપ પ્રમાણે લખેલી છે. એ ઘણુ કરી જુની પેહલવી જેવી છે જે પછવાડેના બાક્ટ્રિયન શિક્કાઓ ઉપર જોવામાં આવે છે. આ લેખોમાં રાજા પોતાના બધા લોકોને વિદિત કરે છે કે હિંસા ન કરવી, બ્રાહ્મણ શ્રમ-

તે નીચે પ્રમાણે—: તેલંગી, દ્રાવડી (તામલ), કાનડી, મલ્યાલમ, ગોંડ, કોંડ, સંથાલ, ખાસીયા, કિરાત, સબર, ઉરામકોળ, ખડીયાકોળ, મુંડા કોળ, ટોડા તથા એ શીવાય બીજી કેટલીક પર્વતવાસી લોકોની ભાષા. એ સર્વનો સંબંધ તાતાર અગર તુરશક અને બ્રાહૂઈ ભાષા સાથે ઘણોજ જણાય છે. આ ઊપરથી સ્પષ્ટ જણાયછે કે આ જંગલી લોકો હિંદુસ્થાનના અસલ રેહેવાસી હતા. આ લોકોમાં આર્ય લોકો વાયવ્ય દિશા તરફથી આવીને વેદ વિદ્યા, સંસ્કૃત ભાષા, અને કેટલોક સુધારો લઈ ગંગા યમુનાને અનુસરી વસ્યા, અને દેશનુ આર્યવર્ત નામ આપ્યુ. એટલાજ કારણથી આર્યવર્તની દક્ષિણ સીમા નર્મદા નદી લીધી છે. તેની દક્ષિણા-પથમાં મ્લેચ્છ લોકો રેહેછે માટે બ્રાહ્મણોએ ત્યાંહાં રેહેવુ નહી એવુ મનુસ્મૃતિમાં વચનછે. તથાપિ હાલમાં તો દક્ષિણમાં બ્રાહ્મણોનાં મ્હોટાં મ્હોટાં તીર્થ થયાંછે. અશોકના વખતના જે દેવનગરી અક્ષરો છે તે હાલના ઘણા અર્વાચીન અક્ષરોના મૂળ છે. એ મૂળ અક્ષરો ક્રમથી હજાર વર્ષ સુધીમાં જરા જરા બદલાઈ તેમાંથી બંગાલી, ઊડિયા, ગુજરાતી, મરાઠી, સિંધી, મારવાડી, તિબેટન, અને બરમા તથા હાલની દેવનગરી લીપી થઈછે. તેલંગી, તામલ, માલ્યાયમ અને કાનડી એ ભાષાઓને જો કે સંસ્કૃત સાથ કાંઈ સંબંધ નથી તોપણ તેની લીપીઓ એ મૂળ દેવનગરી લીપીમાંથી ફેરફાર થઈને થઈછે. અશોકની લીપી જેમાંથી હાલની દેવનગરી લીપી ખચીત નીશરી છે તે એકદમ જણાશે નહી. એ સંબંધ સ્પષ્ટ સમજવા માટે દર સો અથવા બશે વર્ષે અશોકના વખતથી જે ફેરફાર થતો આવ્યોછે તે જોવો જોઈયે. એ શોધ માટે હિંદુસ્થાનમાં હજી ઘણે ઠેકાણે પાહાડમાં ગુફાઓમાં, અને કીર્તિસ્થંભ ઉપર તથા દેવાલયોમાં તખતીઉપર જે લેખો રહેલા છે તે સારાં સાધન છે. તે સીવાય પ્રાચીન હાથના લખેલા ગ્રંથો અને તામ્રપટો જેમાં ઘણુંકરી રાજાઓએ બ્રાહ્મણોને અગ્રહારોનાં દાનો આપેલાં તે વિશે લખેલુ હોયછે તે પણ આસોધ માટે સારાં સાધનછે.

ણનું બહુ સનમાન કરવું, માત પિતા તથા સગાં વાહાલાં અને પોતાની જાતિવાળાઓને માન આપી તેઓ સાથે સ્નેહથી વર્તવું, સર્વ ધર્મ મતને સરખી રીતે ધ્યાન આપી સાંભળવા, હચનીચ કરી નિંદવાનહિ, અને તેમાંથીં જે ધર્મ વૃદ્ધિને અનુકુળ હોય તે અવસ્ય ગૃહણ કરવો. સર્વ માણસ અને પ્રાણીમાત્ર ઉપર દયા રાખવી અને ધર્મ તથા સુનીતિ સર્વ પ્રકારે આચરવી. લેખમાં તે કહેછે કે મેં પ્રજાના હિત સુખમાટે મ્હોટાં રસ્તા, કુવાઓ, અને મનુષ્ય તથા જનાવરો સારૂ જગાઓ બંધાવી છે. મેં જગોએ જગોએ ઝાડો રોપાવ્યાં છે અને સર્વ પ્રાણીંના ઉપયોગ સારૂ દુર દુરથી નાના પ્રકારની ઔષધીઓ લાવી ઠેકાણે ઠેકાણે વવરાવી છે. એરાજા પોતાના ધર્મના મતો બીજા રાજાઓ પણ આચરે એવો પ્રયત્ન કરતો હતો. જે રાજાઓ સાથે તહનામા કરી તે ધર્મપ્રસાર કરવા ચાહતો હતો તેનાંપણ એલેખોમાં નામ લખ્યાં છે.

૧ એન્ટીયોકો યોન રાજા ( એન્ટીયોકસ યવનરાજા )

૨ ચીમરો દેશનો તુલમાઈ ( ઈજીપ્ત દેશનો ટોલમી )

૩ માગા ( ગ્રીસમાં સાઈરીની નામના એક પ્રાંતનોરાજા )

૪ આલકસુનરી ( *શિકંદરનામનો રાજા )

૫ એન્ટીગોનસ

ઉપરનો એન્ટાયકસ એ ઘણું કરી એન્ટાયકસ ધીગ્રેટ હશે, જે વિશે ગ્રીક ગ્રંથકારો લખે છે કે તે સિલ્યુકસ પછી હિંદુસ્થાન ઊપર કાબુલ સુધી ચડી આવ્યો હતો. ઉપર કહેલા નામના રાજાઓ અશોકના વખતમાં પશ્ચિમ દેશમાં એક કાળે હતા એમ યુનાની ગ્રંથો ઉપરથી જણાય છે. અશોક રાજાનો ચોથો લેખ જયપુરપાશે ભાભરા નામના ગામની પડોસમાં છે તે ઉપરથી સાફ જણાયછે કે તે બૌદ્ધ ધર્મી હતો. એ સિવાય અશોકના બીજા લેખો દીલી, મથુરાં,માઠીયા, રાઢીયા, અને ખાલસી ( અયોધ્યાની ઉત્તર તરફ ) આંહી કીર્તિ સ્થંભો ઉપરછે. તે સર્વમાં સ્ત્રી પુરૂષોને નીતિ અને સુ ધર્મ આચરવા અને હિંસા ન કરવા ભળામણ કરી છે. આ લેખોમાના કેટલાક લેખોનો અર્થ કરવા અકબરશાહ બાદ-

---

* એ શીકંદર ધી ગ્રેટ નહી પણ પછવાડેના વખતમાં થયેલો બીજો શીકંદર.

શાહ અને બીજા બાદશાહોએ શેકડો પંડિતો મેળા કરી અતિશય પ્રયત્ન કર્યો હતો પણ થયો નહતો, તે ગયા. ૩૦ વર્ષ પેહેલાં કલકત્તાની એસીયાટીક સોસાઈટીના સેક્રેટારી મીસ્તર જેમ્સ પ્રીનસેપે અતિ ચમત્કારથી કર્યો, જેનું યુનાની ગ્રંથો ઉપરથી પણ દ્રઢીકરણ થાયછે.

૮ અશોકના રાજ્યની ચાર સીમા ઉપરના આચાર લેખો ઉપરથી જણાય છે કે તેની આજ્ઞા કાબુલથી બંગાળા અને ઊડિયા દેશસુધી અને હિમાલયથી સૌરાષ્ટ્ર અને માળવા સુધી મનાતી હતી. ગિરનારના લેખમાં એ રાજાને દેવાનામપ્રિય પ્રિયદર્શી કરી લખ્યો છે. રૂદ્રદામાના લેખમાં લખ્યું છે કે સૌરાષ્ટ્રમાં અશોક રાજા તરફથી તુશસ્પ નામનો યવન અગર ગ્રીક અમલદાર હતો તેણે સુદર્શન નામનું તળાવ ઘણીં સરસરીતે ફરીને બંધાવ્યું.

૯ અશોક રાજા ઘણોજ દયાળું અને શૂરવીર હતો. તેના વખતમાં મ્હોટી મ્હોટી બૌદ્ધ ધર્માચાર્યોની સભાઓ ભરાઈ, બૌદ્ધ ધર્મના સૂત્ર એકત્ર કરી, ધર્મપ્રસાર કરવા મ્હોટી તજવીજો ચાલતી હતી. બુદ્ધ ધર્મના હિંદુઓમાં જાતી ભેદ ન હતો. કોઈ પણ નીચ જાતીનો હોય પણ લાચાર થઈ પશ્ચાતાપ કરી પતિત છઉ એમ જણાવતો તો બૌદ્ધ સાધુઓ તેને પોતાના ધર્મમાં લઈ તેની યોગ્યતા પ્રમાણે વધારતા હતા. મુલકોમાં ધર્મના બંદોબસ્ત સારૂ રાજાએ ધર્મ મહામાત્ર ( મંત્રી અગર સ્વામી ) નિમ્યા હતા. પણ એ રાજ્યમાં મ્હોટી નવાઈ એ હતી કે રાજાએ દેશો દેશ બૌદ્ધ ધર્મના મિશનરીઓ ( ધર્મનો બોધ કરનારા ) મોકલી તે ધર્મનો પ્રસાર કર્યો હતો. જ્યારે અશોક પોતાના બાપના વખતમાં ઉજ્જણમાં રાજ્ય કરતો હતો ત્યારે તેણે એક શાહુકારની દીકરી સાથે સંબંધ કર્યો, તેથી તેને બેછોકરાં થયાં. એક પુત્ર અને એક પુત્રી. પુત્રનું નામ મહેંદ્ર અને પુત્રીનું નામ સંઘ મિત્રા ( મિત્તા ) હતું. તેઓ બને જણાઓએ મ્હોટા સાધુઓનો સંઘ લઈ ઉજ્જણથી દક્ષિણ તરફ સમુદ્ર મારગે સિંહલ દ્વીપમાં જઈ ત્યાંહાં બૌદ્ધધર્મની સ્થાપના કરી હતી. એ સિવાય અશોકે કાશમીર અને ગાંધાર દેશમાં ધર્મરખિતો ( ધર્મરક્ષિતો ) નામના સાધુને અને હિમાલયમાં મઝયમો અને કાશ્યપો નામના સાધુને મોકલ્યા હતા. તેણે એકયોનધમરખિતો નામના સાધુને યવન દેશમાં

અને બીજા સાધુઓને અપરાંત ( સિંધુની પડોશનો દેશ ), અને માહા-રાષ્ટ્ર, વીગેરે દેશોમાં મોકલ્યા હતા. આ બૌદ્ધ મીશનરીઓએ હજારો માણસને બોધ કરી બૌદ્ધ ધર્મમાં આણ્યા હતા. એમાના કેટલાક પ્ર-ખ્યાત સાધુના અસ્થિ લેખો સાથે ભીલસા પાસે સાંચી ગામમાં *સ્તૂપો છે તેમાંથી જનરલ કનીંગહામને મલ્યાંછે. વળી એવું પણ જાણવામાં આવ્યું છે કે ભરુચ અને સિંધુ કાંઠાના બંદરમાંથી બૌદ્ધ સાધુઓ મીશર દેશમાં આલિકસાંડરીઆ તરફ જતા હતા. ડાકતર ભાઊ કહે છે કે વરા-હમિર અને બીજા પ્રાચીન જ્યોતિષોના ગ્રંથમાં સીદ્ધપુરી કરી લખ્યુંછે તે આ આલેકસાંડરીઆનું નામ હતું. ગ્રીસદેશના માહા વિદ્વાન સાધુ પાઈથાગોરસના મત અને બૌદ્ધ ધર્મના ઘણા ખરા મત એક બીજા સાથે મળતા છે. પ્લેટો અને એરીસ્ટોટલનો મત પણ બૌદ્ધ અને જૈન ધર્મ સાથે કેટલોક મળતો છે. તે ઉપરથી ઘણા એક વિદ્વાનો એવું ધા-રેછે કે આ મતો હિંદુસ્થાનમાંથી ગ્રીસમાં ગયા અને ત્યાંહાંના વિદ્વાનોએ ગૃહણ કર્યા. કેટલાએક એથી વિરુદ્ધ સ્થાપન કરવા ચાહેછે પણ હજી એવિશે કાંઈ પુરતો શોધ થયો નથી.

૧૦ અશોકના મોત પછી મૌર્ય વંશનું મોહોટું રાજ્ય તેના વંશના કેટ-લાએક પુરૂષોમાં વેંહેચાઈ ગયું. મધ્ય હિંદુસ્થાન અને તેની રાજધાની પાટલી પુત્રનું રાજ્ય અશોકનો દીકરો સુયસસ કરવા લાગો. એ ભાગમાં અશોકના એક બીજા પુત્ર કીંવા પરપુત્ર દસરથ રાજાનું નામ ગયાના ના-ગાર્જુણ વિહારમાંથી મળી આવેછે. કાશમીરનું રાજ્ય અશોકના બીજા દીકરા જલોકે લીધું. અને તેણે બ્રાહ્મણ ધર્મ ગૃહણ કીધો. ત્રીજો દીકરો કુણલ પંજાબમાં રાજ્ય કરવા લાગો, અને ચોથો દીકરો જેને બ્રહ્મિ-લોકો રહનમન કરી કેહેછે, તે આવાનો રાજા થયો. જૈન ગ્રંથોમાં કુ-ણુલના દીકરા સંપ્રતિ રાજા વિશે લખે છે કે તેણે હજારો જીન પ્રાસાદ ( દેવળો ) બંધાવ્યાં હતાં. ગિરનારના કોટમાં ભીમકુંડ તરફ ઊતરતાં, પ્રથમજ જમણી બાજુ ઊપર એક મ્હોટું દેવળ છે, તે જૈન લોકો આ

* બૌધ્ધ લોકોની ધોર અગર સમાધ.

સંપ્રતિ રાજાએ બંધાવ્યું કેહેછે, અને બીજા લોકો તેને રાહા ખેંગારનો મોહોલ કરી કેહેછે. ઉપર મુજબ અશોકના રાજ્યના વિભાગ થયા તોપણ તમામ દેશમાં એક ધર્મ ચાલતો હતો. અશોકના સ્થાપેલા મોહોટા સાધુઓના મઠોમાં વિદ્યા અને દોલત ભરપુર હતી. તેઓનું જોર રાજા કરતાં પણ વિશેષ હતું. તેઓની આજ્ઞાથી લોકો રાજાઓને રાજ્યાસન ઉપર બેસાડતા, અને તેઓનીજ આજ્ઞાથી પદ ભ્રષ્ટ કરતા. કેટલેક વર્ષે એટલે ઈ૰ સ૰ ની પેહેલાં ૧૭૬ મા વર્ષમાં પુષ્પ મિત્ર નામના સેનાધિપતિ એ મૌર્ય વંશના રાજ્યની આખર આણી.

૧૧ મૌર્ય વંશના રાજ્યની આખર પછી આશરે બસેહે વર્ષના ઈતિહાસ માટે પાછું અંધરે છે. આ દેશના ભાટ અને જૈન ગ્રંથકારો આ વખતમાં ઉજ્જણ અને તેને ફરતા દેશો ઉપર પરમારોનું રાજ્ય હતું કેહેછે. જનરલ કનીંગહામ; પ્રોફેસર એચ, એચ, વિલસન; અને મીસતર જેમ્સ પ્રીનસેપ, વિગેરે અર્વાચીન શોધકો જેઓએ આ વખતના હિંદુસ્થાના ઈતિહાસ ઉપર કાંઈ કાંઈ પ્રકાશ કર્યોછે, તેઓના ગ્રંથો ઉપરથી જણાયછે કે બાકટ્રીયા* અને પારથીયા દેશ ત્યાંના ગ્રીક ગવરનરોએ સીલ્યુકસ પછીના ત્રીજા રાજા બીજા એન્ટાયકસના વખતમાં સ્વતંત્ર થઈ તે દેશોમાં પોતાનાં જુદાં જુદાં રાજ્ય સ્થાપ્યા હતાં ત્યાંહાંના રાજા આ વખત સિંધુ ઓળંગી હિંદુસ્થાનમાં ફેલાયા. ઉપર કેહેલા ગ્રંથકારો બાકટ્રીઆના ગ્રીક રાજા મીનાન્ડરનો અમલ હિંદુસ્થાનમાં છેક ગંગા જમનાં સુધી હતો લખેછે. મેજર કનીગહામ લખેછે કે બાકટ્રીઆના રાજા ડીમેટ્રીયસ, યુક્રેટાઈડીસ, એપોલોડોટસ અને મીનાન્ડરનું રાજ્ય દક્ષિણમાં પાતાળ,+ સીરાષ્ટ્રીની ( સૌરાષ્ટ્રી ), અને લારીસ ( લાટદેશ ) ઉપર હતું. એરીયનના ગ્રંથ ઉપરથી જણાયછે કે ઈ૰ સ૰ ની પેહેલી સદીસાં ભરૂચમાં મીનાન્ડર અને એપોલોટાડેસના શિક્કા ( દીનાર ) ચાલતાં હતાં. ઉપર મુજબ ગ્રીક લોકો છેક ગુજરાતની દક્ષિણ સીમા ભરૂચ સુધી ફેલાયા હતા ત્યારે સૌરાષ્ટ્ર તેઓના રાજ્ય-

* બાકટ્રીઆ એટલે હાલનો તાતાર દેશ જેમાં સમરકંદ, બુખારા, બલખ વિગેરે આંતોછે. તેને કોઈવાર તુર્કસ્થાન પણ કેહેછે.

+ સિંધનુ એક પ્રાચીન કાળનુ શેહેર, જે જગે હાલમાં હેદરાબાદ છે.

મ્‌. માં શું કરવા નહીં હોય ? તથાપી એ રાજાઓના શિક્કા વિગરે કાંઈ પણ નિશાની જાંહાંસુધી સૌરાષ્ટ્રમાંથી મળી નથી, ત્યાંહાંસુધી આ વાતને ઘણું વજન આપી શકાતું નથી. ઓખાના લોકોમાં હાલ એટલી તો દંતકથા ચાલેછે કે ચૌરા લોકોના આવ્યા પેહેલાં આ ભાગમાં યવન લોકોનું રાજ્ય હતું. ચૌરા લોકોને આપણે સ્કીથી અગર શક લોકોમાં ગણીએછ તો શક લોકોની પેહેલાં હિંદુસ્થાનમાં ગ્રીક લોકોજ ફેલાયા હતા. તેથી એ દંત કથા તદન કાહાડી નાખવા લાયકનથી. સૌરાષ્ટ્રનો કીનારો તેમાં મુખ્ય કરી ઓખા ત્યાંહાના ચાંચીઆના લોકોની રાડ માટે છેક પ્રાચીન કાળથી જાણીતો છે, ત્યાંહાં પોતાનાં વ્યાપારના વાહાણોના રક્ષણ સારૂ અને ચાંચીઆ લોકોને અટકાવવા ગ્રીક લોકોનું થાણું રહ્યું હોય તો નવાઈ નહીં. મીનાન્ડરને પ્રોફેસર વીલસન ઈ૦ સ૦ ની પેહેલાં ૧૨૬ માં વર્ષમાં થયો કેહેછે. જનરલ કનીગહામ ઈ૦ સ૦ નીપેહેલાં ૧૪૦ મા વર્ષમાં થયો કેહેછે. તે લખેછે કે મીનાન્ડર પછી તેના બ્હોળા રાજ્યમાંથી પાતાળ, સૌરાષ્ટ્ર અને લાટ દેશ સ્કીથી અગર શક જાતીના માસ નામના રાજાના તાબામાં આવ્યાં અને બાકીના દેશોઉપર સ્ટ્રેટો નામનો રાજા રાજ્ય કરવા લાગો.

૧૨ ઈ૦ સ૦ ની પેહેલાં ૧૩૪ મા વર્ષમાં ગ્રીક લોકોના બાકટ્રીઆ દેશના રાજ્ય ઉપર ઉત્તરમાંથી સ્કીથી અગર શક* લોકોનાં ટોળાં ઉતરી પડયાં, અને તે દેશમાંથી ગ્રીક રાજ્યની આખર કરી શક લોકોએ તે દેશ પોતાના તાબામાં લીધો. બાકટ્રીઆમાંથી કાંઈ વખત સુધી શક લોકોને આગળ વધતાં પારથીઆના ગ્રીક લોકોએ અટકાવ્યા; પણ જે વખત પારથીઆના રાજા પશ્ચિમ તરફ સીરીઆ અને રોમના રાજા સાથે લડાઈમાં ગુંચાયા, તેવામાં શક લોકોએ કાબુલની ખીંડ અને હિંદુસ્થાનની વાયવ્ય દિશાનાં પરગણાં, પોતાના તાબામાં લીધાં, અને રફતે રફતે હિંદુસ્થાનમાં ગ્રીક લોકો કરતાં વધારે વિસ્તારના દેશ ઉપર પોતાનું રાજ્ય સ્થાપ્યું.

---

* શક લોકો વિશે જનરલ કનીગહામ પોતાના ગ્રંથમાં લખેછે કે તે લોકોનાં ઉતરમાંથી એક પછી એક એવાં બેટોળાં આવ્યાં હતાં. પેહેલા ટોળાએ બાકટ્રીઆના ગ્રીક રાજ્યની આખર કરી, કાબુલની ખીંડ અને હિંદુસ્થાનમાં પોતાનો ફેલાવ કર્યો ત્યારપછી કેટલેક

૧૩ જનરલ કનીંગહામ આ શક લોકોમાં એક કનીંશ્કક+ નામે રાજા થયો લખેછે અને કહેછે કે એ બૌદ્ધ ધર્મનો મ્હોટો મુરબ્બી ગણાતો હતો. આ રાજાના શિક્કા અફગાનીસ્થાન અને પંજાબમાંથી જેમ જથા બંધ મળી આવેછે તેમ રજપુતાણા અને હિંદુસ્થાનના વાયવ્ય ભાગમાંથી પણ મળ્યા વગર રેહેતા નથી. એ ઉપરથી એ રાજ્યનો કેટલા બધા દેશ ઉપર ફેલાવ હતો એ જણાયછે. કનીશ્કે કાશમીરની ખીંડ જીતી પોતાના નામ ઉપરથી ત્યાંહાં કનીકપુર નામે ગામ બાંધ્યું હતું. પોતાના ધર્મ ખાતર તેણે કેટલાંક સ્તૂપો બંધાવ્યાં હતાં, તેમાનું એક મ્હોટું સ્તુપ ઊખેળ્યું તેમાંથી એક પથ્થરનો ડબ્બો નીકળ્યો છે. તેડબાની નીચેની બાજુએ એરીઅન પાલી ભાષામાં એક નવલીટીનો લેખછે, તેમાં આ કનીશ્ક રાજાનું નામ લખ્યું છે. જનરલ કનીંગહામ આ રાજાને ઈ૦ સ૦ ની પેહેલાં ૭૩ થી ૩૩ મા વર્ષમાં થયો ધારેછે. મીસ્તર જેમ્સ પ્રીનસેપ તેને ઈ૦ સ૦ ની પેહેલાં બીજા શતકની

---

વર્ષે શક અગર સ્કીથી લોકોનુ એક બીજું ટોળું જે યુચી અગર જીટ નામથી ઓળખાતુ હતુ તેણે પોતાના સરદાર કયાડફીસીસની સરદારી તળે આવી પેહેલા ટોળાને ખોરાસાનના નૈરૂત ભાગ તરફ હાંકી કહાડી અફગાનીસ્થાન અને પંજાબ પોતાના તાબામાં લીધાં. આ વારથી શક લોકો ખોરાસાનના થોડાએક ભાગમાં સંકોચાઈ રહયા, જેથી પછવાડેના વખતમાં એ ભાગ શાકેસ્થાન અગર સીસતાન એ નામથી પ્રસિધ્ધ થયો. કરનલ ટાડ પોતાના ગ્રંથમાં પંજાબના જીટ, સિંધ અને સોરઠના જટ, અને ભરતપોરના જાટ એઓને આ જીટ ટોળામાંના કેહેછે.

+ જનરલ કનીંગહામના ગ્રંથઉપરથી જણાયછે કે એ વખત પંજાબના પૂર્વ ભાગમાં શાકલ નામના શેહેરમાં મીલિન્દુ નામે રાજા હતો. તેણે શાકલના બૌધ્ધ અર્હંતોને વાદવિવાદમાં હરાવી હાંકી કાહાડયા, તેથી, સાધુઓ હિમાવંત દેશમાં રખિતો તાલો (રક્ષિતો તાલ) પાસે ગયા. ત્યાંહાંથી તેઓએ બાર વર્ષ પછી નાગાર્જુણ સાધુની સાથે પાછા આવી મીલિન્દુને તકરારમાં જીત્યો. આ વખતથી પીત વસ્રના સાધુઓ શાકલમાં આવી વસ્યા. નાગાર્જુણે શાકલના મીલિન્દુ અને કાશમીરના કનીશ્ક રાજાને બુધ્ધ ધર્મમાં આણી કાશમીરથી ૫૦૦ અર્હંતને બૌધ્ધધર્મનો પ્રસાર કરવા માટે તીબેટ દેશમાં મોકલ્યા હતા. દાક્તર ભાઉ અનુમાન કરેછે કે બૌધ્ધ ગ્રંથકારોનો મીલિન્દુ રાજા અને ગ્રીક રાજા મીનાન્ડર ઘણું કરી એક જણાયછે. મીનાંન્ડરનાં અસ્થીઓ બાબત આઠ શેહેરના લોકો વચ્ચે તકરાર ચાલી હતી તે ઉપરથી જણાયછે કે તે બૌધ્ધ ધર્મના લોકોનો રાજા હશે.

આખરમાં થયો માને છે. તે કેહેછે કે આ રાજાનું નામ તીબેટના ગ્રંથ-માંથી પણ મળી આવેછે. તીબેટના ગ્રંથમાં લખેછે કે આ નામીચો રાજા ઉત્તર હિંદુસ્થાનમાં કંપીલમાં રાજ્ય કરતો હતો જે સ્થળ ઘણું કરી રોહીલખંડમાં હરદ્વાર નજદીક હતું. તીબેટના ગ્રંથમાં તેને શાક્ય અગર બુદ્ધ પછી ૪૦૦ વર્ષે એટલે ઈ૦ સ૦ ની પેહેલાં ૧૨૦ મા વર્ષમાં થયો લખેછે. કનીશ્કનું નામ કાશમીરના સુંદર ઈતિહાસ રાજતરંગણીમાં-થી પણ મળી આવેછે.

મારવાડના ગેલોટી રજપુત જે પોતાને સૌરાષ્ટ્રના જુના વલ્લભી વંશના રાજાની ઓલાદના છેએ કેહેછે તેઓના વહીવંચાના ગ્રંથમાંથી કરનલ ટાડ લખેછે કે આવંશનો પેહેલો રાજા કનકશેન મૂળમાં પંજાબમાં રાજ્ય કરતો હતો. ત્યાંહાંથી તે ઈ. સ. ૧૪૫ માં સૌરાષ્ટ્રમાં આવ્યો અને પરમારો પાસેથી આ દેશનું રાજ્ય લઇ ત્યાંહાં પોતાનો અમલ સ્થાપ્યો. આ કનકશેન જેનું મૂળ વતન પણ પંજાબ હતું તે અને શ-ક લોકોનો કનિશ્ક એ એક જણાયછે. કાશમીરની ખીંડમાં કનિશ્કે જેમ કનીકપુર વસાવ્યું, તેમ સોરઠમાં પણ કનકાવતી, કનકપુરી, વીગેરે જુનાટીંબા લોક આ કનકશેન રાજાએ વસાવ્યા કેહેછે.

૧૪ ભાટ લોકો કનકશેન અથવા શકરાજા કનીશ્કની પેહેલાં પરમા-રજાતી અને એવંશનો વિક્રમ રાજા થયો કેહેછે, તેમ જૈન ગ્રંથોમાંથી પણ આપણને વિક્રમ રાજા વિશે અને તેનો સૌરાષ્ટ્રમાં અમલ હતો એવિશેની કથા મળી આવેછે. શત્રુંજય મહાત્મ્યમાં લખેછે કે ભાવડશાહને વિક્રમે સૌરાષ્ટ્રમાં મધુમાવતી અગર મહુવાનું બંદર જાગીરમાં આપ્યું હતું. ભા-વડના દીકરા જાવડશાહે શત્રુંજયમાં યક્ષ+ અને મ્લેચ્છ લોકો રહી જાત્રા-ળુંઓને પીડાકરતા હતા તેઓને હાંકી ક્હાડી, આ પવિત્ર ડુંગરની પ્ર-તિષ્ટા કરવા ઘણા પ્રયત્ન કર્યા પણ ફાવ્યો નહી અને તે ઉપરથી હરેક ના-ળમેદીને વખત જાવડ ભાવડનો દાખલો આપવાનોચાલ આ દેશમાં અદ્યાપિ સુધી ચાલેછે. વિક્રમ નામના રાજા હિંદુસ્થાનમાં ઘણા થયા-

---

+ જૈન ગ્રંથકારોના યક્ષ અને મ્લેચ્છ એ ઘણું કરી શત્રુંજય અને તળાજાના ડુંગરના કોળી લોકો હશે, જેઓની રાડ છેક અર્વાચીન વખત સુધી હતી.

છે તેઓની કથા એક બીજા સાથે એવી તો ગુંચવી નાંખી છે કે તેમાંથી કાંઈ નિશ્ચય થઈ શકતો નથી. નર્મદાની ઊત્તરના દેશમાં હાલમાં કાળગણવામાં જે સંવત ચાલેછે તે સંવત ને આપણા લોકો વિક્રમનો સંવત કરી કેહેછે. વિક્રમ અને તેના સંવત વિશે શત્રુંજય મહાત્મ્યમાં મહાવીર સ્વામીનાં* નીચે પ્રમાણે વચનછે.

## શ્લોક.

अस्मन्निर्वाणतोवर्षैस्त्रिभिः सार्द्धैषुमासकैः धर्मविप्लावकः
शकःपंचमारोभविष्यति॥१॥ततःशतैश्चतुर्भिःषट्षष्ठिभिर्वत्स
रैर्दिनैः । पंचचत्वारिंशतापिविक्रमार्कोमहीमिमां ॥ २ ॥
सिद्धसेनोपदेशेनानृणीकृत्यजिनोक्तवत् । अस्मत्संवत्सरं
लुम्वास्वीयमाविष्करिष्यति ॥ ३ ॥ इतिश.म.

મારા નિર્વાણ અગર મૃત્યુ પછી ત્રણ વર્ષ અને સાડા પાંચ મહીના પછી ધર્મનો નાશ કરનાર પાંચમો આરો થશે. તે પછી ૪૬૬ વર્ષ અને ડોઢ મહીને વિક્રમ રાજા થશે. તે જૈન સાધુ સિદ્ધસેન સૂરિની આગ્ના પ્રમાણે ચાલશે અને પૃથ્વીને ઋણમાંથી છોડાવી મારો સંવત બંધ કરી પોતાનો ચલાવશે. આ ઉપરથી જણાયછે કે મહાવીરના નિર્વાણ પછી ૪૭૦ મે વર્ષે મહાવીરનો સંવત બંધ પડી વિક્રમ સંવત ચાલ્યો. આશક ચલાવનાર વિક્રમ ઘણું કરી જૈન લોકોના ગ્રંથોથી વિશેષ કરી પ્રસિદ્ધ છે. ડાકતર ભાઊ કહેછે કે દસમા શતક સુધીના ગ્રંથો તપાસીયેછ તો ક્યાંહાંય વિક્રમ સંવત જોવામાં આવતો નથી. શત્રુંજય મહાત્મ્યમાંછે પણ તે ગ્રંથના જુના પણાં વિશે શકછે. એ ગ્રંથમાં કુમારપાળ રાજાનું વૃત્તાંત છે તે જોતાં તે ૧૧ મી સદી પછીનો 'હોવો જોઈએ. તમામ જુના ગ્રંથકારો અને મ્હોટા જ્યોતિષીઓ, જેમકે આર્યભટ, વરાહમિર, બ્રહ્મગુપ્ત, ભટ્ટોત્પલ, અને ભાસ્કરાચાર્ય એઓએ શકન્ટપ કાળનો સંવત વાપર્યોછે. ક્યાંહાંય વિક્રમ સંવત લીધો નથી. દશમાશત્તકપછી જ્યારે અણહિલપટણના રાજાના આશ્રયતળે જૈન લોકોનું પરાબળ થયું. ત્યારે તેઓએ

* જૈનના ૨૪ મા તીર્થંકર.

પોતાના વિરોધી બ્રાહ્મણોમાં જે શકનો સંવત ચાલતો હતો તેથી જુદોજ, શકના અરિ વિક્રમ નામના રાજાનો સંવત જે તે વખત સુધી ઘણો પ્રસિદ્ધ નહી હશે તે પોતામાં ચલાવ્યો. એ સંવત મહાપંડિત હેમાચાર્ય આદિ જૈન ગ્રંથકાર થયા તેઓએ પોતાના ગ્રંથમાં દાખલ કર્યો, અને ત્યાર પછી જૈન ધર્મના વ્યાપારીઓએ પોતામાં વાપરવા માંડ્યો. જૈન વ્યાપારીઓ જેમ જેમ હિંદુસ્થાનમાં ફેલાતાગયા તેમ તેમ તેઓની સાથે આ સંવત વધારે ફેલાતો ગયો; તોપણ હજી બ્રાહ્મણ જ્યોતિષીઓએ તો શકન્ટપકાળથીજ વખત ગણવાનો ચાલ રાખ્યોછે. સંવત ચલાવનાર વિક્રમ નામનો રાજા કોણ અને શી જાતિનો હતો કિંવા એવો રાજા કોઈ થયોછે કે નહીં એ વિશે હજી કંઈ નિશ્ચય થઓ નથી. ડાકતર ભાઊના કાળીદાસ કવિ વિશેના નિબધ ઉપરથી જણાયછે કે જે વિક્રમનાં તેની ઘણી ઊદારતા માટે વખાણ કર્યાંછે તેતો સંવતચલાવનાર વિક્રમ કરતાં ઘણા જુના વખતમાં થયોછે.

૧૫ શક લોકો ઊતરમાંથી સૌરાષ્ટ્રમાં ઈ. સ. ના પ્રથમ શતકમાં ફેલાયા જણાય છે. ટાલમી અને એરીયનના ગ્રંથ ઉપરથી જણાયછે કે ઈ. સ. ના પ્રથમ શતકમાં સિંધુના મુખ પાસેનો દેશ ઈન્ડોસ્કીથીયા* કેહેવાતો હતો. આ દેશનાં માહાત્મ્યોમાથી પણ ઊત્તરમાંથી આ દેશમાં શક લોકો ફેલાયા તેવિશેનું કાંઈ કાંઈ અલંકૃત બયાન મળી આવેછે. પાતાળ અગર સિંધુ કાંઠાના દેશમાંથી નાગ અને તક્ષકનાં ટોળાં ઓખામાં આવ્યાં, અને ત્યાંના કાબાઓ પાસેથી તે પ્રાંત પોતાના સ્વાધીનમાં લીધો તેને લગતી દ્વારિકાં મહાત્મ્યની કથા આપણે પેહેલા પ્રકરણમાં વિસ્તારથી લખીછે. કરનલ ટાડ લખેછે કે હિંદુઓના ગ્રંથમાં નાગ, તક્ષક એનામ ઘણું કરી શક લોકો માટે જણાય છે. પ્રભાસખંડમા એ ક્ષેત્રનું પ્રભાસનામ કેમ પડ્યું તેને લગતી એક કથાછે, તેમાંથી પણ શાક્ય દ્વીપમાંથી આ ભાગમાં શકલોકો આવીવસ્યા તેને લગતું વૃત્તાંત મળી આવેછે. તે કથા નીચે પ્રમાણેઃ— શાક્ય દ્વીપમાં સૂર્યને તેના સસરાએ શસ્ત્ર અડકાડ્યું તેથી તેનું તેજ આ ક્ષેત્રમાં પડી ક્ષેત્રને ભાસવાન કર્યું

---

† સ્કીથી અગર શક લોકોનો દેશ.

તેથી આક્ષેત્ર પ્રભાસ ક્ષેત્ર કેહેવાયું. પ્ર એટલે ઘણું અને ભાસ એટલે તેજ, સૂર્યના તેજથી ભાસવાન થયેલું જે ક્ષેત્ર તે પ્રભાસ ક્ષેત્ર. આ અલંકૃત કાણીનો તાત્પર્ય એમ જણાયછે કે સૂર્યનું તેજ એટલે સૂર્ય પુજક શક લોકોની તેજસ્વી જાતિ. તેઓને તેના સસરાએ શસ્ત્ર અડકાડ્યું તેથી તે તેજ સૌરાષ્ટ્રમાં પડ્યું એટલે શાકય દ્વીપમાં શકલોકોને તેના. દુશ્મનોએ શસ્ત્રના જોરથી હરાવ્યા એટલે તેઓ સૌરાષ્ટ્રમાં આવી વસ્યા. દેશને ભાસવાન કર્યો એટલે આબાદીથી સોભિતો કર્યો. તે પેહેલાં આ કૃષ્ણની મર્ણભૂમિ અગર દેવોત્સર્ગનું ઊદાસી સ્થળ દુઃખદાયક ચાંચીઆ લોકોથી વસતું હશે.

૧૬ ડાકતર ભાઊના શોધ ઉપરથી એવું માલુમ પડેછે કે ઈ. સ. ના પ્રથમ શતકમાં અગર શાલીવાહન શક નૃપકાળના વખતમાં માળવા દેશમાં શક રાજાઓએ પોતાનો અમલ સ્થાપ્યો. આ શકરાજા માલવા લાટદેશ, સૌરાષ્ટ્ર અને અનુપદેશ* ઉપર રાજ્ય કરતા હતા. અને તેઓ બૌદ્ધ ધર્મ પાલતા. શકલોકોના પ્રથમ રાજાનું નામ નાહપાન હતું. દક્ષિણમાં નાસીકના વિહારોમાં લેખો કોત્રાવેલા છે તે ઉપરથી માલુમ પડેછે કે ક્ષહરાત ક્ષત્રપ+ એવા ખીતાબના રાજા નાહપાનના જમાઈ દીનીકને ઉસ્વદાત નામે દીકરો હતો. લેખમાં લખેછે કે ઉસ્વદાત રાજા જેણે બણાસ નદી કાંઠે સુવર્ણદાન આપ્યાં, જેણે દેવતાઓ નિમિત બ્રાહ્મણોને સોલ ગામ અર્પણ કરયાં, જે દરવર્ષ એક લાખ બ્રાહ્મણને જમાડતો હતો, જેણે પ્રભાસ પુન્યક્ષેત્રમાં બ્રાહ્મણોની આઠ કન્યા પરણાવી, જેણે ભરૂકચ્છમાં (ભરૂચમાં), દસપુરમાં અને નાસીક પાસેના ગોવરધન નામના પાહાડમાં અને સોપારામાં જગાઓ અને જળાશયો કરાવ્યાં તથા જેણે કેટલીક નદીઓના ઘાટ બંધાવ્યા તે રાજાએ નાસીકની ગુફામાં નાહપાનના ૪૫ મા વર્ષમાં આ લેખ કોત્રાવ્યો છે.

---

* અનુપદેશ એ પૂર્વે કચ્છનુ નામ હશે એમ દા. ભાઊ અનુમાન કરેછે.

+ ક્ષત્રપ એ ઘણુ કરી ક્ષેત્રપતિ ઉપરથી હશે. કેટલાએક શોધકો પારસી લોકોનો સત્રપ અને આ ક્ષત્રપ ઘણુ કરી એક અર્થના શબ્દ માનેછે; પણ ક્ષત્રપો તો વંશપરંપરા ચાલ્યા આવ્યોછે.

થોડા વખતપછી સુમારે ઈ. સ. ૧૫૦ શાકે ૭૨ માં સ્વામી ચષ્ટન થયો તે ઉજ્જણમાં રાજ્ય કરતો હતો. ટાલમી નામનો એક ગ્રીક ભૂગોલ તથા ખગોલના પ્રખ્યાત ગ્રંથ અને બીજા જ્યોતિષ વિશેના ગ્રંથ લખનારો, જેણે પોતાના પૃથ્વિના વર્ણનમાં હિંદુસ્થાનનાં શેહર, નદી, પર્વત અને બંદરો આદીનાં નામો લખેલાંછે તથાં જેણે મુખ્ય શેહરો અને બંદરોના તો રેખાંસ, અક્ષાંસ પણ આપેલા છે, તેણે એ ગ્રંથમાં લખ્યું છે કે યુજીનીમાં ટયાસટનસ નામનો રાજા હતો. આ ટયાસટનસ રાજા અને જેહનું નામ સ્વામિ ચષ્ટન જુનાઘઢના રૂદ્રદામાના શિલાલેખમાંથી મળેછે તે એકજ હતો એવો ડાકતર ભાઉએ સિધ્ધાંત કર્યો છે, એટલુંજ નહી પણ એ શોધ પછી જે નવા શોધ થયાછે તેઓએ પણ એ વાતને દ્રઢ કરીછે. સ્વામિ ચષ્ટન પછી રાજાઓનો ક્રમ ડાકતર ભાઉના શોધથી નીચે સુજબ મુકરર થયોછે.

| | | શાકે |
|---|---|---|
| ૧ | સ્વામિ ચષ્ટન | |
| ૨ | રાજ્ઞઃ ક્ષત્રપ સ્વામિ જયદામાનો | |
| ૩ | રાજ્ઞો મહાક્ષત્રપ જયદામાનો પુત્ર મહાક્ષત્રપ રૂદ્રદામા | |
| ૪ | રાજ્ઞો મહાક્ષત્રપ રૂદ્રદામાનો દીકરો મહાક્ષત્રપ રૂદ્રસિંહ | ૧૦૨-૧૦૪-૧૦૫-૧૧૪ |
| ૫ | રૂદ્રસિંહ શ્રીસેન | ૧૨૮ |
| ૬ | રાજ્ઞો મહાક્ષત્રપ રૂદ્રસિંહનો દીકરો રાજ્ઞો મહાક્ષત્રપ રૂદ્રસેન | ૧૩૨—૧૩૮ |
| ૭ | રાજ્ઞો મહાક્ષત્રપ રૂદ્રસિંહનો દીકરો રાજ્ઞો મહાક્ષત્રપ સંઘદામા | ૧૪ + |
| ૮ | રાજ્ઞો મહાક્ષત્રપ રૂદ્રસેનનો પુત્ર રાજ્ઞો મહાક્ષત્રપ દામજટશ્રિ | ૧૫૪ |
| ૯ | રાજ્ઞો મહાક્ષત્રપ રૂદ્રસિંહનો પુત્ર રાજ્ઞો મહાક્ષત્રપ દામસેન | ૧૫૮ |
| ૧૦ | રાજ્ઞો મહાક્ષત્રપ દામસેનનો પુત્ર રાજ્ઞો ક્ષત્રપ વીરદામા | ૧૬૪ |

| | | |
|---|---|---|
| ૧૧ | દામસેનનો પુત્ર યશદામા | ૧૫ + |
| ૧૨ | રાજ્ઞો મહાક્ષત્રપ દામસેનનો પુત્ર રાજ્ઞો મહાક્ષત્રપ વિજયસેન | ૧૬૮—૧૭૨ |
| ૧૩ | રાજ્ઞો મહાક્ષત્રપ દામસેનનો પુત્ર રાજ્ઞો મહાક્ષત્રપ દામા જટશ્રિ | ૧૭૮ |
| ૧૪ | રાજ્ઞઃ ક્ષત્રપ વીરદામાનો પુત્ર રાજ્ઞો મહા ક્ષત્રપ રૂદ્રસેન | ૧૮૮—૧૯૪ |
| ૧૫ | રાજ્ઞો મહાક્ષત્રપ રૂદ્રસેનનો પુત્ર રાજ્ઞઃ ક્ષત્રપ વિશ્વ સિંહ | ૧૮૮—૨૦૦ |
| ૧૬ | રાજ્ઞઃક્ષત્રપ રૂદ્રસેનનો પુત્ર રાજ્ઞો મહાક્ષત્રપ અતૃદામા | ૨૧૦—૨૧૪—+ |
| ૧૭ | સ્વામિ જિનદામનો પુત્ર રાજ્ઞઃ ક્ષત્રપ રૂદ્રસેન | ૨૩૦ |
| ૧૮ | રાજ્ઞો ક્ષત્રપ અતૃદામાનો પુત્ર રાજ્ઞો ક્ષત્રપ વિશ્વસેન ( સિંહ ) | ૨૧૭—૨૨૫ |
| ૧૯ | રાજ્ઞઃ ક્ષત્રપ રૂદ્રસેનનો પુત્ર રાજ્ઞો ક્ષત્રપ આશાદામા | ૨૩+—૨૩૮—૨૪૦ |
| ૨૦ | રાજ્ઞો મહા ક્ષત્રપ સ્વામિ રૂદ્રદામાનો પુત્ર રાજ્ઞો મહાક્ષત્રપ સ્વામિ રૂદ્રસેન | ૨૯૨—૨૯૮ |
| ૨૧ | સ્વામિ સત્યસેન પુત્ર સ્વામિ રૂદ્રસેન | |

આ શક રાજાઓએ પોતાના સુંદર શીક્કા પાડ્યાછે તેની એક બાજુઉપર આરશક અગર અસ્કાનીઅન કુળના ઈરાની બાદશાહની પેઠે રાજાનું મુખડું પાડેલું છે, અને બીજી બાજુ ઉપર કેટલાંક ચીન્હો તથા રાજા અને તેમના પીતાનાં નામો છે. આ શીક્કા ઉપર તેઓનો શક પણ લખેલો છે. એ શંખ્યા અગાઉ વંચાતી ન હતી તે હમણાં ડાકતર ભાઉએ બરાબર બેસાડી છે. તે ઉપરથી માલુમ પડે છે કે ઉપર મુજબ સરખા ક્રમથી પેહલા શકન્ટપ કાળથી તે ૨૯૮ વર્ષ સુધી શકરાજાઓએ રાજ્ય કર્યું. આ રાજાઓએ પોતાનો કાળ બરાબર ગણત્રીથી જેમ પોતાના શીક્કા ઉપર રાખ્યો છે, તેમ તેઓનો શક કેટલાક શિલા લેખોમાંથી પણ મળ્યો છે. ઉશ્વદાતના લેખમાં ૪૫ શક લખેલો છે. જયદામા

રાજાનો જસધણ આગળ એક તળાવ ઉપર લેખછે તેમાં ૧૨૭ શક લખેલોછે. આ લેખ જસધણના દરબારે પેહલવેલો ડાક્તર ભાઉના કુશળ પંડિત ભગવાનલાલ ઇંદ્રજીને દેખાડ્યો જેથી કરી આ દરબારના ડાહપણનો દાખલો લેખનું વર્ણન કરતી વખત ડાક્તર ભાઉએ બૉમ્બે, બ્રાંચ, ઓવધી, રાયલ, એશીયાટીક, સોસાઈટીની સભામાં ઘણા હર્ષથી બતાવ્યો હતો. આ લેખમાંથી નીચેના ક્રમ પ્રમાણે પાંચ રાજાના નામ મળી આવ્યાં છે-: ચષ્ટન, જયદામા, રૂદ્રદામા, રૂદ્રસિંહ, અને રૂદ્રસેન. શક લોકોનું રાજ્ય સુમારે ૩૦૦ વર્ષ સુધી ચાલ્યું. આવી લાંબી મુદત સુધી બીજાં થોડાંજ રાજ્ય ચાલેલાં જોવામાં આવે છે. કદાચ હોય છે તો તેનો કાળ શુદ્ધરીતે મળતો નથી. પણ આ શક રાજાઓનો કાળ તેઓના શીકકા ઉપર ક્રમથી રેહતો ગયો, અને સર્વ મુલકમાં ફેલાયો. ૩૦૦ વર્ષ પછી જ્યારે એ રાજાનું રાજ્ય ગયું ત્યારે જુનો કાળ ગણતી વખત શકન્ટપ રાજાના સવંતથીજ ગણવું લોકોને સેહલું પડ્યું. આ વખતથી એ કાળ જ્યોતિષ ગ્રંથકારોએ પણ ગ્રહણ કર્યો જે તેઓમાં અદ્યાપી સુધી ચાલેછે. ડાક્તર ભાઉનો મત એવો છે કે આપણા જ્યોતિષિ લોકોમાં અને નર્મદાની દક્ષિણના દેશોમાં જે શક ચાલે છે અને જેને હાલમાં શાળીવાહનનો શક કરી કેહેછે તે શક શકરાજા જેણે પ્રથમ માળવામાં રાજ્ય કર્યું તેનો છે. માળવાનો પેહેલો શક રાજા એજ શકન્ટપ અને તેનો કાળ તે શકન્ટપ કાળ. ઉપર કહેલા આર્યભટ વીગેરે પ્રાચીન જ્યોતિષિઓએ પણ શકન્ટપ કાળ કરી લખ્યો છે, કયાંહાંય શાળીવાહન શક કરી લખ્યો નથી. એ સંવતનું શાલીવાહન સંવત નામ પછવાડેના વખતમાં પડ્યું છે. ગોદાવરી તીરે પેઠણમાં સાતવાહન કુલના જે રાજા હતા તેના નામથી નર્મદાની દક્ષિણ તરફના લોકો શકનૃપ કાળના સંવતને સાતવાહન સંવત કેહવા લાગા. શાળીવાહન (સાતવાહન) ના સંવતનો દાખલો અગીયારમી સદી સુધીના તામ્રપટ અથવા શિલા લેખમાં કયાંહાંય મળતો નથી અને ત્યારપછી મળે છે.

૧૮ શક લોકોના રાજા રૂદ્રદામાનો શિલાલેખ જે ગિરનારમાં છે તે ઉપરથી જણાયછે કે ગિરીનગર પાસેનુ સુદરસન નામનુ તળાવ જે ઘણા વરસાદ અને તોફાનથી તણાઈ ગયું હતું તે ફરીને રૂદ્રદામા તરફથીની-

માયલા સૌરાષ્ટ્ર અને આનર્તના ગવરનર કુલૈપના પુત્ર સુવીશાક પહલવે (પારસીયે) ફરીથી બંધાવ્યુ અને યૌધેય નામના ઘણાજ સુરવીર લોકોને હરાવી તેઓને તાબે કર્યા.

૧૯ શકન્ટપ કાળનાં ૩૦૦ વર્ષ પછી ગંગા અને જમનાં કીનારે ગુપ્ત નામના રાજા થયા. તેઓની વૃદ્ધિ અગર ઊત્કર્ષથી શક લોકોનું જોર નરમ પડયું લાગેછે. ગુપ્ત રાજાઓમાં કુમારગુપ્ત નામના રાજાએ સૌરાષ્ટ્ર સુધી અમલ કીધો જણાયછે. કુમારગુપ્ત પછી તેનો પુત્ર સ્કંધગુપ્ત નામે રાજા થયો. આ રાજાનો લેખ જુનાઘડના અશોક અને રૂદ્રદામાના લેખની જોડેછે. એ લેખનું ભાષાંતર જે દાક્તર ભાઊએ ઘણો શ્રમ લઈ કીધું છે, તે ઉપરથી જણાયછે કે સ્કંધગુપ્ત રાજાએ પોતા તરફથી પરણદતના દીકરા ચક્રપાલીતને ઘણોજ લાયક જાણી સૌરાષ્ટ્રનો ગવરનર (અધીકારી) નીમ્યો હતો. તેના વખતમાં ઘણોજ વરસાદ થયાથી રૈવત અગર ગિરનાર પર્વતમાંથી નીસરનારી પ્લાસીની નદી જે *સોનાની રેતી થકી પ્રકાશતી હતી તે વીગેરેમાં અતી પાણી આવ્યું અને સુદરશન તળાવનો બંધ વચમાંથી ફુટીગઓ. બંધ ફુટાથી તળાવ ખાલી થઈ ગયું અને તેણે કરી લોકો ઘણાજ દુઃખી થયા. તે જોઈ ચક્રપાલીતે સુદરશન તળાવ ફરીથી ઘણુંજ સારી રીતે બંધાવ્યું.

૨૦ દાક્તર ભાઊનો મત એવોછે કે આ સ્કંધગુપ્ત રાજા પછી ગુપ્ત રાજાનું જોર કમ પડયું. અને ભટ્ટાર્ક નામના સેનાધિપતીએ ગુજરાતમાં પોતાનો અમલ બેસાડયો. ભટ્ટાર્કે વલ્લભિપુર નામે શેહેર જેહનાં ખંડેરપાસે હાલ વળા નામનો કસ્બો છે તે પોતાની રાજધાનીની જગો ઠરાવી. આ વલ્લભિ રાજાઓની વાત તેઓએ ગ્રહણ વીગેરે પ્રસંગે કેટલાએક બ્રાહ્મણોને જે દાનો આપેલાં હતાં તે બાબતના તામ્રપટો ઉપરથી જણાયછે. તે તામ્રપટો ઉપર જે વખત આપેલો છે તેમાં અમથું સંવત એમ લખ્યું છે. આ સંવત શક કાળનો છે, એમ ડાક્તર ભાઊએ નિશ્ચય કરેલોછે. તામ્રપટો ઉપરથી વલ્લભિ રાજાઓનાં નામ અને સંવત ડાક્તર ભાઊ એ નીચે પ્રમાણે મુકરર કર્યો છે.

---

* આ નદી આજપણ સુવર્ણ રેખા અગર સોનરેખા એ નામથી ઓળખાય છે. એ નદી જુનાઘડના કીલ્લાની પુર્વ બાજુના થડમાં થઈ પશ્ચિમ તરફ ગઈ છે.

## સેનાધિપતી ભટ્ટાર્ક




ઉપરની વંશાવલી ઉપરથી જણાશેકે આ રાજાએ બધું મળી ૪૫ વર્ષ રાજ્ય કર્યુંછે. તોપણ આ રાજાઓના તામ્રપટો ઘણા મળી આવેછે એ જોતાં એ રાજ્ય ટુક મુદતનું પણ ઘણું આબાદ હતું એમ લાગેછે. તામ્રપટોમાં ભટાર્ક અને તેના દીકરાને સેનાધિપતી કરી લખ્યાછે અને ત્યાર પછીના ભટાર્કના પૌત્રો અને પરપૌત્રો આદિને મહારાજા કરી લખ્યાછે,એઉપરથી જણાયછે કે ભટાર્કના દીકરા સુધી તેઓ ક્ષત્રપોના સેનાધિપતી તરીક ગણાતા હશે. ક્ષત્રપો પછી થયેલું ગુપ્ત લોકોનું રાજ્ય સૌરાષ્ટ્રમાંથી બંધપડ્યું ત્યારે તેઓ સ્વતંત્ર થઈ માહારાજા ખીતાબ ધારણ કરવા લાગા.

૨૧ વલ્લભિના છેલ્લા શિલાદિત્ય વિશે જૈન ગ્રંથમાંથી પણ કેટલીક કથા મળી આવેછે. શત્રુંજય મહાત્મ્યમાં એ રાજાને વિક્રમ સંવત ૪૭૭ ઈ૦ સ૦ ૪૨૦ માં થયો લખેછે. એ વખત તામ્ર પટમાંથી ડાકતર ભાઊએ મુકરર કરેલા વખત સાથે બરાબર મળતો આવેછે. શિલાદિત્યની ઉત્પત્તી વિશે અને તેણે બૌધ્ધ મત છોડી જૈન મત ગૃહણ કર્યો તે વિશે જૈન ગ્રંથમાંથી રાસમાળામાં આલકસાંડર કીનલાક ફારબસ સાહેબ એક નીચે પ્રમાણે કથા આપેછે, "ગુજરાતમાં ખેડા નામના ગામમાં એક વેદમાં પ્રવીણ દેવાદિત્ય નામે બ્રાહ્મણ રેહેતો હતો તેને એક સુભગા નાંમે બાળવિધ્વા દીકરી હતી, જે ત્રીકાળ સૂર્યની ભક્તી કરતી. સૂર્ય તેની ખુબસુરતીથી મોહીત થઈ એક સમય મનુષ્યનું રૂપ લઈ તેની પાસે આવ્યા, અને તેથી કરી સુભગાને ઓધાન રહ્યું. વિધ્વા દીકરીને ઓધાન રહ્યું જોઈ તેના માબાપે ગુસ્સે થઈ તેને ઘરમાંથી કાહાડી મુકી. પછી સુભગા તાંહાંથી એક ચાકર સંગાતે વલ્લભિનગરમાં આવી. ત્યાંહાં સમય પુરો થયો ત્યારે તેને બે છોકરાં જોડેલું અવતર્યાં; એક પુત્ર અને બીજી પુત્રી. પુત્ર આઠ વર્ષનો થયો ત્યારે તેને નિશાળે મોકલ્યો. આહીં તેના સોબતી નિશાળીઓ તેને મેંણું દેવા લાગા કે તું તો બાપ વગરનો છો. તે સાંભળી છોકરો માપાસે આવ્યો અને કહ્યું કે મારા સોબતી નિશાળીઆઓ મને ઉપર મુજબ કહેછે તેનું શીરીત છે, શું મારે બાપ નથી? સુભગાએ કહ્યું હું કાંઈ તે વાત જાણતી નથી. નાહક એવી વાત પુછી હુંને વારે વારે દુઃખ ન દે. તે સાંભળી છોકરો ખેદ પામી ખસી નીસર્યો અને ત્યારથી તેણે ઝેર ખાઈ દેહ તજવા ધાર્યું. એક વખત તે ઘણો દીલગીરીમાં બેઠો હતો તેવામાં સૂર્યે આવી તેને પુત્ર કહી બોલાવ્યો અને વચન આપ્યુ કે હુ તારૂં રક્ષણ કરીશ. સૂર્યે તેને હથીઆર તરીકે કેટલા એક કાંકરા આપી કહ્યું કે લે આવડે તું તારા શત્રુઓને જીતી શકીસ. સૂર્યના આપેલા કાંકરા અગર શિલાની કીર્તિથી તે છોકરો શિલાદિત્ય નામે ઓળખાવા લાગો. એક વખત તેણે વલ્લભિનગરના એક માણસને મારી નાંખ્યું તેથી વલ્લભિનગરનો રાજા તે ઉપર ગુસ્સે થયો અને તે બાબત લડાઈ થઈ, તેમાં રાજા સુભગાના પુત્ર શિલાદિત્યના હથીઆરથીમર્ણ પામ્યો. આ વખતથી શિલાદિત્ય સૌરાષ્ટ્રનો ધણી થયો. તે સૂર્ય-

ના આપેલા ઘોડા ઉપર બેસી આકાશનાં મુસાફરની પેઠે જ્યાંહાં મરજી-માં આવે ત્યાંહાં ફરવા લાગો અને આસપાસનો મ્હોટો દેશ તાબે કરી તેણે ઘણા વખત સુધી રાજ્ય કર્યું. „

શિલાદિત્યે બૌધ્ધ મત છોડી જૈન મત ગૃહણ કર્યો તે વિશે જૈન ગ્રંથમાં નિચે પ્રમાણે કથા છે. "એક વખત કેટલાએક બૌધ્ધ મતના સાધુઓ વિદ્યાના ગર્વથી છક થએલા વલ્લભિનગરમાં શિલાદિત્યની દરબારમાં આવ્યા અને કહ્યું કે આ સ્વેતાંબર અગર સ્વેત કપડાં વાળા સાધુઓ અને અમારી વચ્ચે વાદવિવાદ કરાવો, તેમાં જો તેઓ અમને જીતે તો તેઓને રેહેવો દો ને હારે તો તેઓને દેશમાંથી કાડી મુકવા ઠરાવ કરો. શિલાદિત્યે તે મુજબ સભા ભરી વાદવિવાદ કરાવ્યો, તેમાં બૌધ્ધ સાધુઓ ફતેહમંદ થયા અને સ્વેતાંબરો પોતાનું વતન છોડી પારકા દેશમાં ગઆ, એવી ઊમેદથી કે કોઈ દહાડો પણ પાછા આવી બૌધ્ધ લોકોને જીતીશું. આવારથી શિલાદિત્ય રાજા બૌધ્ધ ધર્મ પાળવા લાગો, પણ તે શત્રુંજયના રીષભ દેવને પેહેલાંની પેઠેજ માનતો હતો."

"શિલાદિત્યની બેહેન જે ભરૂચના રાજાને દીધેલી હતી તેને ગુણમાં અને કાંતિમાં દેવના જેવો એક પુત્ર થયો. કાંઈ દહાડે પોતાનો ધણી મરી ગયાથી તે બાઈએ દીક્ષા લીધી. તેનો દીકરો જે આઠ વર્ષની ઉમરનો હતો તે પણ દીક્ષા લઈ પોતાની માની સાથે ચાલી નીસરો અને બન્ને જણાં તીર્થોમાં ફરવા લાગાં. એક દહાડો આ છોકરો જેનું નામ મલ્લ હતું તેણે પોતાની સાધવી માને પુછ્યું કે શું આપણા ધર્મના લોકો હમેશથી આવી માઠી અવસ્થામાંજ છે? માએ જવાબ દીધો કે કેહેતાં હુને દોષ લાગેછે પણ સાંભળ, આપણા સ્વેતાંબર લોકો પ્રથમ દરેક શેહેરમાં હતા, પણ જ્યારથી વીરસુરીંદ્ર નામના નામીચા સાધુ મર્ણ પામ્યા ત્યારથી તારા મામા શિલાદિત્ય રાજા ઉપર બીજા ધર્મના લોકોએ અસર કરી તેને પોતાના ધર્મમાં આણ્યોછે અને એ વખતથીજ મોક્ષદાયક શત્રુંજ્યનું પવિત્રસ્થળ સ્વેતાંબર લોકોની ગેરહાજરીમાં બૌધ્ધ લોકોએ પોતાના તાબામાં લિધું છે. કીર્તિ ભંગ થયેલા સ્વેતાંબર લોકો ત્યારથી પારકા દેશમાં રખડે છે. આ વાત સાંભળી મલ્લ જે ક્ષત્રી જાતિનો હતો તેના મનમાં એકદમ જોશ ભરાઈ આવ્યો અને ત્યારથી તે બૌધ્ધ લોકોને

જીતવાની તૈઆરી કરવા માંડ્યો. મલ્લ જ્યારે ઘણી વિદ્યાભણી ન્યાયશાસ્ત્ર માં પ્રવીણ થયો ત્યારે તે સુરાષ્ટ્રની રાજધાની વલ્લભિનગરમાં પોતાના મામા શિલાદીત્યની દરબારમાં આવ્યો અને કહ્યું કે હે રાજા બૌધ્ધ લોકોએ આખી પૃથ્વિને ભમ્રવી છે, માટે તેઓનો પ્રતિપક્ષી હું તારી બેહેનનો દીકરો ઊત્પન્ન થયોછું. તે સાંભળી રાજાએ વાદવિવાદ સારૂ કરીને સભા ભરી અને તકરાર ચાલી તેમાં મલ્લે બૌધ લોકોને જીત્યા. આથી કરી બૌધ્ધ લોકોને દેશ છોડી પારકા દેશમાં જવા ફરજ પડી. પછી જૈન સાધુઓએ રાજાની આજ્ઞાથી મલ્લને સુરીનો ખીતાબ આપ્યો. શ્રીમલ્લ સુરીએ પોતાના મામાની મદદથી શત્રુંજ્યની પ્રતિષ્ટા કરી, તે સ્થળ જૈન લોકોના સ્વાધિનમાં આણ્યું. કાંઈ દહાડે જૈન સાધુઓએ શ્રીમલ્લને ખંભાત અગર સ્તંભતિર્થની જગો જે અભેદેવ સુરીએ સ્થાપી હતી ત્યાંહાં મોકલ્યો."

૨૨ જૈન ગ્રંથકારો વલ્લભિનગરનો નાશ આ શિલાદિત્ય રાજાના વખતમાં થયો કહી તેવીશે એક નિચે પ્રમાણે કથા આપેછે, "આ વખત મારવાડનો પાલીનો એક કાકુનામે વ્યાપારી પોતાના ઊચાળા લઈ વલ્લભિનગરમાં આવી વસ્યો હતો. થોડા દહાડા તે દરવાજા બાહેર કેટલાએક ગોવાળીઓની સાથે કુબામાં રહ્યો અને તેની ઘણી દરિદ્ર અવસ્થાથી લોકો તેને રંક નામે ઓળખવા લાગા. કાંઈ દહાડે કાકુરંકને કૃષ્ણચીત્રકપદ અને બીજી કેટલીએક ચમત્કારીક વસ્તુઓ મળ્યાથી તે દોલતમંદ થવા માંડ્યો. દ્રવ્યવાન થયાથી તેણે દરવાજાપાસે જે પોતાનો કુબો હતો તે બાળી દઈ બીજે દરવાજે એક મ્હોટો મેહેલ બાંધ્યો. તેની દોલત દીનપરદીન વધતાં અંત્યે તે કરોડાધિપતી થયો; પણ તે એવો લોભી હતો કે ધર્મ કે તિર્થ અર્થે એક પાઈ પણ ખરચતો નહી. એક દીવસ આ રંકની દીકરી જડીત્ર સોનાની કાંકસીથી પોતાનું માથું ઓળતી હતી તે રાજકુંવરીના જોવામાં આવી. રાજકુંવરીને તે કાંકસી લેવાનું મન થયું પણ કાકુએ તે આપવા નાપાડી. શિલાદિત્યે પછી જોર જુલમ કરી લીધી. આથી કરી રંકને ગુસ્સો ચડ્યો અને તે મ્લેછના દેશમાં ગઓ. મ્લેછ રાજાને તેણે કહ્યું તું વલ્લભિનગરનો નાશ કરતો તુંને એક કરોડ સુનામોર આપું. રાજાએ તે કબુલ કરી વલ્લભિનગર તરફ લશકર તઈયાર કર્યું. લશ્કરે કુચ કરવા

પછી રસ્તે મુકામ કર્યું ત્યાંહાં રાત્રે તંબુમાં રાજા અરધો જાગતો અને અ-રધો ઉંઘતો હતો તે જોઈ તેનો છત્રધાર જેને કાંઈ કાકુ પાસેથી મળ્યું નહ-તું, તે બોલી ઊઠ્યો કે આપણા દરબારમાં કોઈ ડાહયું માણસ નથી, નીકર સૂર્યપુત્ર શિલાદિત્ય ઉપર આવા અજાણ્યા વાણીઆના કેહેવાથી લશકર લઈ જાય નહી. આ વાત રાજાએ સાંભળી વળતે રોજ આગળ વધવું બંધ કર્યું. રંકને તેનુ કારણ જણાસાથી તેણે છત્રધારને પૈસા આપી ખુસ કર્યો. પછી બીજે દહાડે એવોજ સમય જોઈ છત્રધાર બોલ્યો કે વગર વિચારે પગલું ભર્યું તે ભર્યું, સિંહ જેવા મ્હોટા રાજાએ એકવાર પગલું ભર્યું અને હવે પાછા હઠે એ આબરૂ ભરેલું નથી. આપણા રાજાએ ઘણી ફતેહ મેળવી છે માટે ડરવું નહી. તેહેના સામો કોણ ટક્કર લેનારછે. આ વાણીથી ખુશ થઈ રાજાએ કુચનું નગારૂં કરવા હુકમ આપ્યો. કાંઈ દહાડે લશકર વલ્લભિનગર આવી પોહોચ્યું ત્યારે ત્યાંહાંના લોકો આવતી આફતથી બચાવ કરવા શ્રીચંદ્રપ્રભુ, વર્ધમાન દેવ, વીગેરેની મુર્તિઓ અને બીજી કીમતી ચીજો લઈ પ્રભાસપાટણ, શ્રી માલપુર, અને બીજા શેહરોમાં જઈ રહ્યા. શ્રી મલ્લવાદી મ્હોટા સાધુ પોતાનાં ટોળાં સહિત પંચાસર જઈ રહયા. પછી મ્લેચ્ય લશ્કરે શેહેરને ઘેરી લીધું. આ વખત કાકુ જે પોતાના દેશની ખરાબીનું કારણ હતો તેણે મ્લેચ્ય રાજાને ગાયના લોહીથી સુર્યકુંડ અપવિત્ર કરવા શિખવ્યું, તેથી કરી એ પવિત્ર કુંડમાંથી સુર્યનો સાત મુખો ઘોડો જે શિલાદિત્યની વૃધ્ધીનું મૂળ કારણ હતું તે આવ્યો નહી, અને શિલાદિત્ય રાજા મ્લેચ્ય રાજાને હાથે મરણ પામ્યો. દુશમનોએ પછી વલ્લભિનગરનું શેહર તારાજ કર્યું.

૨૩ વલ્લભિના નાશ વિશે ઉપર કહેલી જૈન કથા વગર એક બીજી જુદીજ કહાણી ચાલેછે જેહનો ખરી ઈતિહાસીક વાત ઉપર કાંઈજ આ-ધાર નથી.—"એક ધુંડીમલ નામે સાધુ પોતાના શીષ્ય સાથે વલ્લભિપુરની પડોસમાં ચમારડી નજદીક ઈસાવલા નામના ડુંગરની તળાટીમાં આવી ઊતર્યો હતો તેણે પોતાના ચેલાને શેહેરમાં ભીક્ષા માગવા મોકલ્યો, પણ કો-ઈએ કાંઈ આપ્યું નહી. પછી ચેલાએ જંગલમાં જઈ લાકડાનો ભારો લાવી, તે વેચી તેના પૈસાથી આટો ખરીદ કર્યો અને તેના રોટલા ઘડાવવા

આર શેહેરમાં ગયો. તે આખા શેહેરમાં ફર્યો પણ એક કુંભારણ વગર કોઈએ રોટલા કરી આપ્યા નહીં. કુંભારણે રોટલા કરી આપ્યા તે લઈ ચેલો ગુરુ પાસે આવ્યો પણ કાંઈ બીજી વાત કરી નહીં. એ રીતે ઘણા દીવસ ચાલતાં ગુરુએ એક દીવસ ચેલાના માથામાં લાકડાના ભારાથી પડેલી ટાલ દીઠી. ગુરુએ તેનું ચેલાને કારણ પુછ્યું ત્યારે તેણે સવીસ્તર હકીકત કહી દેખાડી. પછી એક દીવસ ગુરુ જાતે ગયો, અને આખા શેહેરમાં ફર્યો પણ કુંભારની બઈરી વગર કોઈએ તેને ભીક્ષા આપી નહી, ત્યારે તેને ઘણો ગુસ્સો ચડ્યો. તેણે ચેલાને કહ્યું કુંભારણને જઈ કહે કે તું કુટુંબસહિત બાહાર નિસર, આજ તે શેહર દટાઈ જશે. કુંભારણ પોતાના ધણી અને છોકરાં સહિત બાહાર નિશરી. ગુરુએ તેને ભલામણ કરી હતી કે તમે પાછું વાળી જોશો નહીં, પણ જ્યારે તેઓ સમુદ્ર કીનારે જ્યાંહાં હાલ ભાવનગરનો કસ્બોછે ત્યાંહાં આવી પોહોતાં ત્યારે કુંભારણે પાછા ફરી વલ્લભિનગર તરફ નજર કરી કે એકદમ તે પાષાણ થઈ ગઈ. આ પાષાણ થયેલી કુંભારની સ્ત્રી હાલમાં ભાવનગરમાં રૂવાપુરી માતા એ નામથી પુજાયછે. આ દેશમાં દરેક જુના શેહેર અગર પટણના નાશવિશે આ એકની એક કથા ચાલેછે. લોકો કેહેછે કે પટણ સો ડટણ એવો ગુરુ આપ બોલ્યાથી બધાં પાટણ ડટાઈ ગયાં.

૨૪ જૈન લોકો વલ્લભિનગરનો નાશ, ઉપર કહયા મુજબ, ઈ૦ સ૦ ૪૨૦ માં શિલાદિત્ય રાજાના વખતમાં થયો કહેછે, તેમ એક બીજા જૈન ગ્રંથમાં સંવત ૩૭૫ માં થયો કહેછે. કરનલ ટાડ ઈ૦ સ૦ ૫૨૬ માં થયો કહેછે. આ ત્રણે વખતમાં કોઈવાર વલ્લભિનગરનો સાવ નાસ થયો જણાતો નથી. જૈન લોકો શિલાદિત્યના વખતમાં નાશ થયો કેહેછે; પણ કલ્પસુત્રમાં લખેછે કે મહાવીરના નિરવાણ પછી ૯૯૨ મે વર્ષે એટલે શાકે ૩૮૭, ઈ૦ સ૦ ૪૬૫ માં એ ગ્રંથ ધ્રુવસેન રાજાના વખતમાં આનંદપુરમાં (વઢવાણમાં) જાહેર રીતે વાંચવામાં આવ્યો હતો. આ ધ્રુવસેન તામ્રપટની વંશાવળીમાં કહેલો ધ્રુવસેન કે તે પછીનો એ નકી થયું નથી; તો પણ એ તારીખથી જણાયછે કે ઈ૦ સ૦ ૪૬૫ સુધી વલ્લભિનગરનું રાજ્ય આબાદ હતું. ડાક્તર ભાઊને એક તામ્રપટ મળ્યો છે તે ઉપરથી જણાયછે કે શાકે ૪૨૬ સુધી વલ્લભિનગરનું રાજ્ય આબાદ હતું.

૨૫ સાતમી સદીમાં હ્યુયેનત્સાંગ+ નામનો એક ચીનો વિદ્વાન સાધુ હિંદુસ્થાનમાં આવ્યો હતો તે પોતાના પ્રવાસના વૃત્તાંતમાં વલ્લભિનગર અને સૌરાષ્ટ્રવિશે નીચે મુજબ લખેછે.—"વલ્લભીપુરમાં સો બુદ્ધ સંગારામ (મઠ) છે અને તેમાં સુમારે ૭ હજાર સાધુઓ છે. તે સાધુ સમ્મિતીય મતના છે, અને તે સમ્મિતીયમત હીણાયાનનો છે. જ્યાંહાં બુદ્ધ આવ્યા હતા તે તે સ્થળે રાજા અશોકે સ્તૂપો બાંધેલાં છે. હવડાંનો રાજા ક્ષત્રી કુળનો છે અને તે કાનકુબ્જ (કનોજ) ના રાજા શિલાદિત્ય (હર્ષવર્ધન) નો જમાઈ છે. તેનું નામ ધ્રુવપટુ છે. તે ચપળ છે પણ ગર્મ તબીયત-

---

+ ચીનના બૌદ્ધ સાધુઓમાં બે પ્રખ્યાત સાધુઓના ગ્રંથ મલ્યા છે તેનો તરજુમો ફ્રેંચ વિદ્વાનોએ પોતાની ભાષામાં કર્યોછે. આ સાધુમાંનો એક સાધુ ફાઈહાન ઈ. સ.ના ચોથા શતકના પ્રારંભમાં હિંદુસ્થાનમાં આવ્યો હતો અને બીજો હયુયેનત્સાંગ સાતમા શતકના પ્રારંભમાં આવ્યો હતો. હયુયેનત્સાંગના મૂળગ્રંથમાંથી આ સાધુના પ્રવાસનું ડાક્તરભાઊ પાસેથી અમને થોડુ એક વૃત્તાંત મળ્યુ છે તે ઉપરથી જણાય છે કે હયુયેનત્સાંગ પ્રથમ કાબુલ રસ્તેથી હિંદુસ્થાનમાં આવી સતર વર્ષ સુધી બૌદ્ધલોકોનાં તિર્થ સ્થાનોમાં ફર્યો હતો. તેણે કાશમીર તથા મગધ દેશમાં ગયા વિગેરે સ્થળે રહી સંસ્કૃત ભાષાનો સારો અભ્યાસ કીધો હતો. તેણે પાણીનીનું વ્યાકરણ જોયું હતું તથા બૌદ્ધનાં ત્રિપીટકો (ત્રીસંગ્રહ) એટલે સુત્ર, વિનય, અને અભિધર્મ નાં મુળમુત્રો તથા તે ઉપરની ટીકાનું હિંદુસ્થાનના મ્હોટા મ્હોટા વિદ્વાનો આગળ બેસી અધ્યયન કર્યું હતું, એટલુજ નહી પણ આગળ જતાં તેણે પોતે પણ બૌદ્ધ મતને દ્રઢ કરે તેવા સંસ્કૃત ગ્રંથો રચ્યા હતા. તેણે યોગ શાસ્ત્ર આદીનો પણ અભ્યાસ કીધો હતો. તેના ગ્રંથઉપરથી સ્પષ્ટ જણાયછે કે તેની પોતાના ધર્મવિશે અતી લીનતા અને ભક્તી હતી, તથા તેનામાં જીવ દયા ઘણી હતી. એ સાધુ કાશમીર, પંજાબ, અયોધ્યા, કાનકુબ્જ, બનારસ, પટણાં, મથુરાં, ગયો, અને ગયાની આસપાસનાં રાજ્યગ્રહાદી સ્થાનો જોઈ તાંહાંથી અંગ તથા વંગ દેશમાં આવ્યો. ત્યાંહાંથી કામરૂ દેશમા અને ત્યાંહાંથી બ્રહ્મપુત્રાનદી ઊતરી સમતટ દેશમાંથી ગંગાસાગર પારકરી તામલીપ્ત દેશમાં આવ્યો, તાહાંથી સિંહભુમિમાં આવ્યો. સિહભુમિથી ઊટકળ દેશમાં થઈ તે કલીંગપટણ આવ્યો, અને ત્યાંહાંથી કોસલ (દક્ષિણમાં નાગ પૂરની પૂર્વ તરફ) દેશમાં આવ્યો. ત્યાંહાંથી તેલંગણ (આંધ્રદેશ) માં થઈ મહા આંધ્રદેશમાં સપ્તગોદાવરીતીરે રાજમહાંદ્રી (રાજમંદ્રી) માં આવ્યો. આહીંથી તે કાંચીપુર તરફ ઊતર્યો. કાંચીપુરથી પશ્ચિમ તરફ થઈ સંહયાદ્રી ફરી મલબારમાં બનવાસીમાં આવ્યો. ત્યાંહાંથી કોકણમાં મહારાષ્ટ્રમાં અને ત્યાંહાંથી માળવામાં થઈ વલ્લભિનગરમાં આવ્યો. વલ્લભિનગરથી આનંદપુર (વઢવાણ) થઈ ગુજરાતમાં ગયો.

નો છે. તેની ચાલ ડાંડ અને મગરૂરી ભરેલી છે; તોપણ તે સુશિળતા અને વિદ્યાને માન આપે છે. તેની ભક્તી અને ભાવ ત્રીરત્ન અગર બૌદ્ધ ધર્મ ઉપર ઘણો છે. દર વર્ષે મ્હોટી સભા કરીને તે સાત દહાડા સુધી સર્વ દેશના ભક્તોને બોલાવેછે, અને તેઓને અન્ન, વસ્ત્ર, આસન, અને સર્વ જાતિની ઔષધિઓ અને બીજી ચીજો પુરી પાડેછે. વલ્લભિનગરથી તે સાધુ આનંદપુર (વઢવાણ) આવ્યા અને ત્યાંહાંથી સૌરાષ્ટ્રમાં આવ્યા. સૌરાષ્ટ્ર વિશે તે લખે છે કે આ દેશ સુમારે ચાર હજાર લી (૧૩૦૦ માઈલ) ઘેરાવમાં છે. સૌરાષ્ટ્ર મહી નદી સુધી છે અને તેની રાજધાનીનો ઘેર ૩૦ લી (૧૦ માઈલ) છે, તેમાં વસ્તી ઘણી છે. સર્વ કુટુંબો આબાદી અને બોહેતાજમાં રહે છે. એ પ્રાંત વલ્લભિના રાજાના તાબામાં છે. તેની જમીન ખારી છે અને ફળ ફુલ થોડા થાય છે. ત્યાંહાં ટાહાડ અને ઊષ્ણતા સરખી છે, તોપણ વિતોળીઓ ઘણો થાય છે. લોકોની ચાલ ભ્રષ્ટ છે. તેઓ ગરમ તબીઅતના અને હલકા સ્વભાવનાછે. વિદ્યા તથા કળાને ચાહતા નથી. તેઓમાં સત્યાનુસારી (બૌધ્ધમતના) અને પાખંડી (બીજાધર્મના) બંને ઘણાછે. આંહી સુમારે અઢી કોડી (પચાસ) મઠ છે તેમાં આશરે ત્રણ હજાર મંખો (સાધુ,) છે. તેઓ ઘણું કરી મહાયાન મતના અને આર્યસ્થવિર માર્ગના છે. આ શિવાય બીજાં સો દેવાલયો પાખંડમત (અન્યમત) નાં છે. એ રાજ્ય પશ્ચિમ સમુદ્રના રસ્તા ઉપર છે

---

ચીનો સાધુ પોતાના વખતની લગભગમાં મહારાષ્ટ્રમાં પુલકેશી ચાલુક્ય ઘણો સુરવિર રાજા હતો લખેછે. આ વાતો તામ્રપટોમાંથી પણ મલી આવેછે જેથી ચીનાના ગ્રંથવિશે આપણને વધારે દ્રઢતા થાયછે. આ સાધુ કાનકુબ્જના હર્ષવર્ધન અગર શિલાદિત્ય રાજાને ત્યાંહાં ઘણા મહીના રહયો હતો. આ રાજાએ તેહનું ઘણુંજ સનમાન કરી તેને તમામ બૌધ્ધ સાધુઓનો શ્રીપુજ્ય નીમ્યો હતો. રાજાએ તેહને પોતાને ત્યાંહાં રાખવા સારૂ ઘણો આગ્રહ કર્યો પણ તેણે કહયું કે મહારા દેશમાં જઈ મહારા દેશીઓને બૌધ્ધ ધર્મનો બોધ કરી મોક્ષ માર્ગ બતલાવવાની મારી જે મતલબ છે તેને હું સર્વ કરતાં શ્રેષ્ટ ગણું છઊં. તે સાંભળી રાજાએ તેહને રજા આપી તેની અતી આદરથી પુજા કરી, ખરચ તથા પોતાના અમીરો સાથે આપી તેને કાશમીરના રાજ્ય સુધી પોચાડયો. હર્ષવર્ધન રાજાનું વૃત્તાંત બાણભટ કવિએ શ્રી હર્ષ ચરીત્ર નામના ગ્રંથમાં લખ્યું છે તે આ ચીનાચાર્યના આપેલા વૃત્તાંતને અતી મળતું છે.

માટે સર્વ લોકોને તેથી ફાયદો છે. આંહી લોકોનો મુખ્ય ધંધો વ્યાપાર છે. શેહેરથી થોડા અંતર ઉપર એક પર્વત છે તેને ઊજ્યંત કરી કેહે છે. તે ઉપર એક મઠ છે. તે પાહાડની ઊઘાડી સપાટી ઉપર ઈમારતો તથા ગોળ ઓટલા બાંધેલા છે. પર્વતને ફરતું ગીચ્છ વન છે, અને તે ઉપર પાણીના ખુડખુડાના અવાજ સાંભળવામાં આવે છે. કેટલાએક સાધુઓ ત્યાંહાં ફરવા જાય છે, અને કેટલાએક ત્યાંહાં પોતાનો આશ્રમ પણ કરે છે. મહા સદગુણ થી પ્રખ્યાત થયેલા રૂષીઓ આંહી ટોળે ટોળાં આવે છે." આ ચીનાચાર્યનું વર્ણન ખરેખરૂં જણાય છે. તે જે ઊજ્યંત પર્વત કરી લખે છે તે ગિરનારનું નામ હતું એમ રૂદ્રદામાના લેખમાં અને જૈન તથા બોધ્ધના ગ્રંથમાંથી જણાયછે. પર્વતની પડોસનું સૌરાષ્ટ્રની રાજધાનીનું શેહેર એ ઘણું કરી હાલનું જુનાઘડ હશે જેહનું નામ રૂદ્રદામાના શિલા લેખમાં અને સ્કંધગુપ્તના શિલાલેખમાં ગિરીનગર કરી લખ્યું છે. હાલનું જુનાઘડ નામ તેના જુનાપણાને લીધે પડ્યું જણાય છે."સૌરાષ્ટ્રનું રાજ્ય સમુદ્રના રસ્તા ઉપર છે માટે લોકોને તેથી ઘણો ફાયદો છે અને લોકોનો ધંધો મુખ્ય વ્યાપાર છે." એમ જે તે લખેછે તે વાતને ગ્રીક અને રોમન લોકોના ગ્રંથોમાંથી* પણ આધાર મળે છે. સૌરાષ્ટ્રને ટાલમીના ગ્રંથમાં સુરાષ્ટ્રીની

---

* પ્લીની નામે એક વિદ્વાન ગ્રંથ કરતાં આ દેશના વ્યાપાર વિશે નીચે પ્રમાણે લખેછે. "ભરૂચના બંદરમાં ગ્રીક અને રોમન લોકોનાં મોટાં જાહાજ વ્યાપાર સારૂ આવતાં હતાં અને દરવર્ષ હિંદુસ્થાન પાનશેડે લાખ સેસ્ટર ( એક જાતનો શીક્કો ) એટલે ૨૬ લાખ પચાસ હજાર ડાલર અગર પાલરની કીમતની નગદી પશ્ચિમના રાજ્યમાંથી ખાતું હતું. એ નગદીથી તેઓ આ દેશની જણસો ખરીદ કરી પોતાના દેશમાં લઈ જઈ સોગણા નફાથી વેચતા. આ દેશમાંથી તેઓ કુરંદ તથા તેડેની રેતી (પાલીસ), ગળી, સ્ફાટીક, તીખું લોખંડ, મોતી અને કીમતી જવાહીરો, તલનુ તેલ, રૂ, સુતર અને રૂનાંવસ્ત્ર, રેશમ અને રેશમી કપડાં સાકર, વંશલોચન, રસમતી, ચંદ્રસ, તજ, હરદાદખણ, અને કિંદ્ર વિગેરે ચીજો લઈ જતા હતા. દક્ષિણના બંદરમાંથી તેઓ મરી, પીપર, તજ, કપુરકાચલી, તમાલપત્ર, ધુપ, ચંદન, કાસ્ટકોલંજન; જટામાંસી, હરડાંબેડાં, અને આંબળાં, ગુગળ, હસ્તીદંત, શીંગડાં, જનાવરો, મોર વીગેરે આ દેશનાં પક્ષી, ઘંઊ અને ચોખા વીગેર જણશો લઈ જતા હતા. ગ્રીક રોમન લોકો આર્યક અથવા ઊત્તર કોકણનો મમ્બારસ નામનો રાજા જે સાતવાકુળનો હતો તેને વશ કરવા મોટી કીમતના રૂપાના દાગીના, ધુપ, ઊંચી જાતના સરાબ. વાજીંત્ર અને તેના જનાનખાનાવાસ્તે સુંદર કુંવારીઓ, ભેટ તરીક લાવી તેને ખુશ

અગર સીરાષ્ટ્રીની કરી લખે છે. આ વખત હિંદુસ્થાનના પશ્ચિમ કીનારા ઉપર ભરૂકચ્છ (ભરૂચ) મુખ્ય વ્યાપારનું શેહેર હતું અને તે સાથે હિંદુસ્થાનનાં બધાં શેહેરોને વ્યાપાર ચાલતો હતો. ભરૂચ ને ગ્રીક લોકોના ગ્રંથમાં બારીગાજા કરી લખ્યું છે. સિંધુકીનારા ઉપર એક બીજું વ્યાપારનું સ્થળ પાતાળ નામનું બંદર હતું જ્યાંહાં હાલ હેદરાબાદ નામનું શેહેરછે. ઈ૦ સ૦ ૩૧ માં મીસર દેશમાં જ્યારે નામીચા રોમન લોકોનું રાજ્ય થયું, ત્યારે આલિકસાંડરીઆ અગર સીકંદરીઆ જે તે વખત હિંદુસ્થાનના વ્યાપારનું મુખ્ય મથક હતું, તે તેઓના તાબામાં આવ્યું. આ વખત રોમન લોકોને પારથીયન લોકો સાથે યુદ્ધ ચાલતું હતું, તેથી જમીનનો વ્યાપાર ઘણુ કરી બંધ પડ્યો હતો; અને આલિકસાંડરીઆ અને હિંદુસ્થાનનાં બંદર ભરૂચ અને પાતાળ વચ્ચે દરીઆઈ વ્યવહાર ઘણોજ વધી પડ્યો હતો. સૌરાષ્ટ્ર જે આ બે વ્યાપારના સ્થળોની વચ્ચે અને જે ભરૂચ આવનારાં રોમન લોકોનાં વહાણોના રસ્તા ઉપર હતો તેનો વ્યાપાર અલબત તે વખત ઘણોજ ચાલતો હશે. આ વખત હિંદુસ્થાનના કીનારા ઉપર ચાંચીઆ લોકોનું જોર ઘણું હતું, તેથી તેઓનાં વહાણ તીરકામઠાવાળા મ્હોટા લશકરથી આવતાં હતાં.

---

કરતા હતા. વ્યાપાર વાસ્તે તેઓ ત્રાંબુ, સીસું, બેત્રણ જાતના સુંદર સફેત ગલાસ, પ્રવાળ અને કીમતી પથ્થરો, મીસર દેશ તથા સીરીયાદેશનો લીલા ફલનો સરબત, ઈટાલીનો સરાબ, પટાદાર ભાંતનાં કપડાં અગર છીંટ, અને સુના રૂપાનાં દીનાર વીગેરે જણસો પોતાના તથા પોતાની પડોસના દેશોમાંથી અને અરબસ્થાન તથા ઈરાનમાંથી આ દેશમાં લાવી વેચતા હતા. ઈરાનથી જે જાહાજો આવતાં હતાં તેમાં મોતી, રંગ, પીરોજી વસ્ત્ર, સોનુ, ખજુર, સરાબ, અને ગુલામો આવતા હતા. પેરીપ્લસનો કરના એરીયન જે ભરૂચમાં રહયો હતો તે લખેછે કે વ્યાપારીઓના ત્રાપાગા (ત્રાપા) અને કોટીબા (કોટીયા) આવતા હતા, તેહને ભરૂચના વાકેફગાર કોળીઓ સૌરાષ્ટ્રસુધી સામા જઈ સલામતીથી લાવતા હતા. હિંદુસ્થાનમાંથી રોમન બાદશાહને ત્યાંહાં વકીલ પણ મોકલવામાં આવતા હતા. એક પોરસ અગર પોરવ કુળના રાજા તરફથી એક વકીલ મોકલવામાં આવ્યો હતો તેહની સાથે એક શ્રવણાચાર્ય હતો તેગ્રીસ દેશમાં આથેન્સ નામના શેહેરમાં મર્ણ પામ્યોછે. ત્યાંહાં, તેની કબર બાંધી તેઉપર પથર મુકોછે તેમાં લખ્યું છે કે આંહી ભરૂચના શ્રવણાચાર્ય આરામ પામેલા છે.

૨૬ ચીના સાધુના લખેલા વર્ણન ઉપરથી જણાયછે કે ઈ૦ સ૦ ની સાતમી સદી સુધી વલ્લભિનગરનું રાજ્ય આબાદ હતું; ત્યારપછી થોડા વખતમાં ભંગ થયું જણાય છે. ભંગકરનાર કોણ હતા એ નક્કી જાણ્યામાં નથી. જૈન ગ્રંથકાર શિલાદિત્યના વખતમાં મ્લેચ્છકોલોએ નાશ કર્યો કેહેછે. એ નાશ તેના આખરના નાશની પેહેલાંનો બીજો સેહેજ થયેલો નાશ માનીએ તો વખતે એમ હોયકે વલ્લભિનો નાશ સાતમી સદીમાં કલ્યાણીના ચાલુક્યોથી થયો. કેમકે આવખત તેમનાં લશકર સૌરાષ્ટ્ર અને ગુજરાતમાં ફરતાં હતાં. કરનલ ટાડ નાશકરનાર સ્કીથી અગર શક લોકો હતા ધારેછે. માઉન્ટસ્ટુઅર્ડ એલફીન્સ્ટન લખેછે કે તેઓનોશેરવાન તળેના પારસી લોકો હતા. ડાકતર ભાઉ અનુમાન કરેછે કે વલ્લભિનો નાશ કરનાર અને આ દેશને ગુજરાત નામ આપનાર ગુજર અગર ચોરા લોકો હશે. તે કહે છે કે સાતમી સદી પેહેલાંના જુના ગ્રંથમાં આ દેશનું ગુજરાત નામ હોય એવું ક્યાંહાંય જણાતું નથી. ગુજર લોકો વિશે તે ધારેછે કે એ લોકો ઘણું કરી રશીઅન લોકોના રાજ્યના સીમાડા ઉપરના જ્યારજીઆ પ્રાંત જેને કોઈ કોઈવાર ગુર્જરસ્થાન પણ કેહેછે ત્યાંહાંથી આવ્યાછે. એ દેશમાંથી તેઓ પંજાબમાં આવ્યા, ત્યાંહાંથી જેસલમેર અગર મારવાડમાં, અને ત્યાંહાંથી શેકડો વર્ષે તેઓ ગુજરાતમાં ઊતર્યા જણાય છે. આજપણ ગુજર લોકો પંજાબ હરદ્વાર, દીલ્હી, મથુરાં આંહીં ઘણાછે, અને તેઓનો ધંધો ઘણું કરી ચોરના જેવો છે જે ઉપરથી તેઓના ગુજરાતમાં વસેલા ટોળાનું ચોર અગર ચોરા નામ પડ્યું હશે. આ ગુજર લોકો ઉપરથી જે દેશમાં તેઓ વસ્યા તેનું ગુજરાત નામ પડ્યું. દાકતર ભાઉનો મત એવો છે કે આ ગુજર લોકોમાંથી ઘણા ખરાઓને જૈન સાધુઓએ પોતાના ધર્મમાં લીધા. આ વખત ઘણીએક જાતીના ક્ષત્રીઓનો પણ જૈન ધર્મમાં પ્રવેસ થયો જણાય છે. જૈન થયા પછી ક્ષત્રિઓ યુદ્ધમાર્ગ અથવા શસ્ત્ર છોડી દઈ જેમાં હીંસાનો ખપ નપડે એવો વ્યાપારનો ધંધો પકડી વણજ એટલે વ્યાપાર ઉપરથી વાણીયા નામથી ઓળખાવા લાગા. ગુજરાત અને મારવાડના વાણીઓની ઊત્પત્તિની પટાવળી જોતાં તેઓ ક્ષત્રિ અને બીજી જાતિમાંથી થયાછે. જૈન ધર્મમાં પણ હરકોઈ જાતીને લીધાપછી કાંઈપણ

જાતિભેદ રાખવામાં આવતો નહી. દાકતર ભાઉ જૈનનું શ્રાવક નામ શ્રાવક એટલે શ્રવણ કરનારા એઉપરથી પડ્યું ધારેછે. જૈન તથા બૌદ્ધ ધર્મનો પ્રસાર ઉપદેશથી કરી થયોછે. શ્રાવક એટલે ઉપદેશ સાંભળનારા વાણીઆઓમાં હાલમાં ૮૪ જુદી જુદી જાત કેહેવાય છે તોપણ તેઓને પરસ્પરમાં ખાનપાનનો વ્યવહારછે. આ ૮૪ જુદી જુદી જાતનાં ટોળાં જેઓએ જૈન ધર્મમાં આવ્યા પછી વાણીઆ નામ ધારણ કર્યુંછે તેઓનું મીશ્રિત ટોળું આજપણ બીજી જાતોથી નકરૂજ રહ્યુંછે. વાણીયાઓમાં ઓસવાળ જાતી જે સર્વ કરતાં શ્રેષ્ઠ ગણાયછે અને જે જાતીને મુખ્ય કરી શ્રીપુજ નીમવા માટે પસંદ કરેછે તેઓ પોતાને પાટણના જૈન ધર્મના રજપુત વંશમાંથી નીસર્યા કહેછે. વેરાવળ પાટણના ઓસવાળોમાં કેટલાએક કુટંબમાં સર્વથી મ્હોટા દીકરાને પાળ એ પ્રત્યનુ નામ આપવાનો ચાલછે, જેમકે રાજપાળ, વીરપાળ, જયપાળ, ઈત્યા. આવાં નામો આપણે અણુહિલવાડપાટણના સોલંકી વંશમાં જોઈએછ. વાણીઆઓમાં જે ગુજર જાતીછે તે મુળમાં આ ગુજર લોકોનુ ટોળું હશે. ગુજર લોકો જેમ વાણીઆમાં ભળ્યાછે તેમ આ દેશની બીજી જાતમાં પણ જોવામાં આવેછે. સુતાર, કુંભાર, કોળી આ સર્વ જાતીમાં ગુજર શાખાના લોકો જોવામાં આવેછે.

૨૭ આલેકસાંડર કીનલાક ફારબસ લખેછે કે હાલના વળા નામના કસબાથી વાયવ્ય દીશાએ એક મ્હોટું પીલુડીનું જંગલ છે. તેમાં આ વલ્લભિનગરના ખંડેરનો મુખ્ય ભાગ છે. આ જંગલમાં ફરતા રસ્તાઓ છે, તેમાં જઈ ઘર બાંધવાસારૂ ગામના લોકો હાલમાં ઈંટો વિગેરે કાટ ખોદી લાવે છે. ખંડેરમાંથી તેમના પાયાની ભીંતો દેખાય છે તે ૪½ ફુટ પોહોળી અને મજબુત ઈંટ તથા મટોડીથી બાંધેલી જણાય છે. આવી ઈંટોની ભીંતો વળાના કસ્બાથી ત્રણ ચાર માઈલ સુધી જોવામાં આવે છે. આ ઈંટો કદમાં ઘણું કરી ૧૬ ઈંચ લાંબી, ૧૦ ઈંચ પોહોલી અને ૩ ઈંચ જાડો છે. આ પીલુ જંગલની પાસે એક ઘેલારો નામની નદી વેહે છે તેમાં ચોમાસામાં ઘણુ પાણી આવી જ્યારે તેહનું વેહેન ફરી વળે છે, ત્યારે વલ્લભિનગરનાં ખંડેરો પાણીના જોરથી ખુલાં પડે છે. વળા ગામથી ઉતરે એક જળાશય

છે તેને હાલમાં લોકો ઘોરાર દમન કરી કહે છે. નૈઋત દીશામાં એક બીજી સપાટ વિસ્તીર્ણ જગા છે, તેને રત્ન તળાવ કરી કહે છે. તળાવની પાળ કોઈ કોઈ જગે આજપણ જણાય છે. શીઆળાની રતુમાં આ જગો ઘણું કરી ઊમદા ઘેઉથી ઢંકાયલી રેહેછે. પીલુના જંગલમાં અને વળાની આસપાસમાં શીવ અને નંદીની ગ્રાનીટ પેથરની બનાવેલી મ્હોટા કદની મુર્તિઓ આપણે જોઈએચ્છ. જે બાંધેલા ચોત્રાઉપર આ મુર્તિઓ જોવામાં આવે છે તેજ ઘણું કરી તેહનાં દેવળોની અસલ સપાટી જણાય છે. એ ચોતરાની સપાટી ઘણુ કરી જમીનની સપાટી બરોબર છે. આ ઉપરથી જણાય છે કે શેહેર કાંઈ દટાઈ ગયું નથી. આ શીવલીંગો શાવ આખાં જોવામાં આવે છે, પણ નંદીની મુર્તિઓ કાંઈ પણ ખંડીત થયા વગર રહી નથી. આંહી એક મ્હોટા કદની નંદીની ગ્રાંનીટ પથરની મુર્તિ છે તેને માથું નથી. એ મુર્તિ હાલમાં બુધેશ્વર માહાદેવ નજદીક પડી છે. આમાની દરેક મુર્તિઓને બ્રાહ્મણોએ જુદાં જુદાં નામ આપ્યાં છે, જેમકે વેજનાથ, રત્નેશ્વર, ઈશ્વરીઆ માહાદેવ વીગેરે. નંદીની મુર્તી હાલની મુર્તીઓ કરતાં ઘણીજ સારી રીતે બેઠેલા જાનવરની સ્થીતીમાં કોત્રેલી છે.

જાતિભેદ રાખવામાં આવતો નહી. દાકતર ભાઊ જૈનનું શ્રાવક નામ શ્રાવક એટલે શ્રવણ કરનારા એઉપરથી પડ્યું ધારેછે. જૈન તથા બૌધ્ધ ધર્મનો પ્રસાર ઉપદેશથી કરી થયોછે. શ્રાવક એટલે ઉપદેશ સાંભળનારા વાણીઆઓમાં હાલમાં ૮૪ જુદી જુદી જાત કેહેવાય છે તોપણ તેઓને પરસ્પરમાં ખાનપાનનો વ્યવહારછે. આ ૮૪ જુદી જુદી જાતનાં ટોળાં જેઓએ જૈન ધર્મમાં આવ્યા પછી વાણીઆ નામ ધારણ કર્યુંછે તેઓનું મીશ્રિત ટોળું આજપણ બીજી જાતોથી નકરૂજ રહ્યુંછે. વાણીયાઓમાં ઓસવાળ જાતી જે સર્વ કરતાં શ્રેષ્ઠ ગણાયછે અને જે જાતીને મુખ્ય કરી શ્રીપુજ નીમવા માટે પસંદ કરેછે તેઓ પોતાને પાટણના જૈન ધર્મના રજપુત વંશમાંથી નીસર્યા કહેછે. વેરાવળ પાટણના ઓસવાળોમાં કેટલાએક કુટંબમાં સર્વથી મ્હોટા દીકરાને પાળ એ પ્રત્યનું નામ આપવાનો ચાલછે, જેમકે રાજપાળ, વીરપાળ,જયપાળ, ઈત્યા. આવાં નામો આપણે અણહિલવાડપાટણના સોલંકી વંશમાં જોઈએછીએ. વાણીઆઓમાં જે ગુજર જાતીછે તે મુળમાં આ ગુજર લોકોનુ ટોળું હશે. ગુજર લોકો જેમ વાણીઆમાં ભળ્યાછે તેમ આ દેશની બીજી જાતમાં પણ જોવામાં આવેછે. સુતાર, કુંભાર, કોળી આ સર્વ જાતીમાં ગુજર શાખાના લોકો જોવામાં આવેછે.

૨૭ આલેકઝાંડર કીનલાક ફારબસ લખેછે કે હાલના વળા નામના કસબાથી વાયવ્ય દીશાએ એક મ્હોટું પીલુડીનું જંગલ છે. તેમાં આ વલ્લભિનગરના ખંડેરનો મુખ્ય ભાગ છે. આ જંગલમાં ફરતા રસ્તાઓ છે, તેમાં જઈ ઘર બાંધવાસારૂ ગામના લોકો હાલમાં ઇંટો વિગેરે કાટ ખોદી લાવે છે. ખંડેરમાંથી તેમના પાયાની ભીંતો દેખાય છે તે ૪½ ફુટ પોહોળી અને મજબુત ઇંટ તથા મટોડીથી બાંધેલી જણાય છે. આવી ઇંટોની ભીંતો વળાના કસ્બાથી ત્રણ ચાર માઈલ સુધી જોવામાં આવે છે. આ ઇંટો કદમાં ઘણું કરી ૧૬ ઇંચ લાંબી, ૧૦ ઇંચ પોહોલી અને ૩ ઇંચ જાડો છે. આ પીલુ જંગલની પાસે એક ઘેલારો નામની નદી વેહે છે તેમાં ચોમાસામાં ઘણુ પાણી આવી જ્યારે તેહનું વેહેન ફરી વળે છે, ત્યારે વલ્લભિનગરનાં ખંડેરો પાણીના જોરથી ખુલાં પડે છે. વળા ગામથી ઉતરે એક જળાશય

છે તેને હાલમાં લોકો ધોરાર દમન કરી કહે છે. નૈરૃત દીશામાં એક બીજી સપાટ વિસ્તીર્ણ જગા છે, તેને રત્ન તળાવ કરી કહે છે. તળાવની પાળ કોઈ કોઈ જગે આજપણ જણાય છે. શીઆળાની રતુમાં આ જગો ઘણું કરી ઊમદા ઘંઊથી ઢંકાયલી રેહેછે. પીલુના જંગલમાં અને વળાની આસપાસમાં શીવ અને નંદીની ગ્રાનીટ પથરની બનાવેલી મ્હોટા કદની મુર્તિઓ આપણે જોઈએરછ. જે બાંધેલા ચોત્રાઉપર આ મુર્તિઓ જોવામાં આવે છે તેજ ઘણું કરી તેહનાં દેવળોની અસલ સપાટી જણાય છે. એ ચોત્રાની સપાટી ઘણુ કરી જમીનની સપાટી બરોબર છે. આ ઉપરથી જણાય છે કે શેહેર કાંઈ દટાઈ ગયું નથી. આ શીવલીંગો શાવ આખાં જોવામાં આવે છે, પણ નંદીની મુર્તિઓ કાંઈ પણ ખંડીત થયા વગર રહી નથી. આંહી એક મ્હોટા કદની નંદીની ગ્રાંનીટ પથરની મુર્તિ છે તેને માથું નથી. એ મુર્તિ હાલમાં ખુધ્ધેશ્વર માહાદેવ નજદીક પડી છે. આમાની દરેક મુર્તિઓને બ્રાહ્મણોએ જુદાં જુદાં નામ આપ્યાં છે, જેમકે વૈજનાથ, રત્નેશ્વર, ઈશ્વરીઆ માહાદેવ વીગેરે. નંદીની મુર્તી હાલની મુર્તીઓ કરતાં ઘણીજ સારી રીતે બેઠેલા જાનવરની સ્થીતીમાં કોત્રેલી છે.

## પ્રકરણ. ૩. જુ

### સૌરાષ્ટ્રમાં હાલ જે કાંટીઆ+ અગર લડાયક જાતીના લોકો છે તેઓમાંના ઘણા જુના જેઠવા, વાળા, ચૌરા, આહેર, બાબરીયા, અને અરરબારી લોકો વિશે.

૨૮ દા. ભાઊ દાજીના શોધ અને હિંદુસ્થાનના પ્રાચીન ઈતિહાસને લગતા બીજા અર્વાચીન શોધકોના ગ્રંથો ઉપરથી સૌરાષ્ટ્રમાં થયેલા મૌરી યવન, શક, ગુપ્ત અને વલ્લભિપુરના રાજાઓના અમલ વિશે જે કાંઈ મળી આવ્યું તે લખી સાતમી સદી સુધીનુ વૃત્તાંત પુરૂં કર્યું. ઈ૦ સ૦ ની સાતમી સદીમાં સૌરાષ્ટ્રનું નામીચુ વલ્લભિપુરનુ રાજ્ય લય પામ્યું ત્યારથી તે કાંઈ મુદત પછી ગુજરાત અને સૌરાષ્ટ્રમાં અણહિલવાડપાટણના જોરાવર રાજ્યની સ્થાપના થઈ ત્યાંહાં સુધીનો આ દેશનો ઈતિહાસ ઘણું કરી ડુબી ગયો છે. એ વખતમાં આખો સૌરાષ્ટ્ર એક રાજ્યના અમલ તળે હતો કે જુદા જુદાના ? રાજ્ય કરનારા લોકો શી જાતીના હતા ? કહયો ધર્મ પાળતા ? હાલમાં તેઓમાંના કોઈ આ દેશમાં છે કે નહી ? વીગેરે પ્રશ્નો હર કોઈ વાંચનારના મનમાં આપો આપ થવાં જોઈયે તથાપી તે સમયનુ કાંઈ વૃત્તાંત રહયું નથી એટલે તેવિશે કાંઈ પણ ખુલાસો થઈ શકતો નથી. આ દેશની હાલની રાજ્ય કરનારી અને લડાયક જાતી રાજપુત તથા તેથી અન્ય જાતીના કાંઠીયા લોકોનો પ્રાચીન ઈતિહાસ મેળવવાનાં સાધન જે મુખ્ય કરી તેઓના વહીવંચા, રાણીમગા, અને રાવળીઆ લોકોના ગ્રંથ તેમાંથી તો માત્ર એટલુંજ જણાય છે કે સાતમી સદીની આખરમાં આ દેશમાં વાળા, ચૌરા, જેઠવા, આહેર, રબારી, મેર બાબરીઆં અને ભીલ, કોળી લોકોની વસ્તી હતી. પણ તેઓમાંના કોઈ લોકો સાતમી સદી પેહેલાં આ દેશમાં રાજ્ય કરનારા મૌરી, યવન, શક

---

+ આ દેશની પ્રજાના આપણે ઘણકરી કાંટીયા અને કાંટીયાથી અન્ય લોકો, એ નામના બે મ્હોટા વર્ગમાં વિભાગ કરી શકયેંછ. આદેશમાંજે હથીઆર બાંધી સીપાઈગીરી નાકામમા આવે એવા લોકોનો એક મ્હોટો સમુદાય છે તેને બીજા વર્ગના લોકો કાંટીયા વર્ણ કરી કેહેછે.

વીગેરેમાંના કોઈ લોકો સાથે કાંઈ સંબંધ રાખે છે કે નહી તે વિશે ભાટ લોકોના ગ્રંથોથી કાંઈ નિશ્ચય થતો નથી. આ દેશના પ્રાચીન ઈતિહાસ સંબંધી મેં જે કાંઈ વાંચ્યું છે અગર સાંભળ્યું છે તે ઉપરથી હુંનેતો એમ લાગે છે કે એ લોકોમાં ભીલકોળી વગર કોઈ પણ આ દેશનો અસલ રેવાશી નથી. કેટલાંએક પ્રમાણોથી સાબીત થાય છે કે સૌરાષ્ટ્રની ત્રણ ઘણી જુની રાજપુત જાતી જેઠવા, વાળા, અને ચૌરા એ જુના વખતમાં આ દેશમાં થયેલા શક લોકોની જાતી અને ઓલાદના છે અને આહેર, રબારી, મેર અને બાબરીઆ એ સિંધ અને ગુજરાતથી આવેલા જુના આભિર અને બરબર લોકોમાં કેટલીએક શાખાના રાજપુત અને બીજી અન્ય જાતીના લોકો ભળી તેઓની મીશ્રિત ઓલાદમાંથી થયા છે.

૨૯ રાજપુત લોકોને તેઓના વહીવંચા લોકોના ચોપડામાંતો છેક ભારત રામાયણના સૂર્યવંશી ચંદ્રવંશી ક્ષત્રી અને દેવતાઓની ઓલાદના કહી ત્યારથી તે હાલના રાજા સુધી, ભાટ લોકો પેહેડીનાં નામોની લાંબી લાંબી ટીપો આપે છે. તથાપી તે જરા વધારે તપાસ કરી જોઈયેંછતો ખુલ્લું જણાય છે કે તેનાં થોડાં છેલાં તાજાં નામો વગર બીજું કાંઈ પણ વિશ્વાસ લાયક નથી. ભાટ લોકોએ પોતાના યજમાનોનો ખરો ઈતિહાસ આપવો એવીજ કાંઈ તેઓની મતલબ નથી. તેઓની મતલબ કેવળ જુદીજ છે અને તે મુખ્ય કરી બે પ્રકારની છે. એક તો હરેક પ્રકારે જુઠું સાચુંલખીને પણ યજમાનનુ કુળ ઉંચું છે અને પૂર્વે તેને ઉંચ કુળના રાજપુતોની કન્યા તથા હિંદુસ્થાનના રાજાઓના મેળાવડામાં સારી આબરૂદાર બેઠક મળી હતી એ દેખાડવું, કે જેથી કરી આવાં ખોટા માનના ભુખા રાજપુત લોકો ખુશ થાય અને હવેથી એવાં માન તેઓને વગર હરકતે મળેજાય. તેઓની બીજી મતલબ એ છે કે ભાટ લોકોને આપવું એજ દુનીઆમાં યશ અને કીર્તી મેળવવાનો રસ્તો છે એવી યજમાનના મન ઉપર અસર કરવી. આ બે મતલબથી તેઓ પોતાના ગ્રંથમાં રાજાઓનાં નામોની લુખી ટીપસાથે વખતે કાંઈ બયાન આપે છે તો મુખ્ય કરી આ બે બાબત ઉપરજ આપે છે. ભાટ લોકોએ સાચવી રાખેલું લગ્ન અને બેઠક ઉઠકને લગતું વૃત્તાંત, વખતે તેઓનુ પોતાનુ જુઠાંણુ પકડવા અને કેટલાએક પ્રખ્યાત પુરૂષોનો વખત મુકરર કરવા આપણને ઘણુ કા-

મનુ થઈ પડે છે, પણ દાંન સંબંધી બયાનતો વિશેષે કરી તેઓનેજ કામનુ છે. આવાં વૃત્તાંતમાં કોઈ પણ બનાવનો વખત આપવો એ ભાટ લોકોની મતલબને અનુસરતું હોય એમ લાગતુ નથી. દરેક પુરૂષે કેટલા વર્ષ રાજ્ય કર્યું એ તેઓ અવશ્ય કરી લખે છે પણ તે પુરૂષ ક્યારે થયો એ લખવાનો તેઓમાં ચાલ નથી. સારાંશ હરેક તરેહથી યજમાનના કુળનાં વખાણ કરી તેઓને ખુશ કરવાની મતલબથી ભાટલોકોએ આ દેશની રાજ્યવંશી જાતીનો ઈતિહાસ એવો તો ભ્રષ્ટ કરી નાખ્યો છે કે હવે તે કાંઈજ કામનો રહયો નથી. આવાં વૃત્તાંતોથી કાંઈ પણ ફાયદો કહાડવાને બદલે ઉલટા આપણે વધારે ગુચવણમાં પડીએછ. રાજપુત લોકોની ઉત્પત્તિ વિશે જે તેઓના ભાટ લોકો વિચીત્ર અને અસંભવિત વાતો લખે છે તે ઉપરથી સ્પષ્ટ જણાય છે કે તેઓનું ખરૂ વૃત્તાંત આ નથી પણ કાંઈ જુદુંજ હશે.

૩૦ રાજપુત લોકોમાં રહેલી કેટલીએક ખાશ રીત રેવાજ ઉપરથી તથા તેઓ વિશે લખેલા કરનલ ટાડ વીગેરે અર્વાચીન શોધકોના ગ્રંથો ઉપરથી હુંતો ધારૂંછઊ કે જુના વખતમાં બૌધ્ધ ધર્મમાં જે શક, યવન, શુદ્ર વિગેરે ક્ષત્રીથી અન્ય જાતીના રાજાઓ ભેળા થયા હતા તેમાંનાં આ ટોળાં છે. રાજપુતની ચાર મુખ્ય શાખા પરમાર, ચોહાંણ, સોલંકી અને પરીહારની ઉત્પત્તિ વિશે કરનલ ટાડ પોતાના ગ્રંથમાં પૃથીરાજ વિલાસમાંથી એક કથા આપેછે તેમાં ચંદબારોટ કેહેછે કે જ્યારે પૃથ્વિ ઉપર ખરૂં ક્ષત્રી બીજ નરહી,ચોતરફ અન્ય જાતીનાં રાજ્ય થયાં, અને અધર્મનુ જોર અતી વધી પડયું,ત્યારે પાછો ધર્મ સ્થાપન કરવાની મતલબથી વશીષ્ટ રૂષીએ આબુ પર્વતમાં યજ્ઞ કરી અગ્ની કુંડમાથી ચાર નવી ક્ષત્રી જાતી પેદા કરી. આ ચાર નવી ઉત્પન્ન થયેલી ક્ષત્રી જાતીના લડવીઆઓની સાહ્યતાથી બ્રાહ્મણોએ મ્લેચ્છ લોકોનો પરાજય કરી હિંદુસ્થાનમાં પાછું વેદ ધર્મનું સ્થાપન કર્યું. આ કથા બ્રાહ્મણોએ બૌધ્ધ ધર્મના લોકોનો પરાજય કરી પોતાના ધર્મનુ સ્થાપન કર્યું તેને લગતી જણાય છે. ઈ. સ. ની ત્રીજી સદી પેહેલાં હિંદુસ્થાનમાં બ્રાહ્મણોના પ્રતીપક્ષી બૌધ્ધ ધર્મના લોકોનુ જોર ઘણુ વધી પડી ચોતરફ યવન, શક, શુદ્ર આદી લોકોના રાજ્ય થયાં હતાં અને તેઓ સર્વ બૌધ્ધ ધર્મ પાળતા

હતા તે વિશે ગયા પ્રકરણમાં વિસ્તારથી કહ્યું છે. એ બૌધ્ધ ધર્મના લોકોમાં કાંઈ પણ જાતીભેદ ન હતો. હરકોઈ નીચ અગર પરદેશીને એ ધર્મમાં આવ્યા પછી બૌધ્ધ ધર્મના હિંદુ તેને પોતાની સાથે સર્વ વ્યવહારમાં સામેલ કરતા હતા. આજ કારણથી બ્રાહ્મણોએ તે વખતને અધર્મ અગર કલીનો વખત અને બૌધ્ધ ધર્મના લોકોને મ્લેચ્છ લોકો કહ્યા જણાયછે. જ્યારે બૌધ્ધ ધર્મના જોરાવર રાજ્યોની આખર થઈ એ ધર્મના લોકોને આ દેશના લડાયક લોકોની મદદ ન રહી ત્યારે તેઓના પ્રતિપક્ષી બ્રાહ્મણો જે આવા અવસરની વાટ જોઈ બેઠા હતા તેઓએ પોતાનો ધર્મ પાછો સ્થાપન કરવા એકદમ તઈઆરી કરવા માંડી. આ વખત જે બૌધ્ધ ધર્મમાં શક, યવન વીગેરે જાતીના રાજાઓ ભેળા થયા હતા તેઓમાંના કેટલાએકને બોધ કરી તેઓએ પોતાના ધર્મમાં લીધા અને યજ્ઞાદીક કર્મથી સંસ્કાર કરી તેઓને ક્ષત્રીનું નામ આપ્યું. આ નવા ઉત્પન્ન થયેલા લડવૈઆઓની સાહ્યતાથી તેઓએ બૌધ્ધ ધર્મના લોકોને દેશમાંથી હાંકી કહાડી બ્રાહ્મણ ધર્મનુ જોર સ્થાપન કર્યું તે ત્યારથી અદ્યાપી સુધી રહ્યું છે. આ ચાર નવી ઉત્પન્ન થયેલી જાતીના લોકો પછવાડેના વખતમાં ક્ષત્રીને બદલે આબરૂદાર રાજપુત્ર અગર રાજપુત એ નામથી ઓળખાવા લાગા. રાજપુત લોકોની છત્રીસ શાખામાં પરમારને ભાટ લોકો સર્વથી પેહેલા થયા કેહેછે. પરમારને ચંદબારોટ જેમ ઉપર કહેલી ચાર જાતી ભેળા આબુમાં ઉત્પન્ન થયા કેહેછે તેમ કેટલાએક ગ્રંથમાં તેઓને મૌરીજાતીની શાખા માનેછે. આ ઉપરથી પણ તેઓ મૂળમાં બૌધ્ધ ધર્મના લોકોમાથી થયાછે એ વાતને આધાર મળેછે. આ પરમાર લોકો જેઓની બાહાદુરી અને ટેક વાસ્તે હિંદુસ્થાનના લોકોમાં આજ પણ ઘણા ઉંચા વિચારછે તેઓવિશે હુંતો એમ ધારૂછંઉ કે તેઓ યવન અગર ગ્રીક લોકોછે. ભાટ લોકો જેમ આ દેશમાં શક લોકોના આવ્યા પેહેલાં પરમારોનુ રાજ્ય હતું કેહેછે તેમ અર્વાચીન શોધકોના ગ્રંથો ઉપરથી જણાયછે કે શકલોકો ફેલાયા તે પેહેલાં હિંદુસ્થાનમાં પશ્ચિમ ભાગમા યવન લોકોનાં રાજ્ય હતાં. પરમાર અને યવન (ગ્રીક) લોકો બનેને શકલોકો સાથે ઘણુકરી એક સરખો વેરભાવ હતો. શક લોકોએ બાકટ્રીઆ ના રાજ્યની આખર આણ્યા પછી, ઘણો વખત તેઓને જેમ પા-

રથીયાના ગ્રીક રાજાઓએ આગળ વખતા અટકાવ્યા હતા, તેમ ભાટ લોકો કેહેછે કે શક લોકો હિંદુસ્થાનમાં ફેલાતા હતા તેઓનો પરમાર રાજાએ અટકાવ કરી શકારિ પદવી મેળવી હતી. પારથીઆના અશકાનીઅન અથવા અરશક રાજા અને હિંદુઓના, અરિશક અથવા શકારિ રાજાની વરતણુક એક બિજા સાથે ઘણુકરી મળતીછે; તોપણ એ સંબંધી જાંહાં સુધી હજી બીજાં સારાં પ્રમાણો મળ્યાં નથી ત્યાંહાં સુધી પરમાર અને યવન લોકો એકજ હતા અને તેમાંજ હિંદુઓનો શકારિ રાજા થયો એ વાતને અનુમાન કરતાં વિશેષ વજન આપી શકાતું નથી. રાજપુતની એક બીજી ઘણી આબરૂદાર શાખા કનોજના રાઠોડને કરનલ ટાડ કેટલાંએક કારણોથી શક અગર સ્કીથી લોકોનુ ટોળું કેહેછે. મી. જેમસ પ્રીન્સેપ, પણ શક લોકોના શીક્કા અને કનોજના હિંદુરાજાઓના શીક્કા વચ્ચે ઘણો નજદીકનો સંબંધ દેખાડી પોતાના ગ્રંથમાં ઉપરના વિચારને ટેકો આપેછે. રાજપુતોમાં સર્વોપરી ગેલોટી વંશના રાણાઓ પણ ખુલ્લી રીતે પોતાને શકરાજા કનીશ્ક અગર કનકસેનની ઓલાદના માનેછે. આ રીતે રાજપુતોની ઘણી ઉંચી શાખાઓનાં મૂળ બૌધ્ધ ધર્મના વખતના યવન, શક આદી લોકોમાંથી સાબીત થાયછે તો તેઓ સાથે સર્વ વ્યવહાર અને પંકતીમાં સામેલ સૌરાષ્ટ્રનાં ત્રણ રાજપુત ટોળાંને પણ આપણે મૂળમાં શક લોકોજ કેહેવા જોઈયે, જેઓએ આ દેશમાં છેક ચોથી સદી સુધી રાજ્ય કરયું હતું. જો તેમ ન હોય તો શકલોકો જેઓએ સૌરાષ્ટ્ર વિગેરે દેશો ઉપર લાંબી મુદત સુધી રાજ્ય કરયું તે કયાંહાં ગયા? બૌધ્ધ ધર્મમાંથી શક યવન આદી લડવીઆઓ જ્યારે બ્રાહ્મણ ધર્મમાં આવ્યા ત્યારે સ્વાભાવિક રીતે પોતાનુ પરદેશી મૂળ છપાડી આ દેશના લોકોમાં આબરૂદાર થવાની મતલબથી પોતાને જુના સૂર્યવંશી ચંદ્રવંશી રાજાઓ અને દેવતાઓમાંથી ગણવા લાગા હશે. આટલાજ કારણથી રાજપુતોનો ખરો ઈતિહાસ રહી શક્યો નથી. કરનલ ટાડ કેહેછે કે રાજપુતોના કદાવર શરીર, સ્વેતવર્ણ, બ્રાહ્મણ કરતાં ભાટચારણનું તેઓમાં વિશેષમાન, સૂર્યવિશે તેઓની આસ્થા, જાતીભેદ વિશે તેઓમાં ઘણો થોડો વેમ, સતી થવાનો અને કેટલીએક લોહીવાળી ક્રીયાઓ કરવાનો ચાલ અને જુના વખતમાં તેઓમાં બૌધ્ધધર્મ, એ બેશક તેઓ ઉતરમાંથી આ-

વેલા શકલોકોમાંથી નીસરયાની નીસાની છે. ઘણી લાંબી મુદતમાં પણ બ્રાહ્મણ ધર્મે તેઓ ઉપર ઘણી અસર કરી જણાતી નથી. રાજપુતો વિશે આટલું કહી જોઈયે હવે સૌરાષ્ટ્રની આ દરેક રાજપુત જાતીના શક લોકોમાંથી મૂળવિશે તેઓના વહીવંચા લોકોના ગ્રંથમાંથી કાંઈ મળી આવેછે કે નહી તે વિચારીયે.

૩૧ જેઠવા— આ દેશના રાજપુતોમાં આ લોકો ઘણોજ જુના પ-ણાનો દાવો કરેછે. તેઓના ભાટ કેહેછે કે જ્યારે હનુમાનજી સમુદ્ર-ઠેકી લંકાં જતા હતા ત્યારે ઠેકતી વખત પરીશ્રમથી તેને પસીનો વળ્યો, તેનુ બુંદ એક સમુદ્રમાંની મગરના પેટમાં પડ્યાથી તેને ઓધાન રહ્યું, અને તેમાંથી જેઠવાનો મૂળ પુરૂષ મગરધ્વજ પેદા થયો. જ્યારે હનુમા-નજી રામલક્ષ્મણને છોડાવવા અહીરાવણને ત્યાંહાં ગયા ત્યારે અહીરાવ-ણની દેવડી ઉપર આ મગરધ્વજ ચોકી કરતો હતો. રામચંદ્રજી લં-કાંની જીત કરી આવ્યા ત્યારે મગરધ્વજને તેણે સૌરાષ્ટ્રમાં શ્રીનગરનું રાજ્ય આપ્યું. આ રીતે બરડાના રાણા પોતાને રામના દુત હનુમાનની ઓલાદના માની પોતાના રાજ્ય હકમાટે રામચંદ્રજી તરફથી મળેલી પ-વિત્ર સંનંદનો દાવો કરેછે. આ વાત ઉપર વિશ્વાસ રાખી જેઠવા રા-જા હનુમાન અગર વાંદરની ઓલાદમાંથી ઉતર્યાછે માટે તેઓને આજ પણ ઘણા લોક પુંછડીયા રાણા કેહેછે. કેટલાએક લોકોતો કેહેછે કે થોડી પેહેડી અગાઉ જેઠવા રાજાઓને પુંછડાસરેખું કાંઈ એક ચીન્હ હતુ અને તે તેના ખરા ખાનદાનની નીસાની તરીક મનાતું. આ વાત જો-કે દેખીતી અસંભવિત છે તોપણ આવી વાતો ઉપર વિશ્વાસ રાખનારા લોકોની આ દેશમાં હજી ખોટ નથી. જાનવરમાંથી મનુષ્ય ઉત્પન્ન થાય એ દેખીતું ઈશ્વરી નિયમથી ઉલટું છે એટલુજ નહી પણ એમ ક-હ્યાથીજ હરેક માણસને ગુસ્સો ઉત્પન્ન થાય છે; તથાપી પોરબંદરના રાણા જે પોતાના ઉંચા ખાનદાન માટે આજપણ ઘણા મગરૂર રેહેછે તેને પોતાનો ઉંચપણાનો દાવો સાબીત કરવા આ કથા વગર બીજો કાંઈજ આધાર નથી એ કાંઈ થોડું હાંસી લાયક નથી. ભાટ લોકોએ આવી કથા રામાયણની પવીત્ર કથા સાથે જોડી દઈ તે વિશે કોઈને પ્રશ્ન કરવા જ-ગો રાખી નથી; તોપણ હાલના જમાનામાં તો આવી અસંભવિત વાત

ઉપર હવે ઘણા દાહાડા લોક ઈતકાદ રાખે એમ લાગતું નથી. આ ઉ-પરથી ખુલ્લું જણાયછે કે જેઠવાની ઉત્પત્તિ વિશેનું ખરૂં વૃત્તાંત આ નથી. આ કથા ભાટ લોકોએ પછવાડેના વખતમાં નવી ઉભી કરીછે તેવિશેની સાબીતીનો એક મજેનો દાખલો આપણને ભાટ લોકોના ગ્રંથમાંથીજ મળી આવેછે.

ભાટ લોકો કેહે છે એક વખત જ્યારે જેઠવાનો બારોટ પોતાના યજમાનનુ માંગુ લઈ મેવાડના રાજાની દરબારમાં ગયો હતો ત્યારે મે-વાડ રાજાએ તેને તીર્સ્કારથી જવાબ દીધો જે વાંદર બાપ અને મગરમાના છોકરાને હુ મારી ઉંચ્ય કુળની કન્યા નહી આપું. આ જવાબથી બા-રોટ ખેદ પામી બરડામાં જેઠવાની કુળ દેવી હરસેદ માતા પાસે આવ્યો અને કમળ પુજા કરી તેણે દેહ ત્યાગ કરવા ધાર્યું. માતાએ તેને તેમ કરતો અટકાવી તેના દુઃખનુ કારણ પુછ્યુ, ત્યારે બારોટે મેવાડના રાજાને ત્યાહાબનેલી યથાસ્થીત સર્વ વાત કહી દેખાડી. માતાએ પછી પ્રશન થઈ તેને ઘર લગાયતથી જેઠવાનો પ્રાચીન ઈતિહાસ કહી સંભલાવ્યો. તે લઈ બારોટ મેવાડ ગયો અને જેઠવાના ઉંચ્યખાનદાન વિશેના દાખલા આ-પી ત્યાંહાંના રાજાની કન્યા જેઠવા રાજાને અપાવવામાં ફતેહ પામ્યો. આ દૃષ્ટાંત ઉપરથી જણાયછે કે જેઠવાને મેવાડની કન્યા મળવા હરકત આવી ત્યાંહાં સુધી તેના બારોટ પાસે જેઠવા લોકોનો કાંઈ પણ ઈતિહાસ ન હતો તે તેણે આ વખત હરશેદની નામથી નવોઉભો કર્યો છે. આજ વખત ઘણું કરી હનુમાન અને મગરમાંથી ઉત્પન્ન થયાની કથા પણ તેઓએ નવી ઉભી કરી હશે. આ રીતે જેઠવાનો બધો ઈતિહાસ ભાટ લોકોયે ઉભો કર્યો છે તો ભાટ લોકો પાસેથી તેઓના પ્રાચીન ઈતિહાસને લ-ગતુ વૃત્તાંત મેળવવા કાંઈ પણું આશા રાખવી એ વ્યર્થ છે. એ જાતીના જેઠવા નામ ઉપરથી અને તે લોકો વિશે તેઓના વહીવંચા લોકો એ સાચવી રાખેલી કેટલીએક છુટક છુટક કાંહાંણીઓ ઉપરથી હુંતો એમ ધારૂંછંઉ કે એ ઉત્તરમાંથી આવેલું સ્કીથી અગર જીટ લોકોનુ ટોળું છે. જીટ ઉપરથી જીટવા અને તે ઉપરથી જેઠવાનામ થયુ જણા-યછે. ભાટ લોકો જેઠવાની ઘણી જુની રાજધાની શ્રીનગર હતું કેહેછે તે શ્રી નગર સોરઠનુ નહી પણ કાશમીરદેશનુ હશે જે ભાગમાં પે-

હેલી સદીમાં જીટલોકોનો અમલ હતો. અપરેશન આફ ફ્રીમેલ ઈન્ફેંટી સાઈડનામના ગ્રંથમાં દાકતર વીલશન પણ જેઠવાને જીટ પ્રજાની શાખા ધારે છે. જીટ અગર સીથીયન લોકોની પેઠે જેઠવાલોકોમાં પૂર્વે સૂર્યનો મહીમા ઘણો હતો. ભાટ લોકો કેહેછે કે ધુમલીના ચોથા રાજા પુલકુમારે શ્રીનગરમાં સૂર્યનું દેવળ બાંધ્યું હતું. સ્કીથી લોકોના શીક્કાઓ ઉપર જેમ કુમાર શબ્દ વિશેષ કરી જોવામાં આવે છે તેમ ભાટલોકોના ગ્રંથો ઉપરથી જણાય છે કે ધુમલીની સ્થાપના પછીના ઘણા ખરા જેઠવા રાજાઓ કુમારાંત નામથી ઓળખાતા હતા. જેઠવા લોકોની આ દેશમાં ઘણી જુની જગો ઢાંક હતી. આહી ભાટ લોકો પેહેલી સદીમાં નાગાર્જણ જેઠવા નામનો એક મહા બળવાન રાજા થયો કેહે છે. આ રાજા અને દક્ષિણના સાલીવાહન (સાતવાહન) રાજા વચ્ચે લડાઈ થયાની કથા ભાટ લોકો ઘણીજ અતીશયયુકિતથી વર્ણવે છે. આસરે સાતમી સદીમાં જેઠવા લોકોએ બરડામાં ધુમલીનો કીલ્લો બાંધી તે પોતાની ગાદીની જગો ઠરાવી ધુમલીની સ્થાપના ભાટ લોકો, શિલકુમાર જેઠવાના વખતમાં થઈ કેહે છે. તેઓ કેહે છે કે શિલકુમાર દીલ્હીના રાજા અનંગપાળની મદદે તેના દુશમનો સામે ગયો હતો. તે લડાઈમાં દીલ્હી રાજાને જેઠવા રાજાની મદદ ઘણી ઉપયોગી જણાયાથી તેણે તેને પોતાની કન્યા પરણાવી. આ માન મળ્યા પછી શિલકુમારે બરડામાં આવી ત્યાંહાંના ભુત લોકોની સાહેતાથી ધુમલીનો કીલ્લો બાંધ્યો. વહીવંચા લોકો શિલકુમારને જેઠવા રાજાઓની ટીપમાં નાગાર્જણ પેહેલાં મુકે છે,પણ તેને જો ભાટ લોકો દીલ્હીના રાજાની કન્યા પરણ્યો હતો કેહેછે તો તે સાતમી સદી પેહેલાં હરગીજ થવો ન જોઈયે. દીલ્હીના અનંગપાળને સી. જેમ્સ પ્રીન્સેપ ઈ. સ. ૬૭૪ માં થયો કેહે છે.

૩૨ **વાળા.** સૌરાષ્ટ્રની બીજી જાતી વાલાની ઉત્પત્તિવિશે જોકે તેઓના ભાટ કેવળ જુદીજ કથા આપે છે તોપણ ઘણા કારણથી તેઓને આપણે વલ્લભિનગરના રાજાઓની જાતી અને ઓલાદના કેહેવા ફરજ પડેછે. વાળા લોકોની કથા અને વલ્લભિના નામીચા રાજા શિલાદિત્યની ઉત્પત્તિ વિશેની કથા જે આપણને જૈન ગ્રંથમાંથી મળી આવે છે તે એક બીજા

ઉપર હવે ઘણા દાહાડા લોક ઈતકાદ રાખે એમ લાગતું નથી. આ ઉપરથી ખુલ્લું જણાયછે કે જેઠવાની ઉત્પત્તિ વિશેનું ખરૂં વૃત્તાંત આ નથી. આ કથા ભાટ લોકોએ પછવાડેના વખતમાં નવી ઉભી કરીછે તેવિશેની સાબીતીનો એક મજેનો દાખલો આપણને ભાટ લોકોના ગ્રંથમાંથીજ મળી આવેછે.

ભાટ લોકો કેહે છે એક વખત જ્યારે જેઠવાનો બારોટ પોતાના યજમાનનુ માંગુ લઈ મેવાડના રાજાની દરબારમાં ગયો હતો ત્યારે મેવાડ રાજાએ તેને તીરસ્કારથી જવાબ દીધો જે વાંદર બાપ અને મગરમાના છોકરાને હુ મારી ઉંચ કુળની કન્યા નહી આપું. આ જવાબથી બારોટ ખેદ પામી બરડામાં જેઠવાની કુળ દેવી હરસેદ માતા પાસે આવ્યો અને કમળ પુજા કરી તેણે દેહ ત્યાગ કરવા ધાર્યું. માતાએ તેને તેમ કરતો અટકાવી તેના દુઃખનુ કારણ પુછ્યુ, ત્યારે બારોટે મેવાડના રાજાને ત્યાહાબનેલી યથાસ્થીત સર્વ વાત કહી દેખાડી. માતાએ પછી પ્રશન થઈ તેને ઘર લગાયતથી જેઠવાનો પ્રાચીન ઈતિહાસ કહી સંભલાવ્યો. તે લઈ બારોટ મેવાડ ગયો અને જેઠવાના ઉંચખાનદાન વિશેના દાખલા આપી ત્યાંહાંના રાજાની કન્યા જેઠવા રાજાને અપાવવામાં ફતેહ પામ્યો. આ દ્રષ્ટાંત ઉપરથી જણાયછે કે જેઠવાને મેવાડની કન્યા મળવા હરકત આવી ત્યાંહાં સુધી તેના બારોટ પાસે જેઠવા લોકોનો કાંઈ પણ ઈતિહાસ ન હતો તે તેણે આ વખત હરશેદનાં નામથી નવોઉભો કર્યો છે. આજ વખત ઘણું કરી હનુમાન અને મગરમાંથી ઉત્પન્ન થયાની કથા પણ તેઓએ નવી ઉભી કરી હશે. આ રીતે જેઠવાનો બધો ઈતિહાસ ભાટ લોકોયે ઊભો કર્યો છે તો ભાટ લોકો પાસેથી તેઓના પ્રાચીન ઈતિહાસને લગતુ વૃત્તાંત મેળવવા કાંઈ પણું આશા રાખવી એ વ્યર્થ છે. એ જાતીના જેઠવા નામ ઉપરથી અને તે લોકો વિશે તેઓના વહીવંચા લોકો એ સાચવી રાખેલી કેટલીએક છુટક છુટક કાંહાંણીઓ ઉપરથી હુંતો એમ ધારૂંછંઉ કે એ ઉત્તરમાંથી આવેલું સીથી અગર જીટ લોકોનુ ટોળું છે. જીટ ઉપરથી જીટવા અને તે ઉપરથી જેઠવાનામ થયુ જણાયછે. ભાટ લોકો જેઠવાની ઘણી જુની રાજધાની શ્રીનગર હતું કેહેછે તે શ્રી નગર સોરઠનુ નહી પણ કાશમીરદેશનુ હશે જે ભાગમાં પે-

હેલી સદીમાં જીટલોકોનો અમલ હતો. સપરેશન આફ ફ્રોમેલ ઈન્ફેંટી સાઈડનામના ગ્રંથમાં દાકતર વીલશન પણ જેઠવાને જીટ પ્રજાની શાખા ધારે છે. જીટ અગર સીથીયન લોકોની પેઠે જેઠવાલોકોમાં પૂર્વે સૂર્યનો મહીમા ઘણો હતો. ભાટ લોકો કેહેછે કે ઘુમલીના ચોથા રાજા ફુલકુમારે શ્રીનગરમાં સૂર્યનું દેવળ બાંધ્યું હતું. સ્કીથી લોકોના શીક્કાઓ ઉપર જેમ કુમાર શબ્દ વિશેષ કરી જોવામાં આવેછે તેમ ભાટલોકોના ગ્રંથો ઉપરથી જણાય છે કે ઘુમલીની સ્થાપના પછીના ઘણા ખરા જેઠવા રાજાઓ કુમારાંત નામથી ઓળખાતા હતા. જેઠવા લોકોની આ દેશમાં ઘણી જુની જગો ઢાંક હતી. આહી ભાટ લોકો પેહેલી સદીમાં નાગાર્જણ જેઠવા નામનો એક મહા બળવાન રાજા થયો કેહે છે. આ રાજા અને દક્ષિણના સાલીવાહન (સાતવાહન) રાજા વચ્ચે લડાઈ થયાની કથા ભાટ લોકો ઘણીજ અતીશયયુક્તિથી વર્ણવે છે. આસરે સાતમી સદીમાં જેઠવા લોકોએ બરડામાં ઘુમલીનો કીલ્લો બાંધી તે પોતાની ગાદીની જગો ઠરાવી ઘુમલીની સ્થાપના ભાટ લોકો, શિલકુમાર જેઠવાના વખતમાં થઈ કેહે છે. તેઓ કેહે છે કે શિલકુમાર દીલ્હીના રાજા અનંગપાળની મદદે તેના દુશમનો સામે ગયો હતો. તે લડાઈમાં દીલ્હી રાજાને જેઠવા રાજાની મદદ ઘણી ઉપયોગી જણાયાથી તેણે તેને પોતાની કન્યા પરણાવી. આ માન મળ્યા પછી શિલકુમારે બરડામાં આવી ત્યાંહાંના ભુત લોકોની સાહેતાથી ઘુમલીનો કીલ્લો બાંધ્યો. વહીવંચા લોકો શિલકુમારને જેઠવા રાજાઓની ટીપમાં નાગાર્જણ પેહેલાં મુકે છે, પણ તેને જો ભાટ લોકો દીલ્હીના રાજાની કન્યા પરણ્યો હતો કેહેછે તો તે સાતમી સદી પેહેલાં હરગીજ થવો ન જોઈયે. દીલ્હીના અનંગપાળને મી. જેમ્સ પ્રીન્સેપ ઈ. સ. ૬૭૪ માં થયો કેહે છે.

૩૨ **વાળા.** સૌરાષ્ટ્રની બીજી જાતી વાલાની ઉત્પત્તિવિશે જોકે તેઓના ભાટ કેવળ જુદીજ કથા આપે છે તોપણ ઘણા કારણથી તેઓને આપણે વલ્લભિનગરના રાજાઓની જાતી અને ઓલાદના કેહેવા ફરજ પડે છે. વાળા લોકોની કથા અને વલ્લભિના નામીચા રાજા શિલાદિત્યની ઉત્પત્તિ વિશેની કથા જે આપણને જૈન ગ્રંથમાંથી મળી આવે છે તે એક બીજા

સાથે ઘણીજ મળતી છે. શિલાદિત્યને જેમ શત્રુંજય મહાત્મ્યમાં બ્રાહ્મ-ણની એક વિધ્વા દીકરીને સૂર્યથી ગર્ભ રહયો તેમાંથી ઉત્પન્ન થયો કેહે છે તેમવાળા લોકોને તેઓના ભાટ પાંડુરાજાની સ્રીપૃથાને સૂર્યથી કુંવારા ગર્ભ રહયો તેમાંથી ઉત્પન્ન થયા કેહે છે. ભાટ લોકો કેહેછે પૃથાને સૂર્યથી કરણ રાજા થયા અને કરણને વૃત્તકેત પુત્ર થયો. વૃત્તકેત વંશવૃધ્ધિ સારૂ ભારતના યુધ્ધમાંથી પાછો વાળ્યો માટે તેના વંશના વાળા રાજપુત કેહેવાયા. એવિશે વાળાના ભાટ એક નીચે પ્રમાણે દુહો કેહે છે—:

વૃત્તકેતે વંશ ઉજળો જ્યાંહાંથી વાળાજાત,
કૌરવોએ કળ ખોયું બળ રાખી અખ્યાત.

વૃત્તકેતના વંશના પ્રથમ ગંગા જમનાના દેશમાં રાજ્ય કરતા હતા ત્યાંહાંથી માળવામાં માંડવગઢ આવ્યા. આંહીથી કેટલીએક મુદતે તેઓએ સૌરાષ્ટ્રમાં આવી વલ્લભિપુરના ખંડેર નજદીકનુ વળાગામ પોતાની ગાદીની જગો ઠેરાવી. ભાટ લોકો કેહે છે કે આ વખત તેઓને સૌરાષ્ટ્રનુ ચોથે હીશે રાજ્ય મળ્યું. ભાટ લોકોની આપેલી વાળાઓ વિશેની કથાનો પેહેલોભાગ જેમ શિલાદિત્ય વિશેની શત્રુંજય મહાત્મ્યની કથા સાથે ઘણુ કરી મળતો છે, તેમ તેનો પાછળનો ભાગ વલ્લભિનગરમાંથી ભાગી મેવાડમાં વસેલા ગેલોટી લોકોના વડેરાઓની કથા સાથે મળે છે. ગેલોટીના ભાટ કેહેછે કે જ્યારે વલ્લભિનગરનો નાશ થયો ને તેનો છેલો રાજા શિલાદિત્ય દુશમનને હાથે મર્ણ પામ્યો ત્યારે તેની સગર્ભા સ્રી પુષ્પાવતી જે આરાસુરમાં અંબાભવાનીની માનતા કરવા ગઈ હતી તેને ધણી મુવાના ખબર થયા એટલે તે ત્યાંહાંના જંગલમાંજ રહી. આંહી કાંઈ દાહાડે તેને એક પુત્ર જન્મ્યો. આ પુત્ર ગોફામાં જન્મ્યો તેથી તેનુ નામ ગોહ પડ્યું. પુષ્પાવતીએ પોતાના પુત્રનુ પોષણ કરવાની અને રાજ્ય રીત પ્રમાણે તેને કેળવણી આપવાની એક વિશ્વાસુ બ્રાહ્મણને ભળાંમણ કરી પોતાના સ્વામિ પછવાડે બળી મરવા ત્યારી કરી. આ છોકરો કાંઈ દાહાડે મ્હોટો થયો ત્યારે તેને ભાંડેરના જંગલના ભીલ લોકોએ પોતાનો રાજા બનાવ્યો. કેટલીક પેહેડીએ આ વંશમાં બાપાનામનો રાજા થયો તેણે મેવાડ જઈ ત્યાંહાંનાં મોરી વંશના રાજા પાશેથી ચીતોડનો-કીલ્લો લઈ તે પોતાની ગાદીની જગો ઠરાવી. ઈ૦ સ૦ ૭૨૭. આ વખ-

તથી આ વંશના શિલાદિત્યના મોત પછી જન્મેલા ગોહ ઉપરથી પોતાને ગેહેલોટી કેહેવરાવા લાગ્યા. આ ગેહેલોટીનીજ એક શાખા કાંઈ દાહાડે પાછી સૌરાષ્ટ્રમાં આવી પોતાને વાળા કેહેવરાવા લાગી હશે. મેવાડના ભાટ, બાપા ગેહેલોટીને એક વખત પોતાના પૂર્વજોની ભૂમિ સૌરાષ્ટ્રમાં લશકર લઈ પોતાના ભાણેજ ચૌરા રાજાની મદદે ગયો'હતો, લખેછે. મેવાડના ગેહેલોટીની શાખા પોતાના જુના વતન સૌરાષ્ટ્ર તરફ વળી અગર સૌરાષ્ટ્રમાં આવી તે ઉપરથી તે શાખાનું વાળા નામ પડ્યું હશે. વૃતકેતની કથા કરતાં આ વાત વધારે સંભવવાળી જણાય છે. વાળાને તેઓના ભાટ કેટલીએક વાર નગરઠઠાના રાવ કરી વખાણે છે તે જોતાં આટોળું મેવાડમાં ગંગા કાંઠાના દેશમાંથી ગયું નથી પણ સૌરાષ્ટ્રમાંથી ગયું છે જ્યાંહાં તેઓ મુળમાં સિંધુકાંઠાના દેશમાથી આવ્યા હતા. શત્રુંજય મહાત્મ્યમાં આપેલી બ્રાહ્મણની વિધ્વા સ્ત્રીમાંથી ઉત્પન્ન થયાની કથાથી પોતાના યજમાનને અપમાન થતું જોઈ તે કથાની અવજી ભાટ લોકોએ પોતાના ગ્રંથમાં તેવીજ પણ વધારે આબરૂ વાળી ભારતની કથા દાખલ કરી જણાય છે. ઘણું કરી આજ ફેરફારને લીધે, સૌરાષ્ટ્રમાંથી મેવાડમાં ગયા હતા તેની અવજી ગંગા જમના કાંઠાના દેશમાથી ગયાની કથા ફેલાવ પામી હશે. કરનલ ટાડ કેહેછે કે વાળા લોકો બેશક જુની વલ્લભિની જાતીના છે. વલ્લભિપુરના રાજાઓની ઓલાદમાંથી પોતાને માનનારા ગેહેલોટી અને વાળા બનેમાં સૂર્યનો મહીમા અસલથીજ વિશેષ કરી જોવામાં આવે છે. તે કેહેછે કે ગેહેલોટી લોકોએ પોતામાં પ્રથમ પેહેલો શિવ ધર્મ દાખલ કર્યો એ વાત વાળા લોકોના ઈતિહાસમાંથી પણ મળી આવે છે. એ લોકોમાં જુના વખતથી સૂર્યની આસ્થા જોઈ સર્વ કોઈયે તેઓને સૂર્યમાંથી ઉત્પન્ન થયા ઠેરાવી તે વિશે જુદી જુદી કથાઓ જોડી કહાડી છે. શત્રુંજય મહાત્મ્યમાં શિલાદિત્યને અને વાળાઓના વહીવંચા લોકોના ગ્રંથમાં એ જાતીના મૂળ પુરૂષને જેમ સૂર્યથી ઉત્પન્ન થયા કેહેછે તેમ મેવાડના ગેહેલોટી પોતાને હિંદુસ્થાનના જુના સૂર્ય વંશના રાજા રામના પુત્ર લવની ઓલાદના ગણે છે. એક જાતીના લોકો વિશે જુદી જુદી કથાઓ ચાલવાનુ કારણ તેઓની શાખાઓનુ ઘણા કાળથી જુદું પડવું હશે. વાળા એ મૂળમાં વલ્લભિ રાજાઓનીજ જાતી અને ઓલાદના છે

તે વિશે કેટલાંએક બિજાં પણ પ્રમાણો છે. વલ્લભિનગરના રાજાઓમાં જેમ શિલાદિત્ય રાજા થયો છે તેમ વાળા લોકોના ભાટ વાળા રાજાઓની લીસ્ટમાં જુના વખતમાં એક શિલાજીત્ય નામે રાજા થયો લખે છે. બંનેના વૃત્તાંતમાં જુના વખતમાં ઢાંક તેઓની જુની જગો હતી કહી છે. વલ્લભિ, વળા, વાળા અને બાલાક્ષેત્ર અગર હાલનુ ભાલ એ શબ્દ એક બીજા સાથે ઘણાજ સંબંધ રાખતા જણાય છે. બંનેના વૃત્તાંતમાં આટલું બધું સરખાપણું કાંઈ પણ સંબંધ વગર ન હોય. માટે વાળા લોકો મૂળમાં વલ્લભિપુરના રાજાઓની જાતી અગર ઓલાદના છે એ વિશે કાંઈ પણ સંશય રાખવા જેવું નથી. વલ્લભિવંશના રાજાઓ મૂળમાં જુની શક જાતીના છે તે વિશે તો આપણે ગયા પ્રકરણમાંજ કહ્યું છે. માટે વાળા લોકોને પણ મૂળમાં શક જાતીનુંજ ટોળું કેહેવું જોઈયે.

૩૩ ચૌરા—સૌરાષ્ટ્રની આ ત્રીજી રાજપુત જાતીના લોકો પણ પોતાને વલ્લભિપુરની જાતીની પેઠે આ દેશમાં કનકશેનની સાથે આવ્યા કેહેછે. ઓખામાં આજ પણ દંત કથા ચાલેછે કે એ જાતીનો મુખી કનકશેન ચાવડો પ્રથમ પેહેલો આ ભાગમાં આવ્યો અને તેણે કનકાપુરી પોતાની રેહેવાની જગો ઠરાવી. ઓખામાંથી કાંઈ મુદત પછી ચૌરા લોકો પ્રભાસ ક્ષેત્રમાં ફેલાયા અને દેવપાટણ પોતાની રાજધાની કરી રહયા. ઓખાની પેઠે દેવપાટણના કીનારા ઉપર પણ એક જગો આજ કનકસેન ઉપરથી કનંકાવતી કેહેવાયછે. ઓખા અને પ્રભાસમાં જુના વખતમાં શક લોકોનાં ટોળાં આવી તેઓએ આ દેશને આબાદ કર્યો તેને લગતી તે સ્થળોનાં મહાત્મ્યોમાંની કથા આપણે ગયાં પ્રકરણોમાં વિસ્તારથી આપેલીછે. એ શક અને ચૌરા લોકો મૂળમાં એકજ જણાયછે જેઓનો સૌરાષ્ટ્રનાં બીજાં શકટોળાં ગેહેલોટી અને વાળા લોકો સાથેનો સંબંધ જુના વખતથી તે આજદીન સુધી તેવોને તેવોછે. આ લોકો પણ ઘણા સૂર્ય ભક્ત હતા. ચૌરોના જુના વતન પ્રભાસમાં આજ પણ સૂર્યનાં જુનાં પડેલાં ડેરાંઓ ઘણાં છે. આંહી એક સ્થળ આજ અર્કસ્થળ ( સૂર્યની ભુમિ ) એ નામથી પવિત્ર ગણાયછે. વલ્લભિનગરની આખરને વખત ચૌરા લોકો હજી પ્રભાસમાંજ હતા. આંહી વલ્લભિનગરના ઘણા લોકોએ દુશ્મનના ભયથી બચવા

પોતાની કીમતી ચીજો સહીત આવી આશ્રય લીધો હતો.

સૌરાષ્ટ્રની આ ત્રણ જુની રાજપુત જાતી વિશેના જુદાં જુદાં વૃત્તાંત ઉપરથી સ્પષ્ટ જણાયછે કે તેઓ સર્વ શક અગર સ્કીથી જાતીના લોકો જે ઘણુકરી જીટ નામથી ઓળખાતા હતા તેમાંનાં ટોળાંછે. જીટ લોકો જે હિંદુસ્થાનમાં ઘણાજ ફેલાઈ ગયા હતા અને જેમાંથી કરનલ ટાડ જટ, જાટ, વીગેરે જાતીના લોકોને જુદા પડ્યા ધારેછે તે અને સૌરાષ્ટ્રનાં આ ત્રણ ટોળાં અસલ એકજ હોવાં જોઈયે. સૌરાષ્ટ્રમાં આ લોકો જુનાવખતમાં જીટ નામથીજ ઓળખાતા હતા જે ઉપરથી તેઓની એક શાખા આજ પોતાને જેઠવા કેહેવરાવેછે. જીટ લોકો જેવા ઉત્તરમાથી આવ્યા તેવાજ પ્રથમ ઢાંકમાં વસ્યા જણાયછે. આંહીથી એક ટોળું પૂર્વ તરફ ભાલ અને શત્રુંજય તરફ ગયું અને વલ્લભિપુર પોતાની રાજધાનીની જગો ઠરાવી કાંઈ દાહાડે તેઓએ ગુજરાત અને સૌરાષ્ટ્રમાં એક જોરાવર રાજ્યની સ્થાપના કરી. બીજુ ટોળું પશ્ચિમ તરફ ઓખામાં ગયું અને ત્યાંહાંથી તે લોકો પ્રભાસમાં ફેલાયા. આંહી તેઓ એ ભાગના ચાંચીયા લુટારાઓની સોબતથી લુટ ચોરીનો ધંધો પકડી ચૌરા અગર ચોરના ધીઃકાર ભરેલા નામથી પ્રસીધ્ધ થયા. ત્રીજુ ટોળું જે પોતાના જુના નામ જીટથીજ ઓળખાતું હતુ તે વલ્લભિપુરની આખર સુધી ઢાંકમાંજ રહ્યું, અને કાંઈ વર્ષ પછી તેઓએ બરડામાં ઘુમલીનો કીલ્લો બાંધી ત્યાંહાં એક સ્વતંત્ર રાજ્યની સ્થાપના કરી. સૌરાષ્ટ્રની આ ત્રણ જાતીના લોકોમાં ચૌરા અને વલ્લભિપુરની જાતીના લોકો વચ્ચે આપણે જેમ ઘણો નજદીકનો સંબંધ જોઈયેછ તેમ જેઠવા અને વાળા વચ્ચે પણ કાંઈ થોડો સંબંધ નથી. જેઠવા અને વાળા બંને જાતીમાં વાળા ( વલ્લભિની જાતીના લોકો ) જેમ પોતાની જુની જગો ઢાંકમાં બીજા શતકમાં કનકસેન રાજા આવી વસ્યો કેહેછે તેમ જેઠવા લોકો એ વખતે ત્યાંહાં પોતાનો નાગાર્જણ રાજા થયો કેહેછે. આ વખત પછીના બંને જાતીના ઈતિહાસ માટે પુરે પુરૂં અંધરેછે. સાતમા શતકમાં વલ્લભિની જાતીના લોકોમાં જેમ શિલાદિત્ય નામનો રાજા થયો તેમ જેઠવા લોકોના વૃત્તાંત ઉપરથી જણાયછે કે આ વખત તેઓમાં ઘુમલીનો પેહેલો રાજા શિલકુમાર હતો. આ રીતે એક દેશમાં અને એક વખતે થયેલા બે પ્રા-

ક્રમી રાજાઓના એક સરખાં નામ ઉપરથી એમ પણ અનુમાન કરી શકાય છે કે મુળમાં આ બે એકજ રાજાનાં નામ હશે. ઘણુકરી એમ પણ કાં ન હોય કે વલ્લભિપુરનો નાશ થયા પછી જ્યારે ત્યાંહાંના રાજ્ય વંશી અને બીજા લોકો જુદા જુદા ભાગમાં ફેલાયા ત્યારે તેઓની એક શાખાયે પોતાના બચાવ માટે બરડાનુ જંગલ પસંદ કર્યું. બરડાની આ શાખાના લોકો પોતાને આ વખતથી વલ્લભિના છેલા રાજા શિલાદિત્યની અવજી શિલકુમારની ઓલાદના કેહેવા લાગા હોયતો તે કાંઈ નવાઈ નહી. વલ્લભિ જાતીના રાજાઓના નામને છેડે જેમ ઘણુ કરી આદિત્ય શબ્દ હોયછે તેમ જેઠવાના ઘણા રાજાઓનાં નામની અંત્યે આપણે કુમાર શબ્દ વાંચીએછે. ભાટ લોકોએ પોતાના કુમારાંત નામના રાજાઓની ટીપમાં આ રાજાને દાખલ કરવાની મતલબથી પછવાડેના વખતમાં અંત્ય-પદમાં ફેરફાર કર્યો હોયતો કોણ જાણે. અલબત આ સર્વ કલ્પનાઓ છે. સારાં પ્રમાણોથી નિશ્ચય થયા વગર એ લોકો વિશે કાંઈપણ ખાત્રીથી કહી શકાતું નથી, તોપણ તેઓ બંને મૂળમાં શકલોકોનાં ટોળાં છે એમાં તો કાંઈ સંશય નથી.

રાજપુતથી અન્ય જાતીના કાંઠીયા લોકોમાં ઘણા જુના આભિર અને બરબર લોકો જે હાલમાં આહેર, રબારી અને બાબરીઆ નામથી વિશેષ પ્રસીધ્ધછે તે લોકો આ દેશમાં મૂળમાં ક્યાંહાંથી અને કયારે આ-વ્યાછે એ વિશે કાંઈ ચોકશ જણાતું નથી. આહેર લોકોની બે શાખા મચ્છુ-યા અને સોરઠીઆમાં ઘણા જુના સોરઠીઆ પોતાને સિંધથી નાશી આ-વેલા સુમરા રાજાના દીકરાઓની ઓલાદના કેહેછે, તે જોતાં એ લોકો આ દેશમાં સિંધથી આવ્યા હશે એમ ધારી શકાયછે; પણ બરબર લોકો વિશેનો કાંઈજ જણાતું નથી. કેટલાએક છુટક છુટક મળી આવેલા દા-ખલાઓ ઉપરથી માત્ર એટલુંજ જણાયછે કે સાતમાં શતક પછીના વ-ખતમાં આહેર લોકો સૌરાષ્ટ્રના દક્ષિણભાગમાં અને બરબર એટલે ર-બારી અને બાબરીયા ઊત્તરમાં બરડો અને તેની પૂર્વના પ્રાંતમાં છેક પા-ટણવાડા સુધી ફેલાયલા હતા.

૩૪ **આહેરલોકો** જે જુના વખતમાં આભિર એ નામથી ઓળખાતા હતા તેઓની જુના વખતમાં ઘણી વસ્તી સિંધમાં હતી. ભારતમાં લ-

એછે કે દુરયોધને દક્ષિણમાં કચ્છમાં રહી પોતાના દુત વિભીષણ રાજાને ત્યાંહાં મોકલ્યા અને સિંધમાં જઈ ત્યાંહાંના ગ્રામીણ (ગામડીયા) શુદ્ર, આભિર ગણ લોકોને જીત્યા હતા. ટાલમીનામનો જુનો ભુગોળ વેત્તા પોતાના ભૂગોળના ગ્રંથમા સિંધુ કાંઠા ઉપર આબીરીયા( આહીરીયા) લોકોની વસ્તી હતી લખેછે. વિષ્ણુ પુરાણમાં કહેછે કે આંધ્રના રાજ્યની આખરે સિંધુ કાંઠાઉપર મલેચ્છ અને સોરાષ્ટ્રમાં શુદ્ર અને ઢોરાં ચરાવનાર જાતીના લોકો હતા. આંહી મ્લેચ્છ શબ્દ આપણે મુસલમાન લોકો માટે લઈયેતો કદાચ એમ હોય કે સાતમી સદી પછી સિંધમાં જ્યારે મુસલમાનોના હલ્લા થવા માંડયા,ને જ્યારે ત્યાંહાંના રાજ્યવંશના સુમરાઓએ લાચારીથી મુસલમાન ધર્મ કબુલ કર્યો, તે વખત પોતાના ધર્મનુ રક્ષણ કરવાની મતલબથી આભિરલોકો ભાગી સૌરાષ્ટ્રમાં આવી વસ્યા હશે, જેઓને વિષ્ણુ પુરાણમાં ઢોરાં ચરાવનારી જાતીના કરી લખ્યાછે.

૩૫ બરબર લોકો. આ જાતી વિશે ભારતમાં લખ્યુંછેકે તેઓ હસ્તિનાપુરની પશ્ચિમે રેહેછે. બરડા ડુંગરથી તે પાટણવાડા સુધીના ભાગમાં સાતમી સદીથી તે અગ્યારમી સદી સુધી જે ભીલના જેવા જંગલી લોકો રેહેતા હતા તેઓને ભાટ લોકોએ ભૂત જાતી કરી વર્ણવીછે, પણતેઓના મુખીને તેઓ બાબરોભૂત કરીકેહેતા હતા. રાશમાળામાં કેહેછે કે જ્યારે સિધ્ધરાજે ખેંગાર ઉપર સવારી કરી ત્યારે તેની સાથે બાબરાની સરદારી તળેના ભૂત લોકોનુ લશકર હતુ. ઝાલાવાડનાં કેટલાંએક તળાવ અને કીલ્લા આ વખત સિધ્ધરાજે આ ભૂત લોકો પાસે બંધાવ્યા હતા કેહેવાયછે. ધુમલીનો કીલ્લો પણ ભાટ લોકો કેહેછે કે શિલકુમારે આ ભૂત લોકો પાસે બંધાવ્યોછે. રાશમાળામાં એક જગે કહ્યું છે કે સિધ્ધરાજના વખતમાં મૂળરાજનુ બંધાવેલું રૂદ્રમાળાનુ દેવળ પડીજવા આવ્યું હતું અને ત્યાંહાંના રાક્ષસ લોકો બ્રાહ્મણોને પીડા કરતા હતા, તે લોકોનો પરાજય કરી સિધ્ધરાજે રૂદ્રમાળાનુ ડેરૂં ફરીને બંધાવ્યું.આ રાક્ષસ લોકોને દ્વિયાશ્રયમાં બરબર અગર બરબરક કરી લખ્યાછે. આ ઉપરથી જણાયછે કે બરબર બરબરક, બાબર અને ભૂતજાતી એ નામથી એ વખતમા ઉતર સોરાષ્ટ્રની એક ભીલજેવી જંગલી જાતી ઓળખાતી હતી.આ ભાગમાં એક ડુંગરજે બરડા નામથી ઓળખાયછે તેનુ એનામ બેશક બરબર

લોકો ઉપરથી પડ્યું હશે. બરબર ઉપરથી બરબડો અને તે ઉપરથી બરડો થયો. બરડાની એ જુની જાતી રબારી અને બાબરીયા એપણ આ જુની બરબર જાતીનાં ટોળાં લાગે છે. રબર, બરબર, બાબર એ શબ્દો એક બિજા સાથે મળતાછે એટલુંજ નહી પણ બાબરીયા લોકોની કથા જે આપણને ભાટ લોકો પાસેથી મળી આવેછે તે ઘણુ કરી બરબર જાતીના ઉપર આપેલા વૃત્તાંત સાથે મળતી છે. બાબરીયાની ઘણી જુની શાખા ઢાંકરા બાબરીયા વિશે તેઓના ભાટ કેહેછે કે તેઓ પાંડવના વંશના ગટોરગચ્છ અને હડંબા રાક્ષસીની ઓલાદમાંથી થયાછે. તેઓ પ્રથમ દીલ્હી રેહેતા ત્યાંહાંથી પાટણવાડામાં આવ્યા અને ત્યાંહાંથી થાન કંડોરણે આવી વસ્યા. બરબર લોકોને જુના ગ્રંથોમાં રાક્ષસ કરી વર્ણવ્યાછે તેમ બાબરીયા લોકો હડંબા રાક્ષસીની ઓલાદમાંથી પોતાને ગણેછે. એ ઉપરથી જણાયછે કે તેઓ અસલથીજ ઘણા જંગલી અને બીજા લોકોને પીડા કારી હતા. બંને લોકો પોતાની જુની જગો હસ્તિનાપુર અગરદીલ્હીની પડોશનો દેશ માનેછે. આંહીથી તેઓ પાટણવાડામાં અને તેની પશ્ચીમે બરડા સુધી ફેલાયા એ વાત તેઓના બનેના વૃત્તાંતમાંથી મળી આવે છે. આ લોકોની એક ટુકડી જે બરડામાં ઢાંકની પડોસમાં રેહેતી હતી તેઓ ઢાંક ઉપરથી ઢાંકરા બાબરીયા કેહેવાતા હશે. બાબરીયા રબારીની પેઠે અસલ બરડાનું ટોળુંછે અને તેઓને બરડાના રાણાસાથે કન્યા દેવાનો વ્યવહવાર ચાલતો હતો એ વિશેના દાખલા ભાટલોકોના ગ્રંથોમાંથી ઘણા મળી આવશે. બાબરીયામાં જે વરૂ શાખાના બાબરીયા છે તે પોતાને જેઠવા સાથે ઢાંકરા બાબરીયાની કન્યાનાં લગ્ન થયાં તેમાંથી ઉત્પન્ન થયા કેહેછે. આજપણ તેઓ કેહેછે કે અમે જેઠવા જાતીના છઊ. આ સર્વ લોકો થાન કંડોરણુ પોતાની જુની જગો હતી કેહેછે તેનુ કારણ એજ કે બરડો અને તેને લગતા ઉત્તર સૌરાષ્ટ્રના જંગલમાં થાન કંડોરણુ આ વખત ઘણી પ્રસિદ્ધ જગો હતી. એક જગે એમ પણ કહ્યુંછે કે જુના વખતમાં દીલ્હીના પદભ્રષ્ટ થયેલા તુંવાર વંશનો માનપાળતુંવાર નામનો એક ઉદાર પુરૂષ આ વખત થાનમાં આવી વસ્યો હતો. દુકાળને વખત સર્વને તે ખાવાનુ આપતો તેથી કરી હજારો દેશી પરદેશી લોકો રોટલામાટે માનપાળને ત્યાંહાં ભેળા થયા હતા. આ સર્વ મિશ્રીત જાતીના લોકો પછ-

નાડેથી બાબરયા નામથી ઓળખાવા લાગા. બાબરીયાવાડમાં આજ-
પણ કેટલાંએક તુંવાર રાજપુતનાં ઘરછે તેઓને બાબરીયા લોકો પોતા
ઉપર પૂર્વે કરેલા ઉપકારમાટે ઘણુંજ માન આપે છે. તુંવાર લોકોને લગ્નને
વખત બાબરીયા પાશેથી આજ કાંઈ અમુક ડાપું અગર ફી મળેછે. ધુમ-
લીનો શિલકુમાર રાજા તુંવારની કન્યા પરણ્યો હતો કહ્યું છે તે તુંવાર ઘણુ
કરી આ થાનકંડોરણાની શાખાના હશે. શિલકુમાર અને માનપાલ
તુંવાર એક વખતે હતા એમ માનવાનુ એક બીજું પણ કારણ છે, તે એ
કે એ રાજાએ ધુમલીનો કીલ્લો ભૂતલોકોપાસે બંધાવ્યો હતો કહ્યું છે તે
ભુતલોકો ઘણુકરી માનપાળને ત્યાંહાં દુકાળને વખત ગુજરાતના ઉતર
પ્રાંતોમાંથી ભેળા થયેલા બરબર લોકો હશે.જુના વખતમાં આવાં મ્હોટાં
ઈમારતો બાંધવાનાં કામો રાજા લોકો દુકાળને વખતજ શરૂ કરતા હતા
એવા દાખલા જુના ગ્રંથોમાંથી ઘણા મળી આવશે. આ વખત ફક્ત પેં-
ટીયા ઉપર હજારો લોકો કામ કરવા મળી આવતા હતા. લીગ્રાંડ જેકબ
બરબર એટલે મિશ્રિત લોકો એવો અર્થ કરેછે, પણ બાબરીયા લોકોના
વૃત્તાંતમાં તો તેઓની જુની શાખા ઢાંકરાઓને તેઓ કંઈ મિશ્રિત કેહતા
નથી, તેમ બરબર શબ્દનો પણ એવો અર્થ થયો ક્યાંહાંય જાણ્યામાં નથી.
બરબર એ બેશક ભારતની જુની જાતી જણાયછે જે આ ભાગમાં
ગુજરાતના ઉતર ભાગમાંથી ફેલાઈ છે.

૩૬ **મેર લોકો.** બરડાની ઘણી પ્રસીધ્ધ ટોળી મેર લોકો વિશે કરનલ
વાકર કેહેછે કે જેઠવા જેમ પોતાને હનુંમાનની ઓલાદમાંથી કેહેછે
તેમ મેર લોકો પોતાને જેઠવાના પ્રથમ રાજાની સાથે આવેલા
લોકોની ઓલાદના ગણે છે. મેર લોકો મારવાડમાં ઘણા છે. ગિ-
રનારમાં પણ એક ટુકડી પોતાને મેર કેહેવરાવેછે, પણ તે લોકો બરડાના
મેરથી કેવળ જુદાજ છે. હુંને તો એમ લાગે છે કે મેર લોકો બરડાના
જંગલી બરબર અને જેઠવા લોકોના મિશ્રિત સંબંધમાંથી થયા છે. રાજ-
પુત લોકોને પોતાની કન્યા દેવામાં ઉતરતી જાતીના કાંઠીયા ઘણી આબરૂ
સમઝે છે. રાજપુત લોકો અમુક મતલબથી વખતે આવી કન્યાઓ
સાથેનાં લગ્ન કબુલ કરેછે, પણ પછી આવા લગ્નથી ઉત્પન્ન થયેલી પ્રજાથી
રાજપુત લોકોમાં રહી શકાતું નથી. તેઓ પોતાની મોશાળની જાતીમાં

ભળેછે, અને એ લોકોમાં પછી તેઓ મેર એ ખીતાબથી ઓળખાયછે. મેર એ શબ્દ ઘણો આબરૂ દાર જણાયછે. ગિરનારના ખાંટકોળીનો મૂખી જે પોતાને મૂળમાં રાજપુતની ઓલાદનો માનેછે તે પણ પોતાને મેર કેહેવરાવેછે. આવાં ઘણાં કુટંબો મળી પછવાડેથી મેરની એક જાતી થઈ હશે. મેર લોકોની શાખાનાં નામ જોતાં તેમાં ઘણી જાતીના રાજપુતો ભળ્યાછે પણ અસલ મેર જેઠવાની ઓલાદમાંથી થયા જણાયછે. મેર લોકોમાં જે રાજશખા મેરછે તે પોતાને જેઠવાની ઓલાદના કેહેછે. જ્યારે જેઠવા જાતીનો રાણો ગાદી ઉપર બેસેછે ત્યારે રાજ શખોમેર પોતાની આંગલી કાપી લોહીનો ચાંડલો કરેછે. આ ક્રીયા થાયછે ત્યારેજ રાજ્યાભિષેક પુરો થયો કેહેવાયછે. જુના વખતમાં જેઠવા લોકોને બીજા રાજપુતોની કન્યા મળવા જ્યારે ઘણી અડચણો હતી ત્યારે તેઓ મેર વિગેરે લોકોમાં લગ્ન કરી તે અડચણ દુર કરતા હતા. જેઠવા લોકો બીજા રાજપુતો કરતાં આ દેશમાં ઘણા જુના છતાં તેઓને ભાયાતનો મ્હોટો જથો નથી તેનાં કારણોમાં આપણ એક કારણછે કે જેઠવા ભાયાતનો ઘણો જથો કન્યાની અડચણથી મેરલોકોમાં ભળ્યોછે. બરડાની હાલની બે જાતી રબારી અને મેરમાં રબારી ભીલના જેવા કાળા અને ઘણી બદસુરત શીકલના જોવામાં આવેછે ને મેર લોકો ગામડીયા છતાં ઘણા ખુબસુરત અને સ્વેત વર્ણનાછે તે જોતાં મેરમાં ઘણો ભાગ ઉત્તરમાંથી આવેલા રાજપુત લોકોનો જણાયછે. રબારી કરતાં મેરની ગુજરાતી ભાષા વિશેષ કરી બગડેલીછે તેનુ કારણ ઘણુકરી તેઓમાં સિંધ વીગેરે દેશના લોકોનુ મિશ્રિત થવું હશે. આ સર્વ આહેર, રબારી, મેર અને બાબરીયા લોકોનો ધંધો અલસથી સીપાઈગીરી અને ઢોરાં પાળવાનો જણાયછે. જુની વખતમાં તેઓ સૌરાષ્ટ્રના રાજાઓની ઘણી જરૂરી ફોજ ગણાતા. લડાઈમાંથી નવરા થતા ત્યારે તેઓ પોતાનુ કૌવત શિકાર અને લુટચોરીમાં વાપરતા. તેઓમાં જાતીભેદ વિશે કાંઈજ વેહેમ નથી. ખરૂં કહીયેં તો તેઓ નામનાજ હિંદુછે. હિંદુઓને મનેહ કરેલા જાનવર વગર બાકી સર્વ જાતીનો ખોરાક તેઓને ખપેછે. તેઓમાં કોઈપણ જાતીનો ધર્મ નથી. આ મેર રબારી લોકો બરડાંના પ્રસિદ્ધ દેવ બીલા (બીલનાથ) અને હરસેદને, અને ગિરજંગલની પડોશના આહેર

બાબરીયા લોકો તુલશીશામ અગર *શામજી મહારાજને માનેછે.

આ ઉપર કહેલી જાતીઓ શિવાય સૌરાષ્ટ્રના પૂર્વ ભાગમં ભીલ લોકો અને બાકીના જંગલવાળા અને બધા સમુદ્ર કીનારાના દેશમાં કોળી લોકો વસ્તા હતા. આ લોકોમાં ભીલ અને મધ્ય ભાગના જંગલોના કોળી લોકો છેક હમણાના વખત સુધી લુટચોરી અને પારધીનો ધંધોકરી નિરવાહ ચલાવતા અને કીનારાના લોકો મછીઆરા અને ચાંચીઆ લુટારાનો ધંધો કરતા. સૌરાષ્ટ્રના ચાંચીઆઓમાં ઓખાના કાબા, અને સીયાળ, તથા પીરમના કોળી પ્રાચીન કાળથી સમુદ્ર વાટે પ્રવાસ કરનારા લોકો અને વહાણને મ્હોટું ભય ગણાતા હતા. આ લોકોની લુટચોરી અને જુલમવિશેના દાખલા આપણને ગ્રીક અને આરબ વીગેરે પરદેશી લોકોના ગ્રંથોમાંથી ઘણા મળી આવેછે.

૩૭ આ દેશના જુના રાજપુત અને અન્ય જાતીના લડવીયા લોકોની દરેક જાતી વિશે આટલું કહી આ જગે એ પણ કેહેવું જોઈયે કે તે સર્વમાં ચૌરા લોકો આ વખત ઘણાજ જોરાવર હતા. વલ્લભિના રાજ્યની આખર પછી આ દેશમાં સર્વોપરી અમલ ચૌરા લોકોનો થયો જણાય છે. એ લોકો આ દેશના રાજપુતોમાં ઘણાજ ઉચા ગણાતા હતા તોપણ તેઓએ ઓખા અને પ્રભાસના કોળીલોકોની સોબતથી દરીઆઈ ચાંચીયાનો ધંધો પકડી પોતાના નામને દુનીયાંમાં એવું તો ધીઃકારવા યોગ્ય કરી નાખ્યું હતુ કે તેથી કરી સર્વ કોઈનો તેઓની જુલમગાર ચાલમાટે તેઓ ઉપર સ્વાભાવિકપણેજ ગુસ્સો થયો હતો. ચૌરા લોકોની લુટારી ચાલથી પ્રભાસમાં તેઓનો નાશ થયો અને ત્યાર પછી તેઓને ઉત્તર ગુજરાતમાં જઈ રેહવું પડ્યું તે વિશે કાંઈ પણ યથાસ્થીત વર્ણન મળી શકતું નથી. ભાટ લોકો માત્ર એટલુંજ કેહેછે કે ચૌરા લોકોએ પોતાના બંદરમાં આવેલાં બંગાળાનાં વહાંણો લુટ્યાં તેથી વરૂણ દેવે કોપાયમાન થઈ દેવપાટણનુ શેહર બોળી દીધું અને ચૌરા લોકો ઘણુ કરી સર્વ નાશ પામ્યા. માત્ર એક ત્યાંહાંના જયશિખર રાજાનો દીકરો જૈન સાધુની મદદથી બચ્યો તેણે પંચા-

---

† બાબરીયાવાડમાં એક તીર્થ છે તેને તુલશીશ્યામ કરી કેહેછે. અંહી ઉંના પાણીના કુંડોછે તથા એક વિષ્ણુ અગર શામજીની મુર્તિછે. લોકો કેહેછે કે આંહી કૃષ્ણે જંગલના એક દૈત્ય ( કોળી ) ને માર્યો હતો તેની યાદગારી માટ આ સ્થળ પવીત્ર ગણાય છ.

સરમાં જઈ ત્યાંહાં પોતાનું બીજુ રાજ્ય સ્થાપ્યું. આંહી ભાટ લોકો ચૌરા લોકોનો પછવાડેના વખતમાં પંચાસરમાં નાશ થયો તેની કથા અને દેવપાટણનો નાશ થયાની કથા એક બીજા સાથે ગુંચવીનાખેછે; તોપણ વરૂણના કોપથી નાશ થયો એવું કેહવાની મતલબ એ હશે કે આ વખત ચૌરો લોકોની લુટારી ચાલથી કોઈ પરદેશીયે ( ઘણુકરી આરબોએ ) સમુદ્ર માર્ગેથી આવી તેઓ ઉપર હલો કરયો હશે. આ વખત તેઓને વલ્લભિરાજાની મદદ નરહ્યાને લીધે તેઓથી આ જોરાવર લોકોસામે પોતાનો બચાવ ન થઈ શકયો, એટલે, તેઓ આ ભાગ છોડી ગુજરાતમાં ગયા અને ત્યાંહાં પાછી ચૌરાના જોરાવર રાજયની સ્થાપના કરી. રાસમાળા ઉપરથી જણાયછે કે આ નાશ ૯૦ સં. ની સાતમી સદીમાં થયો હતો.

---

## પ્રકરણ. ૪. થુ.

### ચૌરા લોકોનો પંચાસરમાં નાશ થયા પછી કાંઈ દાહાડે તેઓની અણહિલવાડ પાટણમાં સ્થાપના અને ગુજરાત, સૌરાષ્ટ, તથા કચ્છમાં તેઓનુ સર્વોપરી રાજ્ય.

૩૮ + ચૌરા લોકોનો દેવપાટણમાં નાશ થયા પછી ત્યાંહાંથી તેઓએ ગુજરાતની ઉત્તરના વઢી* ચાર પરગણામાં જઈ ત્યાંહાં પોતાનુ નવું રાજ્ય સ્થાપ્યું અને પંચાસર+ પોતાની ગાદીની જગો ઠરાવી તે વિશે ગયા પ્રકરણમાં કહયું છે. રાશમાળામા લખેછે કે જે વખત આ ચૌરા લોકોનો રાજા જયશિખર અગર જસરાજ પંચાસરમાં રાજય કરતો હતો તે વખત દક્ષિણમાં કલ્યાંણીમાં* ભુવડ સોલંકી નામે રાજા હતો. આ રા-

---

+ ચૌરાને કોઈ કોઈ જગે ચપોતક જાતી પણ કેહેછે.

* આ પરગણામાં લડાઈ અગર વઢવાડ થઈ હતી તેઉપરથી તેનુ એ નામ જૈનલોકોએ આપ્યુ છે.

+ રણસરહદ ઉપરનુ એક ગામ આજ પણ પંચાસર નામથી ઓળખાયછે જે રાધનપોરના નવાબના તાબાંમાં છે.

* કલ્યાંણીનુ રાજ્ય માહારાષ્ટ્રમાં હાલ જ્યાંહાં દોલતાબાદ છે ત્યાંહાં હતું.

જાએ કલ્યાંણીની ફરતો ઘણો મુલક જીત્યો હતો પણ હજી ગુજરાત તેના તાબામાં આવ્યું નહતું. વિક્રમ સંવત ૭૫૨ (ઈ૦ સ્ર૦ ૬૯૬) માં ગુજરાતનો શંકર બારોટ ફરતો ફરતો કલ્યાંણીની દરબારમાં જયાંહાં રાજા ભુવડ પોતાના બાહદુર સામતો, જેમાં મીર મુખ્ય હતો તેઓની, અને પોતાના કવીયોની સભા ભરી બેઠો હતો ત્યાંહાં ગયો. રાજા ભુવડ જે વિદ્યાનો ઘણો શોકીલો અને વિદ્વાનોને આશ્રય આપતો હતો તેણે શંકર બારોટને આદરમાન આપી પુછ્યું તમે કયાંહાંથી આવ્યા. શંકરે કહ્યું ગુજરાતમાંથી જયશિખર (જસરાજ) ચૌરાના રાજ્યમાંથી. વાતચીત થઈ તેમાં શંકરે જસરાજની બાહદુરીનાં ઘણાં વખાંણ કર્યાં. કાવ્યવિશે તકરાર થઈ તેમાં શંકરે કલ્યાંણીની દરબારના નામીચા, કામરાજ કવીને જીત્યો તેથી કરી રાજાભુવડ ઘણો નાખુશ થયો. તેણે પોતાના સામતોને તેડાવી કહ્યું કે તમે તો કેહેતા હતા કે ગુજરાતનું રાજ્ય જીત્યું છે, પણ પંચાસર તો હજી જીત્યું જણાતું નથી, માટે ખરૂં કહો શીરીત છે? સામંતોએ કહ્યું અરબુદગીરીથી વળતાં જસરાજના શાળા, અને પંચાસરની ફોજના સેનાધીપતી સુરપાળના લશકર સાથે આપણું લશકર ભેટંભેટ થયું હતું પણ તેને જીતવો કઠણ જાણી અમે ફેરતો રસ્તો લઈ સોરઠ તરફ ગયા. તે સાંભળી તુરતજ રાજા ભુવડે જયશિખર ઉપર લશકર તૈયાર કરવા હુકમ આપ્યો. દરમીયાન શંકર કવીયે ઘેર જઈ જયશિખરને ખબર કરી જે કલ્યાંણીનું લશકર ગુજરાતમાં આવે છે. આ ખબરથી જયશિખર જે લડાઈનો ઘણો શોખીલો હતો તે દીલગીર ન થતાં ઉલટો ખુશ થયો અને સાંમતોમાં ઈનામો વેહેંચી સામા થવાની તૈયારી કરવા માંડી. ભુવડનું લશકર પણ આવી પોહોચ્યું. તેણે પંચાસરથી ત્રણ ગાઉ ઉપર મુકામ કરી આસપાસની રઈયત ઉપર જુલમ કરવા માંડયો. જયશિખરે, કલ્યાંણીની ફોજના મુખી મીરને લખી મોકલ્યું કે, જેમ કુતરાને પથ્થર મારીએ ને તે જેમ પથ્થરને કડવા જાય તેમ તું ગરીબ રઈયતને શું રંજાડે છે. ત્યારે મીરે લખ્યું તું ભુવડને તાબે થા. તે સાંભળી જયશિખરે લડવાની તૈયારી કરી. બંને પક્ષવાળા પોત પોતાની તૈયારી કરતા હતા તેવામાં જયશિખરના શાળા સુરપાળે દુશમનના લશકરને ગાફલ જોઈ તેઓ ઉપર ઓચીંતો છાપો માર્યો અને ઘણાઓને કાપી નાખ્યા. કલ્યાંણી-

ના લશકરમાં ચંદ મુઓ, દૂદ જખમી થયો, અને રાજાનો સગો વેદપરમાર લશકરી પોશાક ઉતારી કાશીતરફ નાસી ગયો. મીરના લશકરે હઠી આડ મજલ દુર મુકામ કર્યો, તે જોઈ ભુવડે આવી સર્વ લોકને હીમ્મત આપી અને જાતે લશકર લઈ પંચાસર ઉપર ગયો. આ વખત જયશિખર દરવાજા બંધ કરી બેઠો અને સુરપાળે દુશમનના હલાથી બચાવ કરવા માંડ્યો. પંચાસરનો રાજા પોતાના લડવઈયાઓને કેહેતો કે જેઓને જીવવાની પ્રીતી હોય તેઓ સુખેથી ઘેર જાય, ત્યારે બધા રજપુતો એક સરખો જવાબ આપતા કે અમે આપની સાથે મરવાને તઈયાર છઈયે. આ વખત છોડી જઈયે તો કાગડાઓ પણ અમારૂં માંશ નખાય ને લાખો વર્ષ નર્કમાં રહેવું પડે. બાવન દાહાડા સુધી લડાઈ ચાલતાં પોતાનું કાંઈ ન ફાવ્યું ત્યારે રાજા ભુવડે મીરની સલાહ પુછી. મીરે કહ્યું સુરપાળને ફોડવો જોઈયે. ભુવડે ઝાડના છીર (દુધ) વતી એક કાગલ લખી સુરપાળને મોકલ્યો તે તેણે કેસર છાંટી વાંચ્યો. તેનો ભુવડને સુરપાળે જવાબ લખ્યો કે હું અને જયશિખર જુદાનથી, અરે મુર્ખ હું ખાનદાનનુ ફરજંદ છું તેને ભોગવવા તું કેમ આશા રાખેછે? ત્રણલોકનુ રાજ્ય કાં નથી મળતુ, પણ તે તો વર્ણશંકર હોય તેજ કબુલ કરે. રાતને વખત બન્ને લશકરમાં ભારતની કથાઓ વાંચી લશકરના લોકમાં સુરાતન ચડાવતા હતા. ગુજરાતના સરદારો જ્યારે ભીમ પાંડવના પરાક્રમો સાંભળતા, ત્યારે તેઓને એકદમ સુરાતન ચડતું અને પુછતા કે દીવસ ક્યારે ઉગે કે અમો સગ્રામમાં જઈયે.

રૂપ સુંદરી અંદરના મેહેલમાંથી લડાઈ શરૂ થયા ના ભયંકર અવાજ સાંભળી પોતાના સ્વામિને કહેવરાવતી કે સારાં શુકન જોયા વગર રણમાં જવા હીમ્મતનાં કરતાં. તેનો જયશિખર જવાબ કેહેવરાવતો કે જ્યારે કન્યા પરણવી હોય કે બારણામાંથી દુશમનને હાંકી કાડવો હોય, ત્યારે કૃષ્ણના નામવગર બીજું કાંઈ શુકન નથી. લડાઈમાં જ્યારે જ્યારે સુરપાળ ભટના સઈન્યને હાંકી કાડતો ત્યારે ખુદ ભુવડ રાજા નાસીઆવેલા શીપાઈયોને ધમકી આપીને ભેગા કરતો. એરીતે બન્ને તરફથી અતી જોશથી લડતાં આખર જયશિખરનું લશકર ઘણુંજ ઘટી ગયું, અને જીતવાની કાંઈ પણ આશાન રહી, ત્યારે તેણે પોતાની સ્ત્રિ રૂપ

સુંદરી જે ગર્ભવંતી હતી તેને સુરપાળ જોડે કોઈ નીરભય જગાએ મોકલાવી દીધી, એવી આશાથી કે તેને પુત્ર જન્મશે તો આ વેરનો કોઈ રોજ પણ બદલો લેશે. સુરપાળ જ્યારે પોતાની બેન રૂપસુંદરીને મુકવા ચાલ્યો ત્યારે રૂપસુંદરીએ કહ્યું મને આંહી રેહવાદ્યો, મારા પતી સાથે બળી મરવા મેં નીશ્ચય કરયો છે. સુરપાળે તેમને સમઝાવી કહ્યું કે તેમ કરેથી વંશનો નાશ થશે. સુરપાળ તેને જંગલમાં મુકી જયશિખરની સાથે મરવાના ઈરાદાથી પાછો આવતો હતો, દરમીયાન ભુવડે જાણ્યું કે હવે જયશિખરથી ઘણીવાર કીલ્લાનુ રક્ષણ થઈ શકશે નહીં તેથી તેણે જયશીખરને વષ્ટી મોકલી કેહેવરાવ્યું કે હવે તું રીત પ્રમાણે તાબે થઈ મ્હોમાં તરણું લઈ હાથ બાંધી મને પગે પડેતો ગુજરાતનુ તખ્ત પાછું તુંને સોંપું.જયશિખરે જવાબ દીધો કે એવી રીતે તાબે થયા પછી જીવવામાં શું સુખ છે, લડાઈમાં મરીશ તો ગુજરાતની ભૂમીને બદલે મને વધારે સરસ સ્વર્ગની ભૂમી મળશે,અને ચૌઓરા જાતીનો છેલો પુરૂપ,પછવાડે મારૂં નામ રાખીશ: તે સાંભળી ભુવડે તુરત પોતાની ફતેહ પુરી કરવાની તૈયારી કરી. લડાઈ ચાલી તેમાં જયશિખરનાં થોડાં ઘણાં માણસ રેહેલાં હતાં તે મરણ પામ્યાં, અંત્યે રાજા જયશિખર પણ ઘાંસની પેઠે દુશમનને કાપતો દરવાજા પાસે મરણ પાંમ્યો, અને દુશમનનુ લશકર પંચાસરમાં પેઠું. દરવાજાના રક્ષકો અને ચોકી વાળોઓએ મરતાં સુધી તેમનો અટકાવ કસ્યો પણ આખર ભુવડનું લશકર મેહેલસુધી આવી પોહોચ્યું.આંહી જનાનખાનાના લોકોએ મેહેલનાં બારી બારણાં વગેરે જે કાંઈ હાથ આવ્યું તે વડે દુશમનના લશકરને શેહરના દરવાજાની પેલીમેર સુધી હઠાવીને પોતાના રાજાનું મુડદું હાથ કરયું, અને સુગંધી લાકડાંઓની ચીતા ખડકી તેને બાળ્યું. આ વખત જયશિખરની રાણીયો,ગુલામો અને દાસીયો વીગેરે ઘણાં જણ ચીત્તામાં પડી મરણ પાંમ્યાં. અંત્યે ઘણાઓને બળતાં જોઈ ભુવડે તેમનો અટકાવ કસ્યો. રાજા ભુવડે જયશિખરને એક ખરો લડવઈયો જાણી તેની મર્ણક્રીયા પોતે જાતે કરી, અને જ્યાંહાં તેની ચીત્તાખડકી હતી ત્યાંહાં ગુર્જરેશ્વર મહાદેવનુ દેવાલય બાંધ્યું.

ઉપર મુજબ ભુવડે ગુજરાત,સોરઠ, અને કચ્છ દેશ તાબે કરી ત્યાંહાં એક પોતાનોં સુબો મુકરર કરયો. ગુજરાતની સુંદર જમીનથી તેનું મન

આંહીં રહેવા લલચાયું, પણ તેના મંત્રીઓએ કહ્યું, સુરપાળ હજી કાંટાં સરખો છે, માટે આંહી રેહવાને બદલે આ પ્રાંતની ખંડણી મુકરર કરી એક સુબેદાર નીમવો એ સારી વાતછે. સુરપાળ આવી જુએછે તો જયશિખર મરાણોછે અને પંચાસર દુશમનોએ તાબે કર્યું છે. પોતે પણ આ વખત મરવા ધાર્યું, પણ ફરી વીચારયું કે હું મરીશતો પછી ભુવડને કોઈ નડનાર નહીં રેહે. જો ઈશ્વર રૂપસુંદરીને એક પુત્ર આપશે તો હું ગુજરાતનું રાજ્યં પાછું સ્થાપીશ. પછી તે પોતાની બેન પાસે ગયો પણ મળી નહીં. કેટલાએક કેહેછેકે બેનને મ્હો દેખાડતાં સુરપાળને શરમ લાગી તેથી ગિરનારના જંગલમાં જઈ સારા અવસરની રાહા જોતો બેઠો.

૩૯ સુરપાળ રૂપસુંદરીને જંગલમાં મુકી ગયા પછી તે એક ભીલડીની નજરે પડી, તેણે તેને મોટા ઘરની ઓરત જોઈ, કહ્યું બેન આંહી નીરાંતે રહો, તમને મેવા ફળ ફુલ વીગેરે જે જોઈયે તે મળશે. રાણીને પુત્રનો પ્રસવ થયા સુધી તે આ જંગલમાં રહી. વઈશાક શુદ ૧૫ ને રોજ દીવસ ઉગતાં તેને એક પુત્ર જન્મ્યો. પુત્ર જ્યારે છ વર્ષની ઉમ્મરનો થયો ત્યારે તેનું ઝાડની ડાળીયે લટકતું પારણું એક જૈન સાધુએ દીઠું ને જુએછે તો તેમાં સુતેલો છોકરો રાજ્યકુંવર જેવો જણાયો. તપાસ કરતાં તેની મા પણ રાજાની સ્ત્રી છે એમ તેમણે જાણ્યું ત્યારે તે સાધુ તેઓને મ્હોટા માનથી શેહરમાં લઈ આવ્યા. આંહીં જયશિખરના મોતની રાણીએ વાત કહી અને બાળકનું રક્ષણ કરવા વિશે સાધુએ તેમને તસલ્લી કરી. આ છોકરો વનમાં જનમ્યો હતો તેથી તેનુ નામ વનરાજ પાડ્યું. કાંઈ વખત પછી સુરપાળ જે વનમાં બેઠો ભુવડને ડરાવતો હતો તેને આ પુત્ર જનમ્યાની ખબર પડ્યાથી તે પોતાની બેન પાસે આવ્યો અને છોકરાને પોતાની સાથે તેડી ગયો. જ્યારે તે કુંવર ૧૪ વર્ષની ઉમ્મરનો થયો ત્યારે તેણે પોતાના બાપનું રાજ્ય પાછું મેળવવા પ્રયત્ન ચલાવ્યો. એકવાર ગુજરાતનો ખજાનો અને સોરઠી ઘોડા કલ્યાંણી તરફ જતા હતા તે તેણે પડાવ્યા. આ લુટથી શક્તીવાન થઈ તેણે પંચાસર નજદીક અણહિલવાડ નામનું એક નવું શેહર બાંધ્યું. ભાટ લોકો કેહેછે કે સંવત ૮૦૨ ઈ. સ. ૭૪૬ મહાવદ ૭ શનીવારના ત્રણ્વાગતે તેણે શેહરનો પાયો નાખ્યો. લોકો કેહેછે કે આ પાયો ના-

ખતી વખત જૈન સાધુએ જન્મપત્રીકા કરી તેથી માલુમ પડ્યું કે ઈ. સ. ૧૨૯૭ માં તેનો અલાઉદીન ખુની નાશ કરશે.

વનરાજ પંચાસરની ઉત્તરે થોડા માઈલ દુર જાંહાં હાલ ચંદુર નાસનું ગામ છે તે સ્થળે જન્મ્યો હતો. બાળકપણમાં જે જગે રહ્યો હતો તે જગે હાલ વણોદ નામનો કસ્બો છે. આંહી તેની કુળદેવી વનાવી માતાનું મંદીર છે, તે મંદીર વનરાજે બંધાવ્યું હતું એમ કેહવાયછે. ગુજરાતનો આ ભાગ હજી વઢીઆર નામે ઓળખાય છે. એ નામપણ કેહેછે કે જૈન સાધુએ આપ્યુંછે. વનરાજનું રક્ષણ કરનાર જૈન સાધુ સેલીંગસુરી હતો, જેના મઠમાં વનરાજ થોડાં વર્ષ રહી મ્હોટો થયા પછી તે પોતાના મામાની જોડે જંગલમાં ગયો. જંગલમાં પણ તે રાજાની પેઠે વર્ત્તતો હતો. પોતાને જે કાંઈ લુટ મળતી તે પોતાના માણસોને વેંહેંચી આપી તેઓને હીમ્મત આપી બાહાદુરીથી કામ ચલાવતો. જ્યારે વનરાજ પોતાના વસાવેલા શેહેર અણહિલવાડના તખ્તઉપર બેઠો ત્યારે તેણે શ્રીદેવી જેમણે વનમાં પોતાનુ રક્ષણ કર્યું હતું તેને હાથે તીલક કરાવ્યું, જાંબ અસર ચાંપા નામનો વ્યાપારી જે પોતાની સુરવીરતાથી પ્રસિદ્ધ થયો હતો અને જેણે પછવાડેથી ચાંપાનેરનો કીલ્લો બાંધ્યો તેને પોતાનો પ્રધાન ઠરાવ્યો. અણહિલનામના ભરવાડે જંગલમાં રસ્તા બતાવેલા તેની યાદગારીસારૂ શેહેરનું નામ તેણે અણહિલવાડ પાડ્યું. જૈન સાધુ સેલીંગ સુરીને પણ તે પાટણમાં લાવ્યો અને પંચાસરથી પારસનાથની મૂર્તિ લાવી, તેણે પાટણમાં પધરાવી. આ મૂર્તિ પછવાડેના વખતમાં પંચાસર પારસનાથ એ નામથી ઓળખાવા લાગી. વનરાજ જેમ જૈન ધર્મને આશ્રય આપતો તેમ તે શીવ ધર્મને પણ માનતો હતો. તેનાં બંધાવેલાં શીવ ગણેશનાં દેવાલયો અણહિલવાડ પાટણમાં અદ્યાપીસુધી છે.

૪૦ અણહિલવાડ પાટણનો પેહેલો રાજા વનરાજ ઈ૦ સ૦ ૭૪૬ માં ગાદીએ બેઠો અને સાઠ વર્ષ રાજ્ય કરી ઈ૦ સ૦ ૮૦૬ માં મરણ પામ્યો. તેની ગાદી ઉપર તેનો દીકરો યોગરાજ ચૌરા વંશનો બીજો રાજા થયો. ભાટ લોકો કેહછે કે આ રાજાના વખતમાં તેના દીકરા ક્ષેમરાજ અને તેના બે ભાઈયોએ પ્રભાસમાં આવેલાં પરદેશી વાંહણો લુટ્યાં હતાં તેથી

યોગરાજે તેઓને ઠબકો લખ્યો હતોજે તમે મારી કીધેલી મેહેનત ધુળ કેમ મેળોછો. ગુજરાતના રાજાઓને બીજા રાજાઓ ચોર કરી કેહેછે તે મેંહણું ટાળવા જે હું મેહનત કરૂં છું તે મેહનત તમે નીશફલ કરો છો. ચોરના ધંધા ઉપરથી તેઓનું ચૌરા નામ પડયું એવું માનવાને આ દાખલો પણ એક કારણ છે. યોગરાજ ૩૫ વર્ષ રાજ્ય કરી ઈ૦ સ૦ ૮૪૧ માં મરણ પામ્યો. આ યોગરાજ અને ચીતોડનો ખુમાણ ઘણુ કરી એકજ વખતે હતા. આ ગેલોટી રાજા ઉપર જ્યારે મુસલમાનોએ સવારી કરી ત્યારે જે રાજાઓ ચીતોડની મદદે આવ્યા હતા તેઓમાં ભાટલોકો ચોટીલાના વાળા, ગિરનારના જાદવ અને પાટણના ચૌરા, વીગેરે હતા લખે છે. આ મદદે આવેલા રાજાઓમાં જેઓ તે વખતે હતા નહી તેઓનાં પણ નામ આપ્યાં છે એ જોતાં આ લખવું વીશ્વાસ રાખવા લાયક જણાતું નથી. યોગરાજ પછી ક્ષમરાજ, ભુવડ, વીરસિંહ, રત્નાદિત્ય, વીગેરે એક પછી એક રાજા થઈ છેવટ ચૌરા વંશનો છેલો રાજા સામતસિંહ ઈ૦ સ૦ ૯૩૫ માં થયો.

૪૧ ચૌરાના છેલા રાજા સામતસિંહ વિશે ભાટ લોકો નિંદા તરીક લખેછે ને કેહેછે કે તેનામાં સારૂં નરસું જાણવાની શકતી નહતી. તેને કોઈ પુત્ર નહતો તેથી તેનું રાજ્ય સોલંકી વંશમાં ગયું. આ વખતે ભુવડ થકી ચોથી પેઢીએ કલ્યાંણીના સોલંકી રાજા ભુવનાદિત્યના દીકરા રાજ બીજ અને દંડક સોમનાથની યાત્રાકરી અણહિલવાડમાં આવ્યા હતા. તે ત્રણમાં રાજને સારો જોઈ સામતસિંહે તેને પોતાની બેન લીલાદેવી પરણાવી. લીલાદેવીને રાજથી. *મુળરાજ નામે દીકરો થયો. સામતસિંહે પ્રથમ તેને પોતાનો વારસ ઠરાવ્યો હતો. આ વિચાર પછવાડેથી ફરી ગયેલો જોઈ મુળરાજે તેને મારી અણહિલવાડનું તખ્ત પોતાને સ્વાધીન કર્યું. ઈ૦ સ૦ ૯૪૨. આ વખતે મૂળરાજે પોતાના મોશાળનાં તમામ માણસોને મારી નાંખ્યાં.

૪૨ ઉપરના ચૌરા જાતી વિશેના ટુંક વૃત્તાંત ઉપરથી જણાશેકે પંચાસરનું રાજ્ય ભુવડે લીધા પછી કાંઈ વખત સોલંકીનો અમલ થયો તે વગર

* તે રાજા મૂળ નક્ષત્રમાં જન્મ્યો હતો તેથી તેનું મૂળરાજ નાંમ પડયં.

બાકીના બધા વખતમાં સૌરાષ્ટ્ર અને કચ્છના રાજાઓ ચૌરાના ખં-ડીયા તરીક ગણાતા હતા અને વલ્લભિનગર પછી આ ભાગમાં સર્વોપરી સત્તા ચૌરાઓએ સ્થાપી હતી એમ માનવા ઘણાં કારણો છે. જયશિખ-રનુ રાજ્ય ભુવડે તાબે કર્યું કે તુરતજ સૌરાષ્ટ્ર અને કચ્છના રાજાઓએ તાબેદારીનાં કહેણ મોકલ્યાં હતાં. કલ્યાંણીના લશકર પાસેથી વનરાજે સોરઠી ઘોડા પડાવ્યા હતા તે વિશે આપણે ઉપરજ કહ્યું છે. વનરાજનો મામો સુરપાળ પણ સૌરાષ્ટ્રના જંગલમાં રહી સારા અવસરની રાહા જોતો હતો. ચૌરા લોકોની રાજધાની જોકે સૌરાષ્ટ્રની સીમાબાહેર ગુજરાતની ઉતરમાં હતી તોપણ યોગરાજના દીકરા ઉપર કહયા મુજબ પ્રભાસમાં રહી દરીયાઈ લુટ ચલાવતા હતા. ઓખા અને પ્રભાસ કીનારામાં ચૌરા ગીરાસીયા છેક તેરમી સદી સુધી અને કચ્છના પશ્ચિમ ભાગમાં છેક જાડેજા લોકોની સ્થાપનાના વખત સુધી હતા એ ઉપરથી જણાયછે કે ચૌરાની સત્તા એક વખતે આખા સૌરાષ્ટ્ર અને કચ્છમાં હતી. અર-જુન દેવના વખતના ઈ० સ० ૧૨૬૪ ની શાલના સોમનાથ પાટણના શિલા લેખમાં તે વખત એ ભાગમાં કેટલાએક ચૌર સરદારો હતા તેઓનાં નામ લખ્યાં છે.

# પ્રકરણ. ૫ મું.

## સૌરાષ્ટ્રમાં અણહિલવાડના સોલંકી* રાજાઓનો સર્વોપરી અમલ અને તે વખતનાં સૌરાષ્ટ્રનાં રાજ્યો.

૪૩ મૂળરાજ સોલંકીએ ઈ૦ સ૦ ૯૪૨ માં ચૌરા વંશના છેલા રાજા સામત સિંહને મારી અણહિલવાડપાટણનું રાજ્ય પોતાના તાબામાં લીધું. ત્યારથીજ સૌરાષ્ટ્રમાં ચૌરા લોકોનો અમલ બંધ પડયો અને અણહિલવાડના સોલંકી રાજાઓનાં લશકર આવવા લાગાં. સોલંકીની સ્થાપનાને વખત સૌરાષ્ટ્રમાં ગિરનારની પડોશમાં ચુડાસમા જાતીના રાજાઓનું એક જોરાવર રાજ્ય હતું.

૪૪ ચુડાસમાને ગિરનારના શિલાલેખોમાં યાદવ જાતી કરી લખે છે. સરવીયા લોકોના ભાટ કેહે છે કે ગિરનારનો આ યાદવ વંશ આ દેશમાં છેક કૃષ્ણના વખતથી છે. કરનલ ટાડ પણ ગિરનાર અને તેની પડોશમાં નિમનાથ, બળદેવ, વિગેરે યાદવકુળના મ્હોટા પુરૂષો ઉપરથી ઓળખાતાં કેટલાંએક સ્થલો જોઈ કેહેછે કે બેશક યાદવની આ શાખા સૌરાષ્ટ્રમાં છેક જુના વખતથી અતુટ રહી છે; પણ યાદવની બીજી શાખા સિંધસમા અને ભટીલોકોના વહીવંચાના ચોપડા જોતાં, તેમાં કયાંહાંય તેઓ ને આ દેશના અસલ રેહેવાસી કહ્યા નથી. સર્વ કોઈ આ લોકોને સિંધુ કાંઠાના દેશમાંથી

---

* સોલંકી અથવા ચાલુકયની ઉત્પત્તિ વિશે જુદી જુદી કથાઓ ચાલે છે. ચંદ બારોટ જેમ તેઓને આબુમાં ઉત્પન થયેલી ચાર જાતીમાં ગણે છે તેમ દક્ષિણના ચાલુકય રાજાઓના તામ્રપટોમં તેઓને મનુ ગોત્રના હારીતિના વંશના કહયા છે. ઘણકરી આ જુના બ્રહ્મ કુળમાંથી ઉત્પન થયાન..વિચાર તેઓમાં બ્રાહ્મણ ધર્મમાં અ વ્યા પછી દાખલ થયા હશે. ચાલુકયની ઉત્પત્તિ વિશે વળી એક બીજી કથા આપણને કરનલ ટાડના ગ્રંથમાંથી મળી આ વે છે તે નીચે પ્રમાણે—: જ્યારે શ્રષ્ટી કરતા બ્રહ્માએ શ્રષ્ટી ઉત્પન્ન કરવાનુ કામ સમાપ્ત કર્યું ત્યારે તેઓ ગંગા કાંઠે ષટ્ કર્મ કરવા ગયા. આ વખત તેણે ચાલુ (હથલી) માં એક દર્ભ લઈ તેનુ સજીવન મંત્રવડે એક મનુષ્ય ઉત્પન્ન કર્યું. આ મનુષ્ય ચાલુમાંથી પેદા થયા માટે તેના વંશના ચાલુકય કેહેવાયા. દ્વાપર અને ત્રેતા યુગમાં તેઓ ગંગાના જે ભાગને સુર ભદ્ર કર કેહુતા હના ત્યાંહાં રહેતા જે ઉપરથી તેઓનુ બીજું નામ સોરંકી પડયુ. સોરંકી અથવા સુરંકી ઉપરથી હાલનુ સોલંકી થયું જણાય છે. આ ક-

આવ્યા કેહેછે. દીવાન રણછોડજી અને બીજા ફારસી તવારીખ લખના-
રા પણ ચુડાસમા લોકોનું જુનુ વતન સિંધ હતું કેહેછે. ચુડાસમાની
વંશાવલીમાં ખેંગાર, નોંઘણ વિગેરે નામો જે આપણે વાંચીયેછ તે નામો
હાલમાં વિશેષ કરી સિંધમાં પાડવાનો ચાલ છે. યાદવ કુળમાંથી પોતાને
માનનારા ભાટી, સિંધસમા ( જાડેજા ), જીટ અને જાટ લોકોનાં જુનાં
વૃત્તાંતો જે આપણને તેઓના ભાટ લોકો પાસેથી મળી આવે છે તે એક
બીજાથી ઘણુ કરી જુદાં છે; તોપણ તે સર્વ ઉપરથી એમતો જણાયછે કે
જુના વખતમાં તેઓનુ રાજ્ય સિંધુની પશ્ચિમે કાબુલની આસપાસના
દેશમાં હતું. જ્યારે પશ્ચિમેથી આ ભાગમાં મુસલમાન લોકોના હલ્લા
થવા માંડ્યા ત્યારે તેઓથી પોતાના રાજ્ય અને ધર્મનું રક્ષણ ન થઈ શ-
કયાને લીધે તેઓ સિંધુઓળંગી હિંદુસ્થાનમાં પંજાબમાં આવી વસ્યા.
આંહી પણ જ્યારે મુસલમાનોનાં લશકર આવવા લાગાં ત્યારે તેઓ
ત્યાંહાંથી વીખરાઈ હિંદુસ્થાનના જુદા જુદા ભાગમાં ફેલાયા અને
પોતાની જાતીમાટે જુદાં જુદાં નામ ધારણ કર્યાં, જેમકે મારવા-
ડમાં રહયા તે ભટી, સિંધમાં રહયા તે સમા અને સૌરાષ્ટ્રમાં વસ્યા તે
ચુડાસમા નામથી પ્રસીધ્ધ થયા. જે લોકો રાજ્ય ખોઈ સિંધ પંજાબના
એડુ લોકોમાં ભળ્યા તે જટ, અગર જીટ નામથી ઓળખાવા લાગા. આ
સર્વ લોકો પોતાને એક સરખી રીતે હિંદુસ્થાનના જુના યાદવવંશમાંથી
નીસર્યા કેહે છે જેઓએ યાદવાસ્થળીના મ્હોટા નાશ વખત સૌરાષ્ટ્રમાંથી

હાણી ઉપરથી જણાય છે કે એ લોકોનુ પુર્વે ગંગા કીનારાના દેશમાં રાજ્ય હતું. આ કથા
ઉપરથી જણાય છે કે જ્યારે આ વંશની ઉત્પત્તિ વિશે ભાટ લોકોને કાંઈ ખબર નહી હોય
ત્યારે તેઓએ તેનાં નામો ઉપરથી કલ્પના કરી ઉપર મુજબ નવી કથા ઉભી કરી હશે. દ-
ક્ષિણમાંથી આ જાતીના રાજાઓના તામ્રપટો મળી આવ્યા છે તે ઉપરથી જણાય છે કે
સાતમી સદી સુધી તેઓનુ રાજ્ય છેક ગંગાના કીનારા સુધી હતું. હ્યુયેંત્સાંગ પોતાના વખ-
તની લગ ભગમાં આ વંશમાં એક મહા જોરાવર પુલકેશી રાજા થયો લખે છે. આ વ-
ખત પછી તેઓનુ રાજ્ય ફકત દક્ષિણમાંજ રહ્યુ. નવમી સદીમાં રાજ્ય કુટના યાદવોના પ્ર-
બળથી ચાલુકય કાંઈ નબળા પડયા, પણ થોડાજ વખતમાં તેઓએ યાદવોને હરાવી સ્વતંત્ર
થઈ પાછી પોતાની સત્તા કાયમ કરી. ભાટ લોકો જસરાજ ચૌરાના જીતનાર ભુવડ રાજાને
કલ્યાણીના ચાલુકય વંશનો કેહે છે પણ એ રાજાનુ નામ કયાંહાંય તામ્રપટોમાંથી મળયું
નથી.

જઈ ઉત્તર તરફ સિંધુની પશ્ચિમના દેશોમાં એક નવું રાજ્ય સ્થાપ્યું હતું. સિંધુની પશ્ચિમના દેશમાંથી યાદવો વીખરાયા તે વિશે ભાટી વહીવંચાના ગ્રંથમાંથી કરનલ ટાડ એક નીચે પ્રમાણે કથા આપે છે—: "યાદવા સ્થળીના નાશ પછી વજ્રનાભના વંશના જે સિંધુની પશ્ચિમે જઈ વસ્યા હતા તેઓમાં કાંઈ કાળે એક ગજનામે રાજા થયો. આ રાજાયે પશ્ચિમેથી દુશમનોના હુમલા સામે બચાવ કરવાની મતલબથી એ ભાગમાં એક ગિજનીનો કીલ્લો બાંધ્યો. કીલ્લો પુરો થયો નહી તેટલામાં તો દુશમનનુ લશકર આવી પોહોંચ્યાના ખબર થયા. આવા જોરાવર લશકર સામે બચાવ કરવો મુશકલ જાણી રાજા ગજે પોતાના સાલબાહન વિગેરે દીકરાઓને સિંધુના પૂર્વભાગમાં મોકલી દઈ પોતે એકલો પોતાના બાહાદુર લશકરથી ગિજનીનુ રક્ષણ કરવા રહયો. લડાઈ થઈ તેમાં રાજા ગજ ઘણી બહાદુરીથી લડતો મર્ણ પામ્યો અને ગિજનીનો કીલ્લો શત્રુઓએ તાબે કર્યો. આ ખબર પંજાબમાં સાલબાહાનને મળ્યાથી તેણે કેટલાએક દીવશ ઘણો શોક પાળ્યો. આખર તેણે પંજાબમાં એક સાલબાહાન પુર નામનુ ગામ બાંધી તે પોતાની ગાદીની જગો ઠેરાવી. સાલબાહાનને બાલંદ વીગેરે પંદર દીકરા હતા તે સર્વ પંજાબના જુદા જુદા ભાગમાં રાજ્ય કરવા લાગા. કાંઈ દાહાડે રાજા સાલબાહાન મર્ણ પામ્યો અને તેનો મ્હોટો દીકરો બાલંદ રાજ્યનો વારસ થયો. બાલંદને ભાટી, ભૂપતી વીગેરે સાત દીકરા હતા તેમાથી તેણે ભૂપતીના દીકરા ચકીતાને ગીજનીનો હાકમ ઠરાવ્યો. ચકીતે ગીજની જઈ તે રાજ્ય પોતાના સ્વાધીનમાં લીધું પણ તેની ફોજના સરદારો જે ઘણા ખરા મુસલમાન ધર્મના હતા તેઓએ તેને કહ્યું કે જો તું મુસલમાન થા તો તુને બલખ બુખારાનુ રાજ્ય અપાવીયે. ચકીતો કાંઈ લાલચથી અને કાંઈ ડરને લીધે પોતાના સરદારોના આગ્રહથી વટલી મુસલમાન થયો. આ વંશના આ વખતથી ચગદા મોગલ કેહેવાયા. કાંઈ દાહાડે મુસલમાનોએ સાલબાહનપુર ઉપર હુમલો કર્યો અને તે શેહર જીતી પોતાના સ્વાધીનમાં લીધું. આ બીજી હારને વખત યાદવો પંજાબમાથી વીખરાયા તે ફરી ભેળા થયાજ નહી. તેઓમાંના કેટલાએક ભાગી પારકા દેશમાં ગયા, કેટલાએક ત્યાંહાંના એક્કે લોકોમાં છપી તેજ જાતીમાં ભળ્યા અને કેટલાએકે વટલી મુસલમાન

ધર્મ કબુલ કર્યો. બાલંદનો બીજો દીકરો ભાટી જેણે લાહોરમાં પોતાનુ જુદુંજ રાજ્ય સ્થાપ્યું હતું તેના દીકરા મંગલરાવના વખતમાં જ્યારે તે-ઓને ગિજનીના લશકરે ઘેર્યા ત્યારે તેઓ ત્યાંહાંથી નાશી મારવાડ-ના રેતીના મેદાનમાં જઈ વસ્યા. કાંઈ દાહાડે એટલે સંવત ૭૮૭ માં મંગ-લરાવના દીકરા કેહેરે એ ભાગમાં એક ટનોટનામનો કીલ્લો બાંધ્યો. આ કેહેરમાંથી નીસરેલી એક શાખા મારવાડમાંથી સૌરાષ્ટ્રમાં ગિરનારમાં ગઈ અને તે દેશમાં પોતાનુ એક જુદું રાજ્ય સ્થાપી પોતાને ચુડાસમા નામથી ઓળખાવા લાગા. મારવાડમાં જે રહ્યા તે એ જાતીના મૂળ પુરૂષ ભાટી ઉપરથી પોતાને *ભટી કેહેવરાવવા લાગા.

સિંધસમાના ભાટ યાદવોના વિખરાવા વિશે એક જુદીજ કથા આપેછે. તેઓ કેહેછે કે આફ્રીકામાં ઈથોપીયા દેશમાં સોણીતપુરના-મના ગામમાં પૂર્વે એક બાણાસુરનામનો રાજા હતો. આ રાજાની કન્યા ઓખાનાં જ્યારે કૃષ્ણના દીકરાના દીકરા અનીરૂધ જોડે લગ્ન થયાં ત્યારે બાણાસુરના મંત્રી કૌભાંડે પોતાની કન્યા કૃષ્ણના દીકરા સાંબને પરણાવી, જેને સાંબથી એક ઉષ્નીક નામે પુત્ર થયો. જ્યારે બાણાસુર રાજાને પુત્ર ન હોવાથી તેનુ રાજ્ય કૌભાંડે લીધુ ને કૌભાંડને પણ જ્યારે પોતાપાછળ વાર્ષ નીમવા કાંઈ પુત્ર ન થયો ત્યારે તેણે દ્વારિકાંથી પોતાની દીકરીના દીકરા ઉષ્ણીકને તેડાવ્યો અને પોતાની પાછળ સોણીતપુરના રાજ્યનો વાર્ષ કર્યો. જ્યારે મુસલમાનના પેગંબર નબી મહમદ થયા ત્યારે સોણીતપુરના યાદવ વંશમાં દેવેંદ્ર નામે રાજા હતો. આ વખત મુસલમાન લોકો સર્વને જો-રાવરીથી વટલાવી પોતાના ધર્મમાં લાવતા હતા તેડરથી દેવેંદ્રના ચાર છો-

---

* સિંધ, કચ્છ, સૌરાષ્ટ્ર અને મુંબઈમાં જે ભાટીયા લોકોની મ્હોટી વસ્તી છે તેઓની ઉત્પ-ત્તિની કથા જોતાં તે પણ આ જેશલમેરના ભટી લોકોની જાતી અને ઓલાદના છે. થો-ડીજ મુદત પેહેલાં ભાટીયા લોકો મચ્છ અહારી હતા અને તેઓને બીજી શાખાઓના રાજપુતોમાં લગ્ન વ્યહાર થતો; પણ જ્યારથી તેઓએ વલ્લભાચાર્યનો ધર્મ ગ્રહણ કર્યો ત્યા-રથી તેઓ ધર્મની બાબતમાં ઘણાજ મગરૂર રેહે છે અને વાણીયા તો શું પણ નાગર જેવા ઊંચ બ્રાહ્મણોનુ પણ પાણી ઊડેછે તો મરીયાદી ભાટીયો અપવિત્ર થયો સમજી નાહી નાખે છે. વલ્લભાચાર્યના ધર્મમાં ભાટીયા જેવા બીજા કોઈજ આસ્તીક ભકત નથી. તેઓ મંહારાજના કાંઈ પણ દગુંણ ઊપર લક્ષ ન રાખતાં કેવળ તેને ઈશ્વર તુલ્ય માને છે.

કરા ત્યાંહાંથી ભાગી સીરીયાના ડુંગરમાં જઈ રહ્યા. ત્યાંહીંપણ તેઓએ નબી મહમદને દીઠા એટલે તેઓ લાચાર થયા. આ ચાર ભાઈમાંના એક ભાઈ અસપતિએ ખુશીથી વટલી મુસલમાન ધર્મ કબુલ કર્યો. બીજા ભાઈ નરપતે જઈ ફીરોજશાહાપાસેથી ગિજનીનો કીલ્લો લીધો. ત્રીજો ભાઈ ગજ સૌરાષ્ટ્રમાં જઈ ચુડાસમા જાતીનો મૂળપુરૂષ થયો અને ચોથા ભુપતીએ મેવાડમાં જઈ ભટી વંશ સ્થાપ્યો. કાંઈ દાહાડે નરપતના દીકરા સામ્પત પાસેથી ફીરોજશાહે ગિજનીનુ તખ્ત પાછું લીધું અને તેના વંશના સિંધમાં જઈ સામ્પત ઉપરથી પોતાને સંમા કેહેવરાવવા લાગા.

યાદવ વંશમાંથી પોતાને માનનારાં એ રાજપુત ટોળાંના ભાટ એ બ જાતીના નોખા પડવાવિશે ઉપર મુજબ બે જુદીજ કથા આપેછે, તોપણ એ બે કથાની મતલબ ઘણુ કરી એકજછે. જુના વખતમાં સિંધુની પશ્ચિમે ગિજનીમાં તેઓનું રાજ્ય હતું તંહીથી તેઓને મુસલમાનોએ હાંકી કહાડ્યા તે વખ્ત તેઓની એક શાખા વટલી મુસલમાન થઈ અને બાકીની ત્રણ પછવાડેના વખતમાં સિંધસમા, ચુડાસમા અને ભટી નામથી ઓળખાવા લાગી એ વાતબંને કથામાંથી સરખી રીતે જણાય છે. કરનલ ટાડને એક બીજી જગોથી મળેલા વૃત્તાંતમાં દેવેંદ્રની અવજી ચુડચંદ્રમાંથી આ ચાર જાતી જુદી પડી કેહેછે. એ ચુડચંદ્ર ઉપરથી તેની એક શાખા સૌરાષ્ટ્રમાં ગઈ તે ચુડાસમા નામથી પ્રસીધ્ધ થઈ અને જે સિંધમાં રહ્યા તે સમા નામથી ઓળખાવા લાગા, ચુડચંદ્રથી નવમી પેહેડીએ એ વંશમાં લાખો ધોરારો નામે રાજા થયો જે નગર સમોઈમાં રાજ્ય કરતો હતો. સોરઠના સરવીઆ લોકોના રાણીમગા આ જાતીના પૂર્વજોને ઉપર મુજબ સિંધ વીગેરે બાહેરના દેશમાંથી આવ્યા એ કાંઈ કેહેતા નથી, ફકત એટલુંજ કેહેછેકે વજ્રનાભના ચારદીકરા ચુડચંદ્ર, ચીતકેતુ, રઘુ અને ચીત્રવજ રાજમાંથી આ ચાર શાખા જુદી પડીછે. કરનલ વાકર પોતાના કાઠીયાવાડ વિશેના રીપોટમાં આ ચાર જાતી જુદી પડી તે વિશે એક જુદીજ દંત કથા આપેછે—: જ્યારે યાદવાસ્થળી થઈ યાદવોનો નાશ થયો ત્યારે તેમાંથી ચાર યાદવ ભાગી સિંધમાં હીંગળાજ માતાને આશ્રે જઈ રહ્યા, તેઓને માતાએ જુદી જુદી જગે છુપાવી તેઓનુ રક્ષણ કર્યું. આ ચારજણમાંના એક જણને માતાએ જાડા (મ્હો) માં રાખ્યો હતો તેથી

તેના વંશના જાડેજા કેહેવાયા. બીજો જેને ચુડામાં રાખ્યો હતો તેના વંશના ચુડાસમા થયા. ત્રીજો જેને ચાકલા અગર ચકતામાં છુપાવ્યો તેના વંશના ચગદા થયા, અને ચોથો જેને ભઠીમાં રાખ્યો હતો તેમાંથી ભટી રાજપુત થયા. આ દરેકનાં પોષણમાટે માતાએ તેઓને ચાર જુદા જુદા દેશનાં રાજ્ય સોંપ્યાં." આ કથા ગમે તેવી અસંભવિત અને ગપી છે, તોપણ એ ચાર જાતી મૂળમાં યાદવોની શાખા છે અને જુના વખતમાં તેઓ સર્વ સિંધુકાંઠાના દેશમાં રેહેતા એ તેમાંથી પણ જણાયછે.

હિંદુસ્થાનની આ સર્વ જાતીના યાદવોમાંથી મૂળ વિશે ઉપર આપેલી ગમે તેટલી કથાઓ ચાલેછે અને તેઓ ઉપર આ દેશના લોકોનો ગમે તેટલો વિશ્વાસ છે, તોપણ ઘણાજ જુના વખતમાં થયેલા યાદવોના મ્હોટા નાશમાંથી ભાગી નીસરેલા થોડા યાદવો જે સિંધુની પશ્ચિમે જઈ વસ્યા હતા, તેઓની પ્રજાની આટલી બધી વૃદ્ધિ થઈ પશ્ચિમ હિંદુસ્થાનના ઘણાખરા દેશમાં ફેલાઈ ગયા, એ વાત આપણને સંભવિત લાગતી નથી. કેમકે હિંદુસ્થાનની ઘણી ખરી જુની જાતીઓની વૃદ્ધિ થવાને બદલે ઉલટો તેઓમાં આપણે ઘટાડો થયો જોઈયેંછ. સિંધુની પશ્ચિમે યાદવોએ મ્હોટું રાજ્ય સ્થાપ્યું હતું; એવિશે ભાટ લોકોના ગ્રંથ વગર બીજે કાંહાંય લખ્યું નથી. હિંદુસ્થાનની નામીચી યાદવ જાતીમાં થયેલા આવા વિચિત્ર ફેરફારવિશે હિંદુસ્થાનના ગ્રંથકારો સાવ અજાણ્યા રેહે એ સંભવે નહીં. હિંદુઓનો સાધારણ મત તો એવો છે કે જાદવાસ્થળીમાંથી બચેલા યાદવો હિમાલયમાં જઈ નાશ પામ્યાછે. કરનલ ટાડ આ સર્વ લોકોને જીટ અગર સીથીઅન લોકોનાં ટોળાં ધારેછે. જેઓ પેહેલી બીજી સદીમાં સિંધુની પશ્ચિમના દેશોમાં ફેલાયલા હતા. તે કેહેછે કે આ જીટ લોકોનાં હિંદુસ્થાનમાં ફેલાયલાં ટોળાં જે હાલમાં જીટ, જટ, અને જાટ નામથી ઓલખાયછે તેઓમાંનાં ઘણાંખરાં આજપણ પોતાને યાદવ જાતીના અને સિંધુની પશ્ચિમેથી આવ્યા કેહેછે. જીટ લોકો હિંદુસ્થાનમાં ઘણાજ ફેલાયલાછે અને તેઓનો ઘણો ભાગ હાલમાં ખેતી વાડીનો ધંધો કરેછે. જાટ લોકોને આ દેશના ભાટ રાજપુતની છત્રીશ જાતીમાં ગણેછે, પણ કરનલ ટાડ કેહેછે કે તેઓને રાજપુત લોકોમાં

લગ્નવ્યવહારનો હક હોય એમ મારા જાણ્યામાં નથી. તે કેહેછે કે મ્હોટી જીટ પ્રજાનું રાજ્ય પ્રથમ ઝાગઝારટીસ નદી ઉપર હતું. અંહી સાઈ-રસના વખતથી તે છેક ચૌદમી સદી સુધી તેઓ પોતાની જાતી અને જુનું નામ રાખી રેહયા હતા. ચૌદમી સદી પછી તેઓ મૂર્ત્તિપૂજક મટી મુસલમાન થયા. ડીજીગનીશ ચીનના ગ્રંથમાંથી કેહેછે કે તેઓ ફો (બુદ્ધ) ને માનતા. હીરાડોટસ કેહેછે કે તેઓ આતમાને અમર ગણતા. એક શિલાલેખમાં, કરનલ ટાડ કેહેછે કે, તેઓની રાજધાની સાલીંદ્ર હતું એમ લખ્યુંછે તે ખરેજ ભટી વહીવંચાઓનું સાલીવાહનપુર હશે. પેહેલી બીજી સદીમાં શક લોકો સિંધુ કાંઠાના દેશમાં હતા અને તેઓ બૌદ્ધ ધર્મ પાળતા, એ વિશે ગયા પ્રકરણમાં સારી રીતે કહ્યું છે. સિંધના જટખેડુ જે પોતાને યાદવ શાખામાંથી માનેછે, તેઓમાં કલારીયા જટ, સારણુ જટ વિગેરે શાખાઓછે; તે વિશે ભટી વહીવંચા કેહેછે કે તે ભટી-વંશના રાજા શારણજી, કલરશી વિગેરેની ઓલાદના છે. આ સર્વ ઉપ-રથી જણાયછે કે સિંધુની પશ્ચિમના યાદવોમાંથી પોતાને ગણનારાં હિંદુ-સ્થાનના સર્વ ટોળાં એ ખરેખર મૂળમાં સિંધુની પશ્ચિમના જીટ લોકોછે. હિંદુસ્થાનમાં આવ્યા પછી આ દેશના રાજપુતોમાં માન્યકારી થવાની મતલબથી અમો યાદવ કુળના છૈયે, એ વિચાર તેઓમાં નવા દાખલ થયા જણાય છે.

સિંધુ કાંઠાના દેશમાંથી આ લોકોનું વીખરાવવું આસરે સાતથી આઠમી સદીમાં થયું જણાયછે. સિંધ સમાના બયાનમાંથી પણ એજ વખત મળી આવેછે. મસુમી પોતાની સિંધની તવારીખમાં લખેછે કે આઠમી સદીમાં જ્યારે મહમદકાસમે સિંધ ફતેહ કર્યું, ત્યારે સમા લોકો જે મકરાનના ગામ લોહારીમાં રેહેતા હતા, તે મહમદકાસમની સલામસાર આવ્યા હતા. ભાટી લોકોના વહિવંચા ટનોટનો કીલ્લો સંવત ૭૮૭ માં બાંધ્યો કેહેછે. માટે ચુડાસમાને ભાટી વંચાના કેહેવા મુજબ ટનોટના રાજા કેહેર ભાટીથી ત્રીજા પુરૂષમાંથી ગણીયેં તો તેઓ સૌરાષ્ટ્રમાં નવમી સદીમાં આવ્યા જોઈયે. દીવાન રણછોડજીની ચુડા-સમા રાજાની લીસ્ટનાં નામ ગણતાં તે લીસ્ટનો પેહેલો રાજા ઘણુંકરી તેજ વખતે થવો જોઈયે. આ વખત પેહેલાં ચુડાસમાના આ પ્રાંતમાં

અમલ વિશે કાંઈ પણ જાણ્યામાં નથી. ચુડાસમા લોકોના આવ્યા પેહેલાં સૌરાષ્ટ્રના આ ભાગમાં ઘણાખરા ચૌરા ગરાશીયાં હતા, જેના મુખીએ થોડી મુદત પેહેલાં આ દેશ છોડી ગુજરાતમાં જઈ ત્યાંહાં પોતાનું જોરાવર રાજ્ય સ્થાપ્યું હતું. આથી કરી ચુડાસમા લોકોને આ દેશમાં પોતાનું રાજ્ય સ્થાપતી વખત આ પ્રાંતના જુના રાજાઓ તરફથી કાંઈ અટકાવ થયો લાગતો નથી. ચૌરા અને ચૌરાસમા એ બે નામનાં સરખાંપણા ઉપરથી તથા બને જાતીનું દક્ષિણ સૌરાષ્ટ્રમાં રાજ્ય હતું તે ઉપરથી લી. ગ્રાંટ. જેકબ ચુડાસમાને મૂળમાં ચૌરા જાતીના ધારેછે ને તેના પ્રમાણમાં તે કેહેછે કે એમ ન હોય તો સોમનાથનાં રક્ષણને અર્થે જે આટલાબધા ચૌરા રાજપુતો ભેળા થયા હતા તે ક્યાંહાં ગયા? માટે ખચિત ચુડાસમા એજ જુના ચૌરા જાતીના લોકો છે. જુના વખતમાં આ દેશમાં ચૌરા રાજપુત ઘણા હતા અને હાલમાં નથી માટે ચુડાસમા એજ ચાવડા લોકો છે, એમ આ બે જાતીનાં નામવચે સરખાપણું જોઈ નિશ્ચય કરવો, એ કાંઈ ખરૂં પ્રમાણ ન કહેવાય. આ દેશના ભાટ લોકો આ બે જાતીને એક બીજાથી કેવળ જુદીજ માનેછે. જુના વખતમાં ગિરનારના રાજા કાંઈ ચુડાસમા જાતીના કહેવાતા ન હતા. જુના ગ્રંથોમાં અને ગિરનારના શિલાલેખોમાં તેઓને યાદવ કરી લખ્યા છે, તે જોતાં તેઓનું ચુડાસમા નામ પછવાડેથી પડ્યું હશે.

ચુડાસમા લોકોની આ દેશમાં શી રીતે સ્થાપના થઈ? અને તેઓનો આ દેશમાં પેહેલો આવનાર પુરૂષ કોણ હતો? એવિશે કાંઈ નક્કી જણાતું નથી. આ લોકોવિશે આપણે જે કાંઈ જાણિએછ તે રાવનોંઘણના વખતથી જાણિએછ. દિવાન રણછોડજી પોતાની સોરઠી તવારીખમાં નોંઘણના બાપવિશે લખેછે કે, તેના વખતમાં અણહિલવાના રાજાનાં કુટુંબનાં માણસો ગિરનારની યાત્રાસારૂ મોટા સંગથી આવ્યાં હતાં. આ લોકોસાથે એક ઘણીજ ખુબસુરત પાટણરાજાનાં કુટુંબની કન્યા હતી, તે પોતાને પરણાવે, એવી રાજાને મરજી થયાથી તેણે તે કન્યાનું સંગનાસુખી પાસે માગું કર્યું. સુખીએ જાણ્યું કે જો ના પાડીશું તો જોરજુલમથી લેશે, અને અહીં પરાયા રાજ્યમાં આપણું કાંઈ ચાલ-

શે નહીં, તેથી તેણે તદબીરથી જવાબ દીધો કે ઘણું સારૂં, હાલતો અમે યાત્રાળુ તરીકે આવ્યાં છૈયે તે શી રીતે બને? પણ અમુક મુદત પછી અમો જાનનાં ડોલથી આવીને ખચીત તમોને તે કન્યા પરણાવીશું. રાજાએ તે કબુલ કરયું અને અણહિલવાડનો સંગ પોતાનાં ઘરતરફ વાળ્યો. અણહિલવાડ પોંહોંત્યા પછી તેઓએ ત્યાંહાંથી કેટલુંએક લશ્કર તૈયાર કરી તેઓને જનાની લીબાસ પેહેરાવી, જાનનાં બૈરાંઓની મિસાલે પડદાવાળી ગાડીઓમાં બેસાડી, સૌરાષ્ટ્રમાં રવાના કરયું. જ્યારે આ લશ્કર સૌરાષ્ટ્રની રાજધાનીનાં શેહેરની લગભગ આવી પોંહોંચ્યું, ત્યારે ગિરનારના રાજાએ ખુશીથી તેને જાન જાણી, મોટું સામીયું કરી શેહેરમાં લીધું. અંદર દાખલ થયા કે પાટણના લોકો પોતાનો જનાની વેશ ઉતારી, હથિયાર લઈ ગાડીઓમાંથી ઊતરી પડ્યા, અને રાજાને તથા કિલેદારોને મારી તેઓએ ગિરનારનું તખ્ત (વંથળી) પોતાને સ્વાધીન કરી લીધું. આ ગભરાટની વખતે રાજાનો કુંવર નોંઘણ જે ઘણો બાળક હતો, તેને એક દાસી ચુપકીથી બોડીદર લઈ ગઈ. અને તેને ત્યાંહાંના દેવાઈત આહેરને સોંપ્યો. દેવાઈતે તેને સૌરાષ્ટ્રના રાજાનો પુત્ર જાણી પોતાના દીકરાનીપેઠે રાખ્યો.

આ વખત અણહિલવાડનો રાજા ઘણુંકરી પેહેલો મૂળરાજ સોલંકી હતો. દિવાન રણછોડજી અને આ દેશના કેટલાએક ભાટ આ બનાવ સિધ્ધરાજ જયસિંહની વખતમાં બન્યો એમ કહેછે, પણ એ તેઓની ભૂલ છે. ચુડાસમાની એક શાખા જે હાલમાં સરવીયા નામથી ઓળખાયછે, તે પોતાના ચોપડામાં જે વખતે આ બનાવ બન્યો કેહેછે, તે વખતે પાટણના તખ્ત ઊપર મૂળરાજ સોલંકી હતો. મૂળરાજના વખતમાં વંથળીનો ગ્રહરિપુ રાજા ઘણો જોરાવર થઈ પડી, પ્રભાસમાં આવનારા યાત્રાળુઓ ઊપર ઘણો જુલમ કરતો હતો; માટે મૂળરાજે તેનાઊપર સ્વારી કરી તેનો પરાજય કર્યો. એ વિશે આલેકઝાંડર કિન્લાક ફારબસ સાહેબ પોતાના રાસમાળા નામના ગ્રંથમાં કહેછે કે, મૂળરાજ મોટો શિવભક્ત હતો. તેણે સિધ્ધપુરમાં રૂદ્રમાળા નામનું એક ઘણુંજ સરસ દેવાલય બંધાવ્યું હતું, તેથી શિવે પ્રસન્ન થઈ તેને સૌરાષ્ટ્રનું રાજ્ય આપ્યું. એકવાર સોમનાથ મહાદેવે મૂળરાજને સ્વપ્નમાં આવી કહ્યું કે,

ગ્રહરિપુ અને બીજા દૈત્યો જેઓએ પ્રભાસનાં પવિત્ર સ્થળોને ઉજડ ક-ર્યાં છે તેઓનો તું પરાજય કર; જા, હું તને કહુંછઊં કે ત્હારી ફતેહ થશે. મૂળરાજને સૌરાષ્ટ્રનું રાજ્ય મળ્યું તે વિશે દ્વીયાશ્રય નામના ગ્રંથમાં જૈન સાધુ હેમાચાર્ય નીચે મુજબ લખેછે:—

"મૂળરાજને સ્વપ્ન થયા પછી સહવારે ઊઠી તેણે પોતાના મંત્રી જંબક અને એરાણુના રાજા જેહલની સહલા પુછી કે, મહાદેવની આજ્ઞા અમલમાં લાવવામાટે આપણે શો ઈલાજ કરવો જોઈયે ? ગ્રહરિપુને મેં વધાર્યો છે, પરંતુ તે કોઈ એવાં ચોઘડીયાંમાં પેદા થયો છે કે, બેશરમો થઈ યાત્રાળુ લોકોને પીડે છે. એ રાજ્ય એને મેં સોંપ્યું છે, માટે મારે શું એને ન મારવો ? ત્યારે જેહલે જવાબ દીધો, કે એ ઢોરાં ચરાવનાર જાતીનો ઘણોજ જુલમગાર છે. શ્રીકૃષ્ણનાં રાજ્યથકી નિસરેલી કાંતિએ કરી એમના વખત સુધી પ્રકાશતું એવું જે સૌરાષ્ટ્રનું તખ્ત તે ઉપર તે રાજ્ય કરેછે; અને પ્રભાસમાં આવનારા યાત્રાળુઓને મારી તેઓનાં અસ્થિ અને રૂધિરથી રસ્તાઓ ભરી મુકેછે. વામનસ્થળી જે ઉપર પ્રથમ હનુમાન અને ગરૂડનાં નીશાન ઊડતાં, ત્યાંહાં તે રાવણનીપેઠે બેફિકરો થઈ રાજ્ય કરેછે. આ પવિત્ર સ્થળમાં ચોર લુટારા લોકોને ભેળા કરીને જતા આવતા લોકોને લુંટેછે, બ્રાહ્મણનો તિરસ્કાર ક-રેછે, માટે ધર્મી લોકોને તો તે કાંટા સરખો છે. તે વયમાં, તરૂણ અને કુવાસનાઓથી ભરેલો છે, તેથી તે પોતાના શત્રુઓને મારી, તેઓનાં બૈરાંઓને પોતાનાં ઘરમાં રાખેછે. એ દુષ્ટ ગિરનાર ઊપર રહી પ્રભાસ આગળનાં હરણનો શિકાર કરેછે. તે મદ્યપાન અને ગૌભક્ષ કરેછે. યુદ્ધમાં તે પોતાના શત્રૂઓને મારી ભૂત, પિશાચ અને કાગડાઓને તૃપ્ત કરેછે. પશ્ચિમના રાજા ગ્રહરિપુએ ઉત્તર અને દક્ષિણના ઘણા રાજાઓને પોતાની ગાડીઓ મુકી નસાડ્યા છે. તે કોઈને પણ ન ગણકારતાં ઊસુંને હચું જોઈ ચાલેછે; જાણે સ્વર્ગ જીતવા મનસુબો કરતો હો-યની ! તે કદમાં અને સ્વભાવમાં યમના સરખો છે. જાણે આખી પૃથ્વી લઈ લઊં, એમ મનસુબો કરતો દેખાયછે. તેનાં રાજ્યમાં ડાહ્યાં માણસો પોતાની બુદ્ધિ એવાં ખરાબ હથિયારો ઉત્પન્ન કરવામાં વાપરેછે, કે તેથી કોઈ બચેજ નહીં. લશ્કરી કામમાં તે ઘણો જોરાવર છે. તેથી સર્વ

રાજાઓને તેને નમવું પડેછે. તેનો ખજાનો પણ અખૂટ છે. તેણે સિંધના રાજાને પકડી દંડ, હાથી અને ઘોડાઓ આપવાનું કબુલ કરાવ્યું છે. અને બીજા ઘણાએક રાજાઓને જીત્યા છે. હું તો જાણું છું કે યમરાજા પણ તેની સામો લડવા આવે તો ફાવે નહીં. ડુંગરોમાં કિલ્લાઓ તથા બીજી સલામતીની જગાઓનો તે નાશ કરેછે. સમુદ્રમાં પણ તે આવજાવ કરેછે. માટે તેનાથી બચવા લોકોને કોઈ પણ ઉપાય નથી. જે રાજા આવા ઘાતકીને સજા કરવાને ચુક કરેછે, તે પોતેજ તેવો છે. માટે હે રાજા ! તમે એને શિક્ષા નહિ કરો તો તેનું પાપ તમને લાગશે. શિવે તમને આજ્ઞા આપી છે, તે એટલાજસારૂ કે તમે એનો પરાજય કરવાને શક્તિવાન છો. તમારૂં લશ્કર એકઠું કરી તેને હાંકી કહાડો, નહિ તો દિનપરદિન તેનું જોર વધી, અંતે તમથી પણ જીતાવવો મુશ્કેલ છે.

મૂળરાજે ઉપર મુજબ જેહલની સલાહ સાંભળી, પછી પોતાના મંત્રી જંબકને બોલાવ્યો. તે આવી નીચે પ્રમાણે બોલ્યોઃ— વામનસ્થળી જ્યાંહાં ગ્રહરિપુ રહેછે, તે ગિરનારની નીચે છે. સમુદ્રનો અવાજ પણ ત્યાંહાંથી સંભળાયછે. તેને વળી એક બીજા કિલ્લાનું રક્ષણ છે અને વિશેષ રક્ષણ સમુદ્ર અને પર્વતનું છે. ગ્રહરિપુ એવો છે કે રાત્રિએ પણ ઊંઘતો નથી. જેમ ઘાસ કાપવાની દાતરડીથી મોટાં કદનું ઝાડ કાપવું કઠણ છે, તેમ મોટાં લશ્કર વગર તેને જિતવો સેહેલ નથી. એનાં શેહેરથી ઘણાએક ગાઉમાં લશ્કર છાવણી કરી શકશે નહીં અને કદી કરશે તો તેને તે ઘેરી લેશે; પછી તમારી મદદ પણ તે લશ્કરને નકામી થઈ પડશે. કચ્છ દેશ સોરઠની પડોશમાં છે. ત્યાંહાંનો રાજા ફુલનો દીકરો લાખો, જેને કોઈ જીતી શક્યું નથી; તે અને ગ્રહરિપુ એક છે. જાણે તે બન્ને એકજ માના દીકરા હોયની ! બીજા ઘણા મ્લેચ્છ રાજા જે દુનિયામાં પીડા કરેછે, તે એના મદદગાર છે. હે રાજા ! જે દુશમનને પહાડ, જંગલ અને સમુદ્રની ઓથ છે, તેને જીતવો કઠણ, એ કોણ નથી જાણતું ? ગ્રહરિપુને એ ત્રણેનો આશ્રય છે, માટે આ સ્વારીનું કામ કોઈ બીજાને ન સોંપતાં જાતે જઈ જય મેળવો તો સારૂં. બીજા કોઈની તો સગદુર નથી, પરંતુ જ્યારે આ ઢોરાં ચરાવનાર જાતીના લડવૈયા પોતાના

ઊપર તમારાં લશ્કરની કુચ થવી સાંભળશે, ત્યારે તેઓ ધ્રુજશે અને તેઓની બૈરીઓ વિધ્વાના વિલાપ કરી રોશે.

"આ સલાહથી મૂળરાજને ઘણીજ ઊસ્કેરણી થઈ અને એકદમ તે ખીલેલાં ફુલની પેઠે તખ્ત ઊપરથી ઊભો થયો; જાણે હમણાંજ લઢાઈમાં લાગેલો હોયની! એવી રીતે હાથ ઠોકીને તે મંત્રિઓની સભામાંથી બાહાર નિકળ્યો. લશ્કરી સરદારો પણ પાછળ ચાલ્યા. મેહેલના દરવાજામાં લઢાઈનાં વાજાં વાગવા માડયાં અને સોરઠ તરફ મોટાં લશ્કર સહિત જવા રાજાએ તૈયારી કરી. અણહિલવાડનો રાજા મોટું લશ્કર લઈ આવેછે એવું જ્યારે ગ્રહરિપુએ સાંભળ્યું, ત્યારે તેણે પોતાનું લશ્કર એકઠું કરવા માડ્યું. જે રાજાઓ ગ્રહરીપુના ખંડિયા તરીક ગણાતા હતા, તેઓ તથા બીજા કેટલાએક દોસ્તીની રાહે પોતાનાં લશ્કર સહિત તેની મદદે આવી પોંહોતા. જંગલના ભીલ લોકોનું પણ મોટું લશ્કર એકઠું થયું: ગ્રહરિપુની બૈરીઓ નીલી વગેરેના છોકરાઓ જેઓ ભાદર કિનારા ઉપર રેહેતા હતા, તેઓ બખતર પેહેરી આવી હાજર થયા. કચ્છનો લાખો જે તેનો ઘણો દોસ્ત હતો, તેને જોશીએ કહ્યું હતું જે તું આ લઢાઈમાં મરીશ, તે પણ યુદ્ધ કરી સ્વર્ગે જવાના ઈરાદાથી આવી પોંહોંતો. લાખે કહ્યું કે જેનાં તારૂણ્યપણાનાં કામ કોઈએ ન દીઠાં તેને ધિઃક છે! મારૂં આયુષ્ય થોડા દહાડાનું છે તેનું શું પારખું? સિંધનો રાજા જેનું સમુદ્ર કિનારાઊપર રાજ્ય હતું, તે પણ પોતાનાં લસ્કર સહિત આવી પોંહોંતો, અને તેણે લશ્કરની દક્ષિણ બાજુ સાચવી. બીજી તરફ મૂળરાજની સાથે શિલપ્રસ્થનો રાજા જે ચતુર કામઠીયો ગણાતો હતો તે અને મારવાડનો રાજા પોતાનાં કાનસીયાવાળાં લશ્કરથી આવ્યા હતા. બનારસનો રાજા, આબુના પરમાર અને અણહિલવાડના રાજાનો ભાઈ રાજા ગંગામહ પણ સાથે હતા. માત્ર મૂળરાજના પિત્રાઈ બીજ અને દંડકના દીકરા આ વખત પોતાની જાતીના મુખી ભેળા આવ્યા નહીં. મૂળરાજનું લશ્કર કેટલીએક ટુકડીઓમાં વેહેંચાઈ ગયું. આબુના લડવૈયા જે ઘણા બાહાદુર ગણાતા, તે લશ્કરના મુખ્ય ભાગથી ઈલાહેદા જંબુમાલી નદીના કિનારા ઉપર હાર કરી, દુશમન ઉપર ફતેહ કરવા લાગ્યા. ગુજરાતના સિપાઈઓએ હથિયાર વાપરવામાં ઘણીજ બાહાદુરી અને ચતુ-

રાઈ દેખાડવા માંડી. દુશમન લોકો (દૈત્યલોકો) જો કે બખ્તર પેહેરી આવ્યા હતા, અને મોટી બોજાવાળી ઢાલોથી બચાવ કરી મૂળરાજનાં લશ્કર ઉપર તીરનો વર્ષાદ વરસાવતા હતા, તોપણ તેઓ અંતે ગભરાયા અને પોતાના સરદારને જીતનારના હાથમાં મુકી નાસવા લાગા. ગ્રહરિપુને મૂળરાજે જાતે હાથી ઉપરથી નીચે પાડ્યો. આ વખત કચ્છના લાખાએ પોતાના દોસ્તમાટે દંડ આપવા માંડ્યો, પણ પાટણરાજાએ ના પાડી. પછી લાખો જોસથી એકદમ મૂળરાજ ઉપર ધસ્યો. મૂળરાજને તેના ઇષ્ટ માહાદેવનું રક્ષણ હતું, તેથી આ વગર બરોબરીનાં યુદ્ધમાં લાખો સોલંકી રાજાના ભાલાથી વિધાઇ નીચે પડ્યો. મૂળરાજે જાડેજા રાજાની ગરદન ઉપર પગ મુંક્યો, તે વખત લાખાની માએ પોતાના દીકરાનું મુડદું અને તેની લાંબી મુંછો પવનથી હાલતી જોઇ મૂળરાજને શાપ દીધો. રાસમાળાનો કર્ત્તા આટલું બધું લખી વળી કેહેછે કે, મૂળરાજે લાખાને મારયો એ વાત પણ શકભરેલી છે. જોધપુર અને ઇડરનાં કુટુંબનો મુખી મારવાડનો શીયોજી રાજા, જે મૂળરાજની બેન જોડે પરણ્યો હતો, તેણે લાખાને મારયો, એમ તે તરફના ભાટ લોકો કહેછે.

મૂળરાજ આ ફતેહ કરી પ્રભાસમાં સોમેશ્વરનાં દરશન કરવા ગયો અને ત્યાંહાંથી ગ્રહરિપુની જીતથકી મળેલી મ્હોટી લુંટ અને હાથીઓ સહિત ઘરતરફ વળ્યો. સોરઠના રાજાની દોસ્તી શિવાય લાખા અને મૂળરાજ વચે વેર થવાનું એક બીજું કારણ હતું. તે એ કે, રાજ સોલંકી ઘરભંગ થયા પછી જ્યારે દ્વારિકાંની યાત્રાએ ગયા હતા, ત્યારે વળતી વખત તે લાખા ફુલાણીની દરબારમાં કંઈ વખત રહ્યા હતા. અહીં લાખાની બેન રાયાજીસાથે તેણે સંબંધ કર્યો, જેથી તેને એક રાખાઈત નામે દીકરો થયો હતો. એક દિવસ કાંઈ મોહોટાઇ વિશેની જિદભરેલી તકરારમાં લાખાએ રાજ સોલંકી અને તેના ઘણાએક રાજપુતોને મારી નાખ્યા, અને રાયાંજી સતી થઈ. રાજ સોલંકીના ભાઈ બીજ સોલંકીએ પોતાના ભત્રીજા મૂળરાજને બાપનું વેર લેવા ઉસકેરયાથી તેઓ બનેવચે વેર થયું હતું. લાખાએ પોતાની દરબારમાં રાજના નાહાના છોકરા રખાઈતને તેના ભાઈની સામા થવાની મતલબથી રાખ્યો હતો. કાઠીયાવાડમાં આટકોટ પાસે ફુલના દીકરા જામ લાખાનો પાળીઓ છે. તેમાં લા-

ખાનું મોત સંવત ૫૦૧ માં થયું લખ્યું છે. આ સંવત શક નૃપનો જણા- યછે. કેમકે વિક્રમસંવત તે વખતે હજી વપરાતો ન હતો. લાખો શાકે. ૯૦૧ ઈ૦ સ૦ ૯૭૯ માં મરણ પામ્યો. મૂળરાજ પણ અણહિલવાડનાં તખ્ત ઉપર આજ વખતે હતો, તેથી તે તારીખવિશે કાંઈ સંશય લાગતો નથી. આ પાવળીયાના સ્થળ ઉપરથી જણાયછે કે આ લડાઈ આટકોટ પાસે થઈ હતી.

મૂળરાજનો શત્રૂ ગ્રહરિપુ કોણ અને શી જાતીનો હશે ? એવિશે કાંઈ પણ નક્કી કહી શકાતું નથી. રાસમાળાનો કર્ત્તા ધારે છે કે તેનું ગ્ર- હરિપુ એ વિશેષ નામ નથી, પણ તેનો ખીતાબ જણાય છે. દ્વીયાશ્રયનો ટીકા કરનાર, ગ્રહ એટલે પાણીનું જાનવર ( મચ્છ ) અને રિપુ એટલે દુ- શમન એવો અર્થ કરે છે. આ ઉપરથી તો તેને મછિયારા જાતીનો મા- નવો જોઈયે. ગ્રહ એટલે પકડવું એ ઉપરથી ગ્રહરિપુ એટલે દુશમનનો પ- કડનાર એવો પણ અર્થ થઈ શકે છે. તેમ ગ્રહરિપુ એ રાહુનું પણ નામ છે. મૂળરાજ જેવા ધર્મવૃદ્ધિ કરનારા રાજાનો શત્રૂ જે જાત્રાળુ લોકોને પી ડા કરી પ્રભાસમાં જુલમ કરતો હતો, તેને બ્રાહ્મણોએ રાહુ અગર દૈત્ય- ની ઉપમા આપી હોય તો તે પણ સંભવે ખરૂં. દ્વીયાશ્રયમાં કેહેછે કે, તે ઢોરાં ચરાવનારી જાતિનો અને મોટો શિકારી હતો. તે મદ્યપાન અને ગૌભક્ષ કરતો. જતા આવતા લોકોને લુંટી હિંદુઓનાં તીર્થમાં ઘણો જુલમ કરતો હતો. તે સમુદ્રમાં પણ આવજાવ કરતો અને સિંધ તથા કચ્છના રાજા તેના ઘણા દોસ્ત ગણાતા હતા. એ સર્વ ઉપરથી જણાય છે કે તે ઘણું કરીને કોઈ સિંધતરફથી આવેલી જાતિનો હશે. સિંધિ લો- કોની સમુદ્ર સંબંધી વાકફગારી અસલથીજ વિશેષ કરી જોવામાં આવેછે, તેમ ઢોરાં પાળવાં એ પણ એ દેશના લોકોનો મુખ્ય કરી ધંધો છે. અને તો એમ લાગે છે કે, તે સિંધથી આવેલા ચુડાસમા જાતિનો રાજા હશે. સિંધના સમા લોકો ઘડીમાં મુસલમાન ધર્મ પાળતા અને ઘડિમાં હિંદુધ- ર્મ પાળતા એ વિશેના દાખલા સમા અને તેની બીજી શાખા જાડેજા લોકોના ઈતિહાસમાંથી આપણને ઘણા મળી આવશે. ગિરનારના આ રાજાએ મુસલમાન ધર્મ કબુલ કર્યાથી તેનામાં હિંદુધર્મવિશે વિશેષ તિર-

સ્કાર પેદા થયો હશે. તેથી તેણે તીર્થોમાં જુલમ કરવા માંડ્યો અને તેટલાસારૂ પાટણરાજાએ તેને મારી સૌરાષ્ટ્રનું રાજ પાછું લીધું. તે ચુડાસમાં જાતીનો હતો એમ કેહેવા વળી એક બીજું કારણ છે. દ્વીયાશ્રયમાં લખ્યું છે કે આ રાજાના વખત સુધી વામનસ્થળીનું તખ્ત, જે શ્રીકૃષ્ણનાં રાજ્યથકી નિસરેલી કાંતિથી પ્રકાશતું હતું, તે ઊપર હવે ગ્રહરિપુ દૈત્યનીપેઠે રાજ્ય કરે છે. આ ઉપરથી જણાય છે કે વંથળીના રાજા મૂળમાં શ્રીકૃષ્ણના વંશના યાદવ અથવા સમા જાતિના હતા. પણ જ્યારથી એ વંશના આ રાજાએ મુસલમાન ધર્મ કબુલ કર્યો, ત્યારથી લોકોએ તેને દૈત્ય અગર ગ્રહરિપુનું નામ આપ્યું હશે. કેટલાંએક કારણોથી ગ્રહરિપુજ ગિરનારના ચુડાસમા વંશનો પેહેલો રાજા જણાય છે. દ્વીયાશ્રયમાં લખ્યું છે કે, સૌરાષ્ટ્રમાં તેને મૂળરાજે સ્થાપ્યો હતો. મૂળરાજને રાજ્યાસન ઊપર આવ્યા પછી પોતાની મોસાળની જાતિના ચૌરા લોકોનો ઘણોજ ડર રેહેતો. એ જાતિના ઘણાખરા લોકોને તો તેણે તુરતજ મારી નાંખ્યા હતા. ચૌરા લોકો સૌરાષ્ટ્રના કિનારામાં હજી ઘણા હતા, સાટે એ દેશમાં કોઈપણ તેઓની જાતિના સરદારને નીમવા કરતાં,મૂળરાજે તે વખત સિંધમાંથી આવેલા કોઈ ચુડાસમા રાજાને નીમવા ડાહાપણ વિચાર્યું હશે. પ્રથમ મૂળરાજને સિંધ અને કચ્છ તરફ વિશેષ સંબંધ હતો. સાબરના રાજાનું લશ્કર આવ્યું,તે વખત તે કચ્છમાં જઈ કંથકોટમાં કંઈ વખત રહ્યો હતો. ચૂડાસમાં જાતિનો પેહેલો રાજા ગ્રહરિપુ પ્રથમથીજ મુસલમાન હોય એમ લાગતું નથી. દ્વીયાશ્રય ઊપરથી સાફ જણાય છે કે, મૂળરાજે તેને સૌરાષ્ટ્રમાં નીમ્યો, ત્યારપછી તે બેઅદબ અને જુલમગાર નિવડ્યો એટલે તે વખતથી મુસલમાન થયો હતો. ગયાં પ્રકરણમાં કહ્યુંછે કે, આંધ્રનાં રાજ્યની આખરે સૌરાષ્ટ્રમાં શૂદ્ર અને ઢોરાં ચરાવનાર જાતિના રાજા થયા હતા, તે બેશક આ ચુડાસમા અગર ગ્રહરિપુની જાતિના હશે. કારણ ગ્રહરિપુને પણ દ્વીયાશ્રયમાં ઢોરાં ચરાવનાર જાતિનો કહ્યો છે. નોઘણના બાપના જુલમથી પાટણ રાજાનાં લશ્કરે આવી તેનું રાજ્ય લીધું એમ જે ભાટ લોકો કહે છે, તે અને ગ્રહરિપુનો પરાજય કરી ગિરનારનું રાજ્ય લીધાની આ કથા, જે આપણને દ્વીયાશ્રયમાંથી મળી આવેછે, તે બે કથા ઘણુંકરી એકજ જણાય છે. નોંઘણના બાપને જીતી

૩. સૌરાષ્ટનું રાજ્ય લેનાર પણ પાટણનો પેહેલો રાજા મૂળરાજ હતો. તો ગ્રહરિપુ નામથી પણ દ્વ્યાશ્રયમાં નોંઘણના બાપનેજ વર્ણવ્યો હશે. નોંઘણને પણ સિંધમાંથી આવેલા આહર લોકો સાથે ઘણો સંબંધ હતો. આ સમા લોકોને મૂળરાજે ચૌરા લોકોના દેશમાં તેઓને દબાવવાની મતલબથી રાખ્યા હોય અને પછવાડેથી તેઓ અને જુના ચૌરા વચ્ચે કાંઈ સંબંધ થઈ તેઓની મિશ્રિત ઓલાદમાંથી નિસરેલા લોકોએ પોતાની જાતિમાટે ચૌરાસમા નામ ધારણ કર્યું હોય તો કોણ જાણે! એ વિશે કાંઈ પણ નક્કી થઈ શકાતું નથી. આ સર્વ ઉપરથી માત્ર એટલુંજ કહિ શકાય છે કે, ચૌરા લોકોનાં રાજ્યની આખરમાં અને સોલંકીનાં રાજ્યની સ્થાપનાને વખત, આ લોકોએ સિંધથી આવી ગિરનારમાં પોતાનું રાજ્ય સ્થાપ્યું; અને તે વખત તેઓને આ દેશમાં રેહેવાની પરવાનગી આપનાર મૂળરાજ હતો, જેને પોતાનાં મોસાળની જાતીના લોકો સાથે વેર હોવાથી તે ઘણું કરીને પોતાનાં રાજ્યમાં બીજા લોકોનેજ આશ્રય આપવા ચાહતો હતો.

૪૮ ગ્રહરિપુના પરાજય પછી કેટલેક વર્ષે ગિરનારનાં તખ્ત ઉપર નોંઘણ નામનો રાજા થયો. નોંઘણને સરજીયાના રાણીમગા સંવત ૧૦૪૮ ઈ૦ સ૦ ૯૯૨ માં તખ્તનશીન થયો કહેછે, અને ગ્રહરિપુ ઈ૦ સ૦ ૯૭૯ માં મર્ણ પામ્યો તે જોતાં સૌરાષ્ટનું રાજ્ય આસરે ૧૩ વર્ષ અણહિલવાડના ખાલસા અમલતળે રહ્યું હતું. આ વખત સુધીમાં નોંઘણ ઘણો બાળક હતો, તેથી તે અણહિલવાડના રાજાનાં ભયથી બોડીદરમાં છપી રહ્યો હતો. બોડીદરમાં દેવાઈત આહેરનાં ગિરનારના રાજાનો કુંવર હજી હયાત છે, એવી ખબર પાટણરાજાને પડ્યાથી તેને લેવા દેવાઈત ઉપર ફોજ મોકલી, પણ દેવાઈતે કુંવરને તેના શત્રુઓના હાથમાં ન સોંપતાં, તેની અવજી પોતાના સાત દીકરા એક પછી એક મારવા સારૂ પાટણ રાજાના અધિકારિઓને સ્વાધીન કર્યા. આ છોકરાઓને મારી નાંખી પાટણ રાજાનું લશ્કર પાછું ગયું. કાંઈ મુદત પછી નોંઘણ જ્યારે મોટો થયો, ત્યારે તેને તેના બાપનાં તખ્ત ઉપર બેસાડવાના ઈરાદાથી દેવાઈતે પોતાની જાતવાળાઓને ભેળા કરી તેઓ સાથે સલાહ કરી. સર્વનો મત લઈ તેણે લગ્નનું મિષ કરી પોતાને ત્યાંહાં પોતાની જાતિના લોકોને

અને પાટણ રાજાનાં માણસોને કંકોતરી મોકલી તેડાવ્યા. પાટણ રાજાનાં માણસો આવી બેઠાં કે, સમય જોઈ તમામ આહેરો હથિયાર ખેંચી તેઓપર તુટી પડ્યા. આ રીતે પાટણ રાજાની ફોજને કાપી નાખી ત્યાંહાંથી આહેર લોકો નોંઘણને લઈ એકદમ વંથળી ગયા, અને નોઘણને તેના બાપનાં તખ્તઉપર બેસાડયો.

૪૯ જે વખતમાં ગિરનારનાં તખ્તઉપર આ નોંઘણરાજા હતો, તે વખતમાં સૌરાષ્ટ્રમાં કંઈ દુકાળ પડ્યાથી તમામ આહેરો પોતાનો માલ (ઢોરાં) સહિત સિંધમાં જઈ ત્યાં નેશ બાંધી રહ્યા હતા. અહીં આહેરોના નેશમાં એક દિવસ ત્યાંનો રાજા હમીરસુમરો ફરતો ફરતો આવી નિસર્યો, અને ત્યાંહાં તેને દેવાઈતની દીકરી જેસલ જે ઘણી ખુબસુરત હતી તે જોવામાં આવી. રાજાનું મન તેને પોતાનાં ઘરમાં રાખવા લલચાયું, તેથી તેણે દેવાઈત પાસે તેનું માગું કર્યું. દેવાઈતે કેટલાંક બાહાનાં કહાડી ના પાડી, પણ રાજા સમજ્યો નહીં. તેણે કહ્યું જે નહિ દેતો જોરાવરીથી લઈશ. દેવાઈતે તે વાત જેસલને કહી. જેસલ જે ઘણી ડાહી હતી, તેણે પોતાના બાપને કહ્યું કે, આપણે હમીરને કાંઇએક વાયદો કરી તે દરમિયાંન નોંઘણને લખિયે; જોઈએ તે શું મદદ કરેછે ? દેવાઈતે હમીરને અમુક મુદતનો વાયદો કર્યો. તે હમીરે કબુલ કર્યું. પછી જેસલે ગિરનારનો રાજા નોંઘણ જે બાળકપણમાં પોતાનીસાથે ઊછરેલો હતો અને જેને તેણે પોતાનો ભાઈ કરી માન્યો હતો, તેને આ આફતની વખતે રક્ષણસાર આવવા નીચે પ્રમાણે કાગળ લખી ચુપકીથી રવાને કર્યો.

### સોરઠો.

(ગામઠીયા લોકોની ભાષામાં)

* તું નુતે જે ન હોય, તે તું હુતે હુઈ;

તું વીર વસાસી જોય, નોંઘણ નવસરઠના ધણી. ૧.

નોંઘણે જ્યારે પોતાની માનેલી બેહેન વિશે ઉપર મુજબ કાગળ વાંચ્યો, ત્યારે તેને ઘણો અફસોસ થયો, અને તુરતજ તે મોટું લશ્કર લઈ

* જે તું ન હોય ત્યારે પણ ન થાય તે તું છે ને થાયછે. વીરા જરા વિચારી જે. હે નોંઘણ નવ સરઠના ધણી.

સિંધ તરફ રવાના થયો. જેસલનાં રક્ષણને અર્થે ગિરનારનો રાજા મોટું લશ્કર લઈ આવ્યો છે, એવું જ્યારે હમીરસુમરાયે જાણ્યું, ત્યારે તેણે પણ લશ્કર તૈયાર કર્યું, અને નોંઘણના લશ્કરની જોડે આવી મુકામ કર્યો. બન્ને લસ્કર વચ્ચે ઘણી લઢાઈ ચાલી, તેમાં સિંધના રાજાની હાર થઈ અને નોંઘણ પોતાની માનેલી બેહેન જેસલને લેડી પાછો સૌરાષ્ટ્રમાં આવ્યો. ઘેર આવ્યા પછી તેણે બોડીદરના દેવાઈતને પચ્ચીસ ગામનો ગિરાસ આપી પટેલ બનાવ્યો. બીજા કામળિયા આહેરો જેઓએ જેસલને પોતાના ઘરમાં સંઘરી હતી, તેઓને નોંઘણે સૌરાષ્ટ્રમાં પોતા ભેળા લાવી ગામ-ગિરાસ આપી તેઓને પોતાના રાજમાં રાખ્યા. નોંઘણની ફોજ ઘણું કરી આહીર લોકોનીજ હતી. બરડાના મેર જેમ અસલથી જેઠવા લોકોને વળગી રહ્યા છે, તેમ આહેરો ગિરનારના રાજાને વળગી રહ્યા જણાય છે. આ વખતમાં ભાદરની દક્ષિણ પ્રાંતમાં ઘણી ખરી આ આહેર લોકોની વસતી હતી. બાબરિયાવાડમાં હજી બાબરિયા લોકો થાન કંકેરણું છોડી આવ્યા ન હતા, તેથી તે ભાગમાં પણ ઘણાખરા આહેર ગિરાસિયા હતા.

૫૦ નોંઘણને ભાટ લોકો નવ સોરઠનો ધણી કરી વખાણે છે, તોપણ આખો સૌરાષ્ટ્ર તેની હકુમત તળે હોય, એ શક ભરેલું છે. ઉત્તર સૌરાષ્ટ્રમાં જેઠવા લોકોનું આ વખતે એક મોટું સંસ્થાન હતું, જેની હદ પૂર્વમાં છેક મચ્છુ નદી સુધી હતી. પૂર્વ તરફના વાલાક અને પંચાળ પરગણાંમાં ઘણું કરી પાટણરાજાની હકુમત હતી. રાસમાળામાં લખે છે કે, વાલાક પરગણાંમાં સિહોરનો કસબો મૂળરાજે પોતાની આખર-અવસ્થાની વખતે સિધપુરમાં બ્રાહ્મણોને કૃષ્ણાર્પણ આપ્યો હતો, અને પંચાળનો રાજા તેની દરબારમાં ગાયો અને ગુલામોનાં નજરાણાં લઈ આવ્યો હતો. સોમનાથની આસપાસના પ્રભાસ કિનારાનાં પરગણાં પણ તે વખત અણહિલવાડના સરકારની ખાલસા હકુમત તળે હતાં.

૫૧. સૌરાષ્ટ્રની બે જુની જાતિ જેઠવા અને વાળા લોકોમાં સાતમી સદીથી તે મૂળરાજના વખત સુધી કેટલા રાજા થયા, તેઓએ શું પરાક્રમ કીધાં ? આ વખતમાં તેઓને પોતાના પડોસી અણહિલવાડના અને ગિરનારનાં બે જોરાવર રાજ્યો સાથે શી રીતનો સંબંધ હતો ? એવિશે

કાંઈજ જાણ્યામાં નથી. ભાટ લોકોએ રાજાઓનાં નામની લાંબી લાંખી ટીપો આપી તેઓ વિશે કેટલુંએક જુઠું અને બડાઈભરેલું લખી એવી તો ગરબડ કરી મુકીછે કે, આવા વૃત્તાંતથી નકામાં પાનાં ભરી વાંચનારને કંટાળો આપવો, એ હું દુરસ્ત ધારતો નથી.

પર નોંધણપછી વામનસ્થળીનાં તખ્તઉપર એ વંશનો મંડળીક નામનો રાજા થયો જણાય છે. આ રાજાના વખતમાં સુલતાન મહંમૂદ ગિજનવીએ ઈ૦ સ૦ ૧૦૨૪ માં સોમનાથ ઉપર આવવા હિંદુસ્તાનમાં બારમી સવારી કરી. મૂર્ત્તિપૂજકોનું ખંડન કરવા પોતાના દીનની ખાતર આ વખત હજારો મુસલમાન ખુશિથી તેમની ભેળા આવ્યા હતા. આ મોટાં લશ્કરથી એક મહિને સુલતાન ગિજનીથી મુલતાન આવ્યો. ત્યાંથી મોટું રેતીનું મેદાન ઓળંગી અજમેર આવ્યો. આ શેહેર તેમણે તાબે કરી ત્યાંથી ઉપડી આબુના પાહાડોની પડએને પડખે કુચ કરતાં આખર તે કેટલેક દહાડે ગુજરાતનાં મેદાનમાં અણહિલવાડપાટણ આગળ આવી પોંહોંચ્યો. આ વખત પાટણનાં તખ્તઉપર ચામુંડ* રાજા હતો. તેનું ચિત તે વખત પાણીનાં જળાશયો બંધાવવા અને બાગબગીચા કરવામાં ગુથાયલું હતું. આવા જોરાવર દુશ્મનનું અચાનક આવવું જોઈ તે પોતાના જમીદારોનું લશ્કર ભેળું કરી શકયો નહીં. ચામુંડે પોતાનાં વિસ્તીર્ણ રાજ્યનું આવા દુશમનની સામે રક્ષણ કરવાનું જ્યારે પોતામાં સામર્થ્ય ન દીઠું, ત્યારે તે નાહાસી ગયો, અને અણહિલવાડ શેહેર વિનાં અટકાવે મુસલમાન લોકોને તાબે થયું. મહમૂદની મતલબ આ વખત રાજ્ય લેવાની નહતી. આ સવારી માત્ર હિંદુઓનાં દેવાલયોનો નાશ કરવાસારૂ કરી હતી, તેથી તેણે એકદમ અણહિલવાડ છોડી દેવપાટણ અગર પ્રભાસપાટણ તરફ કુચ કરી. દેવપાટણનો કિલ્લો સમુદ્રની ખાડીના એક સમુદ્રમાં નિકળતા જમીનના છેડાઊપર ઘણો મજબુત બાંધેલો હતો. કિલ્લામાં તેના નૈર્ઋત કોણમાં એક ઉંચા નિકળતા ખડક ઊપર નામીચું સોમેશ્વરનું દેવળ હતું. જે દેવળનાં ખંડેરમાં આજ પણ

* મુસલમાન તવારિખવાળા ચામુંડ રાજાને મહમૂદની વખત ઈ. સ. ૧૦૨૪_૨૫ માં હતો એવું લખેછે, ને હિંદુઓ ઈ. સ. ૧૦૨૨ ની પેહેલાં થયલો કહેછે. આ તફાવતનું કોઈ પણ રીતે સમાધાન થઈ શકતું નથી.

તેના પ્રાચીન દબદબા અને હિંદુઓનાં શિલ્પશાસ્ત્રમાં શ્રેષ્ઠપણાંની નિશા નીઓ રેહેલી જોવામાં આવે છે. મહમૂદે કિલ્લાપાસે આવી પોતાનો મુકામ કર્યો. તે જુએ છે તો ત્યાંહાં ઘણા હિંદુઓ પોતાનાં દેવળનું રક્ષણ કરવા ભેગા થયા હતા. મહમૂદે તે ઉપર પેહેલો હુમલો કર્યો, તે વખત હિંદુઓના જોરાડે તેનું ફાવ્યું નહીં. પછી સહવારે પેગંબરનાં નિશાન પછવાડે તમામ મુસલમાનોએ એક વિચારથી મરણિયા થઈ બીજો હુમલો કર્યો, ત્યારે હિંદુઓ જરા નાહિંમત થયા, અને મુસલમાનો કિલ્લાઉપર સીડીઓ મુકી ચડવા લાગ્યા. તેવામાં રજપુતોએ પાછું પોતાનું જોર એકઠું કરી મુસલમાનોને હાંકી કાઢ્યા. બીજે દહાડે ફરી મુસલમાનો તૈયારી કરી કિલ્લાપાસે આવ્યા પણ અંદરના જોરઆગળ તેઓની મેહેનત બર આવી નહીં. અને પેહેલા હુમલા કરતાં વધારે હાર ખાઈ પાછા વળ્યા. ત્રીજે દહાડે આડખાપડખાના રાજાઓ જે સોમનાથનાં રક્ષણને અર્થે એકઠા થયા હતા, તેઓએ મહમૂદની છાવણી સામે લડવાનો ઈરાદો કર્યો. આ વિચારથી મુસલમાનોએ પોતાનો ઘેરો ઉઠાવ્યો, અને લશ્કરની એક ટુકડીને કિલેદારોનો અટકાવ કરવાનું સોંપી બાકીનાં લશ્કરે દુશમાનોને લડાઈ કરવાનો તાકડો આપવા દુર જઈ છાવણી કરી. લડાઈ ઘણાં જોરથી ચાલતી હતી, તેવામાં ચામુંડનો દીકરો વલ્લભસેન અને તેના ભાઇ નાગરાજનો દીકરો ભીમ મોટાં લશ્કર સહિત આવી પોંહોંચ્યા. આ જોઈ મુસલમાન લોકોની હિંમત તુટી. મહમૂદ પોતાનું લશ્કર ગભરાતું જોઈ ઘોડાઉપરથી નીચે ઉતર્યો અને નિમાજ પડી તેણે ખુદાની મદદ માંગી. પછી મહમૂદ ઘોડાઉપર સ્વાર થઇ પોતાનાં લશ્કરને દુશમન ઉપર લઈ ગયો. તે વખત હિંદુઓની આડ તુટી અને તેમનું લશ્કર વિખરાવા લાગ્યું. પાંચ હજાર હિંદુઓ તે જગે મરણ પામ્યા. કિલ્લેદારોમાંથી અણહિલવાડના રાજાનું નિશાનપડેલું જોઈ, ચાર હજાર માણસ કિલ્લાનું રક્ષણ કરવું મુકી દઈ સમુદ્રને માર્ગે નાહાસી ગયા. મહમૂદ પોતાની ફતેહ થયા પછી કિલ્લાઉપર અને દરવાજા ઉપર પોતાનાં થાણાં બેસાડી પોતાના છોકરા અને અમીરોને લઈ સોમનાથનાં મંદિરમાં પેઠો. વિચિત્ર કોતરણીથી અને ઉમદા જવાહિરોથી જડિત સોમનાથનું મોટા દબદબા ભરેલું દેવળ તેમના જોવામાં આવ્યું. સોનાની સાંકળે લટકતા દિવાથી પ્રકાશિત મહાદેવનાં મંદિરમાં

જ્યાં સોમેશ્વરની મૂર્ત્તિ હતી, ત્યાં મહમૂદ પેઠો. સોમનાથનું લિંગ નવ ફીટ ઊંચુ અને છ ફીટ જમીનમાં ડાટેલું હતું, તેના મહમૂદે કડકા કરવા માંડ્યા, ત્યારે બ્રાહ્મણોએ આવી વિનંતિ કરવા માંડી કે, એ મૂર્ત્તિ ન ભાગો તો અમે તમને ઘણું દ્રવ્ય આપિયે. તે વખતે મહમૂદનું મન જરા લલચાયું, પણ પછવાડેથી તેણે પોતાના અમીરોની સલાહ લઈ જરા વિચાર કરી કહ્યું કે હું મૂર્ત્તિ વેચવાને બદલે તેનો નાશ કરવાની કીર્ત્તિને વધારે ચાહું છું. મહમૂદે મૂર્ત્તિ ભાગી તે વખત તેના જે કડકા થયા, તેમાંથી એક કડકો તેણે પાટણની જાહેર મસજીદનાં પગથિયાંમાં જડ્યો, એક કડકો ગિજનીમાં પોતાની કચેરીનાં પગથિયાંમાં ચણાવ્યો, અને બાકીના મક્કે મદીને મોકલી દિધા. મૂર્ત્તિ ભાગ્યા પછી તેની નીચેથી મુસલમાનોને ઘણું દ્રવ્ય મળ્યું. મુસલમાન તવારીખ કર્ત્તા લખે છે કે, આ દેવળનો ઘણોજ દબદબો હતો. ઘણા તાયફા અને ગવૈયાઓ નિત્ય ગાયન કરતા હતા અને દરરોજ દેવને ગંગાજળે સ્નાન કરાવતા હતા. દેવળનો ઘંટ સોનાની સાંકળે બાંધેલો હતો. ઘણું કરી આ દેવના બધા હિંદુઓ ભક્ત હતા, અને હિંદુરાજાઓ તરફથી ઘણાં ગામો દેવળનાં ખરચમાટે શિવાર્પણતરીક આપ્યાં હતાં.

ફ-ના-ર ।

૫૩ સોમનાથની ફતેહ કર્યા પછી મહમૂદે અણહિલવાડના ભીમદેવ ઊપર જવા તૈયારી કરી. ભીમદેવ જેણે સોમનાથનાં રક્ષણમાટે ઘણી બાહાદુરી કરી, એક વખત ત્રણ હજાર મુસલમાનોને કાપી નાખ્યા હતા, તે આંહિથી ૪૦ લીગ ( ૧૨૦ માઈલ ) ગંડોબા (ગણદેવી ?) ના કિલ્લામાં ભરાઈ બેઠો હતો. ત્યાંહાં મુસલમાનોએ જઈ કિલ્લાને ઘેરો ઘાલ્યો. કિલ્લાને ફરતી પાણીની ખાહી હતી, તેથી પ્રથમ તો મુસલમાનોનું ફાવ્યું નહીં, પણ મહમૂદે જ્યારે પોતાના દીનઊપર અકીન રાખી પાણીના ઓટ વખત સલામતીથી ઊતરી સામે જઈ હુમલો કર્યો, તે વખત ભીમદેવ નાહાસી ગયો, પણ તેનાં બૈરાં છોકરાં અને ઘણી લુંટ મુસલમાનોના હાથમાં આવી.

થી ફ-ર ।

૫૪ સુલતાન આંહિથી અણહિલવાડ જઈ ચોમાસું ત્યાંહાં રહ્યો. આહિંની આબ હવા તેને ઘણી પસંદ પડ્યાથી ગિજનીનું રાજ્ય પોતાના દીકરા મસાઊદને સોંપી પોતે હમેશાં અણહિલવાડમાં રહેવાનો ઠરાવ કીધો. પણ તેના અમીરોની સલાહથી પાછું તેણે પોતાનાં વતનમાં જવા

કબુલ કર્યું. જતી વખત અણહિલવાડ પાટણનું રાજ્ય કોને સોંપવું ! દુ-
લ્લભસેનને કે વલ્લભસેનને તે સંબંધી વિચાર થયો. છેવટ બાદશાહે ગુજ-
રાતના તખ્ત ઉપર દુલ્લભસેનને બેસાડી કાબુલ અને ખોરાસાન પ્રમાણે
ખંડણી ઠરાવી ગિજની જવા તૈયારી કરી. તે વખત દુલ્લભસેને અરજ
કરી કે વલ્લભસેન મારી ઉપર હુમલો કરશે માટે રક્ષણ સારૂ લશ્કર આપવું
જોઈયે. તે ઉપર મહમૂદે વલ્લભસેનનો પરાજય કરી તેને પકડી કેદ કરી
દુલ્લભસેનની સલાહથી ગિજની લઈ જવા ઠરાવ કર્યો. વલ્લભસેનને લઈ
બાદશાહ ગિજની તરફ જતો હતો તેની પાછળ ભીમદેવ અને અજમેરના
વિસલદેવે જઈ તેનાં લશ્કરને ઘણુંજ દુઃખ દીધું હતું. દિવાન રણછોડ-
જી લખે છે કે, આ વખત ગિરનારનો મંડળિક પણ સોમનાથના રક્ષણ-
માં અને મુસલમાનો પછવાડે થયેલા હિંદુઓમાં હતો. મુસલમાન તવા-
રીખવાળા લખે છે કે, મહમૂદે ગુજરાતનું રાજ્ય આ વખત ડાબસલી-
મને સોંપ્યું હતું. આ ડાબસલીમ અને હિંદુઓનો દુલ્લભસેન ઘણુંક-
રીને એક જણાય છે.

૫૫ અણહિલવાડના રાજાઓના વૃત્તાંત ઉપરથી જણાયછે કે,
સુલતાન મહમૂદનું લશ્કર ગુજરાતમાંથી ગયું કે તુરતજ *ભીમદેવે ગુજ-
રાતનું રાજ્ય પોતાનાં સ્વાધીનમાં લીધું હતું. રાસમાળામાં કહે છે કે,
ભીમદેવના વખતમાં સોરાઠનો રાજા તેની સામો ન થતાં ખંડણી આપવી
કબુલ કરી તાબે થયો હતો.

૫૬ દિવાન રણછોડજી લખે છે કે, ગિરનારના તખ્તઉપર મંડલીક પ-
છી આલગસિંહ, ધનેશ અને નોંઘણ એ રીતે એક પછી એક રાજા થયા
હતા. આ રાજાઓવિષે તેઓનાં લુખાં નામો શિવાય કાંઈજ જાણ્યા-
માં નથી. નોંઘણ ગાદી ઉપર બેઠો તે વખત અણહિલવાડમાં ભીમદેવ
પછીનો કરણ રાજા હતો.

૫૭ કરણ રાજાએ ઈ૦ સ૦ ૧૦૭૨ થી તે ૧૦૯૪ સુધી રાજ્ય કર્યું,
તેટલામાં તેણે ભીલ અને કોળી લોકો જે કછના નાહના રણના પૂર્વભા-

---

* ભીમદેવ ઈ. સ. ૧૦૨૨ થી ૧૦૭૨ સુધી અણહિલવાડના તખ્ત ઉપર રહયો. તે
વેળા ગીરનારના તખ્ત ઉપર મંડલીક, આલગ, અને ધનેશ, એ ત્રણ રાજા થયા.

ગથી તે સાબરમતી સુધી જોરાવર હતા, તેઓનો પરાજય કરી તેનું જોર નરમ પાડ્યું. આ મૂળ રેહેવાશી લોકોનુ જોર ભાંગવાના પ્રયત્નમાં કરણ પેહેલો રાજા ગણાય છે. સૌરાષ્ટ્રના પૂર્વનાં ભાલ અને તેને લગતાં પ્રગણાં તેણે આજ વખત ત્યાંહાંના જુના માલિક ભીલ કોળી લોકો પાશેથી છોડાવી તાબે કરચાં જણાયછે. કરણ રાજાએ ગિરનાર ઉપર એક દેવલ બંધાવ્યું છે તે આજ પણ તેના નામ ઉપરથી કરણવિહાર કેહેવાય છે. પાટડીમાં ઝાલા લોકોની સ્થાપના પણ આજ રાજાના વખતમાં થઈ છે.

૫૮ *ઝાલા રજપૂત જેઓ અશલ મકવાણા નામે ઓલખાતા હતા, તેઓ પ્રથમ કછમાં કરંતીઘઢ અગર કેરાકોટમાં રેહેતા. આ મકવા-

---

* ઝાલાઓના મૂળપુરૂષ હરપાળને ભાટ લોકો અણહિલવાડના છેલા રાજા કરણ ઘેલારાના વખતમાં થયો કેહેછે. સોરઠ અને ગુજરાતના ઘણા લોકોનો પણ એમ મતછે, તથાપી હરપાળ કાંઈ તે વખતે થયો નથી. ઘણાં કારણોથી સાબીત થાયછે કે તે સિધ્ધરાજના બાપ કરણ સોલંકીના વખતમાં હતો. હરપાલના દાદા વિહાસને ભાટલોકો સિંધના હમીર સુંમરાના વખતમાં હતો કેહેછે. એ હમીર ઘણું કરી મૂળરાજના વખતમાં હતો. કેમકે મૂળરાજના વખતના નોંઘણને જેસલસારૂં કરી તેસાથે યુધ્ધ થયું હતું. માટે વિહાસના દીકરાનો દીકરો હરપાળ, મૂળરાજથી ચોથા રાજા કરણ સોલંકીના વખતમાંજ થવો જોઈયે. હરપાળ અને બાબરાભૂત વચ્ચે ભાટ લોકો લઢાઈ થઈ હતી લખેછે એઉપરથી પણ હરપાળ આ કરણના વખતમાં હતો એમ કેહેવા કારણ છે. જ્યારે કરણના દીકરા સિધ્ધરાજે ગિરનાર ઉપર સવારી કરી ત્યારે ભાટ લોકો કેહેછે કે એ બાબરો ભેળો હતો. ઝાલાવાડના કેટલાંએક જળાશયો અને કીલ્લા સિધ્ધરાજે બાબરાની સરદારી તળેનાં ભુતોની મદદથી બંધાવ્યાં કેહેવાયછે. આ ભુતલોકો ઘણું કરી ગુજરાતના ભીલ જેવા બરબર જાતીના લોકો હશે, જેના મુખીને ભાટ લોકો બાબરોભુત કરી લખેછે.

રાશમાળામાં કરણ વાઘેલાને ઈ. સ. ૧૨૯૬ માં અલાઉદીનની ફોજે જીત્યો લખેછે અને ઝાલા લોકો પોતાની વંશાવળીમાં હરપાળથી ઓગણીશમાં પુરૂષને ઈ. સ. ૧૩૭૦ માં પાટડી છોડી કુવે આવ્યા લખેછે. આ ઓગણીશ રાજા માટે ઓછામાં ઓછા ત્રણસેહે વર્ષ ગણીયેંતો પેહેલો પુરૂષ હરપાળ ઈ. સ. ૧૦૭૦ માં થવો જોઈયે. એવખત સિધ્ધરાજના બાપ કરણ સોલંકીના વખત સાથે બરાબર મળતો આવેછે.

પૃથિરાજ ચોહાણની લડાઈમાં ચંદ બારોટ પાટણના ભીમની સાથે ઝાલા રજપુત ગયા એમ લખેછે. આ ઉપરથી જણાયછે કે ઝાલા લોકો આ દેશમાં કરણ ઘેલારાની પેહેલાં પણ હતા. કરણ ઘેલારાના વખત પેહેલાં આ દેશમાં ઝાલા લોકો હતા તે વિશે બીજું પ્રમાણ એ છે કે, ભાટ લોકો ભાલપરગણું હરપાળે પોતાનાં રાજ્ય-

ણા રાજાઓમાં કેટલીએક પેહેડીએ વિહાસ નામનો રાજા થયો. જેના વખતમાં ગુજરાતનું રાજ્ય સોલંકી લોકોના તાબામાં હતું. ભાટલોકો કેહેછે કે, જ્યારે વિહાસ મરવા તૈયાર થયો ત્યારે તેનો જીવ કેમે કરી છુટતો ન હતો, ત્યારે તેના દીકરા કેસરે પુછ્યું, બાપા, તમારો જીવ કેમ છુટતો નથી ? વિહાસે કહ્યું સમૈયા (સમીનગર) નામનાં શેહેરમાં મારો શત્રુ હમીરસુમરો રાજ્ય કરેછે, તેના તબેલામાં ઉછરેલા પર૫ ઘોડા લાવી મારાં તેરમાંને દહાડે ભાટ લોકોને દાનમાં આપવાનું પાણી આપેતો માહારો જીવ મુક્ત થાય. વિહાસના ભાઈ ભત્રીજા સર્વ પાસે ઊભા હતા, તેમાંથી કોઈએ જવાબ આપ્યો નહીં. ત્યારે કેસર બાળક હતો તોપણ તેણે આગળ આવી પોતાના બાપના હાથમાં પાણી આપ્યું અને કહ્યું કે, બાપા, હું તમારો હુકમ બજાવીશ. તે સાંભળતાં વારનેજ વિહાસ દેવલોક પામ્યો. તેરમાંનેજ દહાડે કેસરે સોગ ઊતારી પોતાના સગાંઓને પોતાભેળા સમીયું આવવા તેડાવ્યા, ત્યારે કેટલાક તો બોલી ઊઠ્યા કે, કોઈ તાહારી સાથે મરવાં નહીં આવે. કેસર તેની કાંઈપણ દરકાર નહીં કરતાં પોતાના કીસ્મત ઉપર ભરોસો રાખી એક મ્હોટું પચાશ સેરનું ભાલું અને તીરકામઠું લઈ ઘોડા ઉપર સ્વાર થઈ સમીયું (સમીનગર) તરફ ગયો. સમીનગરથી હમીરના ઘોડા લાવી ભાટ લોકોને દાનમાં આપી તેણે પોતાનું વચન પાળ્યું. ભાટ લોકો કેહેછે કે તે એટલો ન્હાનો હતો કે તેનાં હથીયારો ગોઠણ નીચે લટકતાં હતાં.

કેટલાક દીવસ પછી કેસરે જોશીને તેડાવી પુછ્યું કે મારું આયુષ્ય કેટલું છે ? જોશીએ જન્મોતરી જોઈ કહ્યું કે તમારું મોત ટુંકમુદતમાં છે. ત્યારે કેસરે વિચાર્યું કે જો હું ઘરને ખુણે મરીશ તો કોઈ જાણશે નહીં,

---

માંથી વાઘેલાઓને પાછું કાપડામાં આપ્યું હતું એમ કહેછે. હવે જો વાઘેલાને ભાલનું પરગણું આપનાર હરપાલ કરણવાઘેલાના વખતમાં થયો તો કુમારપાલ અને ભીમના વખતમાં આ ભાગમાં વાઘેલા ગરાશિયા હતા લખેછે તે કેમ સંભવે ? આ સર્વ ઉપરથી કેહેવાની જરૂર પડેછે કે, આલાનો મૂળપુરૂષ હરપાલ ઘેલારા કરણના વખતમાં નહીં, પણ સિદ્ધરાજના બાપ કરણ સોલંકીના વખતમાં હતો. કરણઘેલારાના વખતમાં ભાટ લોકો ઠરાવેછે એ તેઓની ભુલ છે. કરણ ઘેલારાએ થોડાં વર્ષ રાજ્ય કર્યું તેમાં ૧૮૦૦ ગામનું પરગણું પાટણની પાડોસમાં આલાઓને મળ્યું હોયતો પાટણનો જીતનાર અલ્લાઊદીન પોતાની જીતની વખત આવડુંમોટું રાજ્ય તેઓના તાબામાં હરગીજ રેહેવા નદે.

પણ લડાઈમાં મરીશ તો મારૂં નામ પ્રસિદ્ધ થશે. એવું વિચારી તે પાછો સમીનગર ગયો, અને મૈની નદીપર હમીરનાં સાતસેં ઊંટ ચરતાં હતાં તે કરંતીઘઢ હાંકી લાવી તેણે ભાટ લોકોને દાનમાં આપ્યાં. તો પણ હજી સમીનગરથી હમીરનું લશ્કર ચઢ્યું નહીં. પછી કેસરે સિંધમાં ત્રીજો ફેરો કર્યો. સમીનગર તે ગયો તે દીવસ ત્યાંહાં દસેરાનો દહાડો હતો, તેથી હમીરની વહુ દીકરીઓ વિગેરે જૈરાં ગાંડીમાં બેસી સેહેલ સારૂ વાડીમાં જવા બ્હાર નીસર્યાં હતાં, તેવામાં કેસરે જઈ તેઓમાંથી ૫૨૫ સુમરીઓ પકડીને પોતાનીસાથે કરંતીઘઢ લાવ્યો. ત્યારે હમીરે પોતાના કારભારીને કરંતીઘઢ મોકલી કહાવ્યું કે, એ હમીરની વહુ દીકરીઓ છે, માટે તમને લાએક છે કે જેમ બાપ દીકરીને ઘેરથી વળાવે તેમ નજરાણા સહિત તમારે પાછી વિદાય કરવી. કેસર હસીને બોલ્યો કે પોતાની મિલકત કોઈ આપે નહીં; એ જૈરીઓ તો હમારી વહુઆરૂઓ છે. એવો જવાબ લઈ કારભારી સમીનગર તરફ પાછો ગયો. દરમીઆન કેસરે કરંતીઘઢમાં જેટલા પોતાના સગા હતા તેટલાને તેડાવી દરેકને અક્કેકી સુમરી આપી અને ચાર પોતે રાખી, પોતાના જનાનખાનાંમાં વધારો કર્યો. હમીરને ને કેસરને આ બાબત દસ બાર વર્ષસુધી તકરાર ચાલી,તેટલામાં કેસર અને તેના ભાઈઓને સુમરીઓનાં પેટનાં અઢાર છોકરાં થયાં. આખેર હમીરે કહેવડાવ્યું કે હું તાહારી સાથે લડવા આવું પણ કરંતીઘઢની જમીન ખારવાળી છે ત્યાંહાં મારાં લશ્કરને ખાવાનું શું મળે ! કેસરે જવાબ લખ્યો કે હું ત્હારા લશ્કર સારૂ ૧૦૦૦ વિંઘા જમીનમાં ઘઉં વવરાવીશ. પછી હમીર લશ્કર લઈ કરંતીઘઢ આવ્યો. લડાઈ થઈ તેમાં ઘણા રજપુતો મરણ પામ્યા. કેસર પોતાના ભાઈ ભત્રીજા અને દીકરાઓ સહિત મરણ પામ્યો. માત્ર તેનો એક દીકરો હરપાળ બચ્યો. કરંતીઘઢનો નાશ થયો અને સુમરીઓ પોતાના ધણીની સાથે બળી મુઈ. હરપાળ નાસીને અણહિલવાડ પાટણ આવ્યો. ત્યાંહાં તેનો મસિઆઈ ભાઈ કરણ સોલંકી નામે રાજા રાજ કરતો હતો. કરણે હરપાળને પોતાના રાજ્યમાં સારી રીતે રાખ્યો. ભાટ લોકો કહેછે કે, હરપાળનું ભાલુ પણ તેના બાપના જેવુંજ ભારે હતું. વળી તેઓ કહેછે કે આ વખત રાજા કરણને બાબરા ભૂતની ઘણી પીડા હતી. બાબરો કરણની જૈરી ઝાં-

ઝમેર તળાજાના વાળા કુટુંબની કુલદેવીને રાખી બેઠો હતો. હરપાળે બાબરાસાથે લડાઈ કરી તેને ચોટલે ઝાલી પકડ્યો અને સમ ખવરાવ્યા કે, હવેથી પાટણને હું કાંઈ પણ ઈજા નહીં કરૂં. આ વખત તેણે બીજું પણ કબુલ કરાવી લીધું કે દુખની વખત કામ પડે ત્યારે આવી હાજર થવું. તે બાબરાએ કબુલ કીધું. હરપાળને આવીજ એક બીજી લડાઈ શક્તિ દેવી સાથે થઈ હતી, જેને જીતી તેણે પોતાની બૈરી કરી રાખી હતી.

એકવાર રાજા કરણ પોતાની કચેરીમાં બેઠો હતો, ત્યારે તેણે હરપાળ મકવાણાને તેડાવ્યો અને કહ્યું કે તાહારી ચાકરીને પેટે તું કાંઈ ઈનામ માગ. તેણે જવાબ દીધો કે એક રાતમાં જેટલાં ગામને તોરણ બાંધી શકું તેટલાં ગામો આપો. કરણે તે વાત કબુલ કરી દસ્તાવેજ કરી આપ્યું. હરપાળે ઘેર આવી શક્તિ દેવી આગળ વાત કરી. શક્તિ દેવીએ તે ગામોને તોરણ બાંધવાનું કામ પોતાને માથે લીધું. પછી તેણે બાબરા ભુતને તેડાવ્યો. તે પણ પોતાના લશ્કર સહિત આવી હાજર થયો. શક્તિદેવી અને બાબરો પોતાનાં ભુતનાં સૈન્યથી રાતના નવવાગતે નિકલ્યાં તે તેઓએ પેહેલું તોરણ પાટડીને બાંધ્યું અને પછી તે તળેનાં છસેં ગામોને તોરણ બાંધ્યાં. પાછલી રાતના ચાર વાગતે ૧૮૦૦ ગામને તોરણ બાંધી સર્વ પાછાં આવ્યાં. પછી સવારે રાજાએ સાંઢણીપર બેસાડી પોતાના કારભારીને જોવા મોકલ્યો કે મકવાણાઓએ કેટલાં ગામ લીધાં. કારભારીએ આવી ૧૮૦૦ ગામની લીસ્ટ આપી. તે બક્ષીસ કરણે બહાલ રાખી તેની સનદ કરી આપી. રાજા કરણ બપોરની વખતે જ્યારે જનાનખાનામાં ગયો, ત્યારે રાણીએ તેને મહા દિલગીરીમાં જોઈ તેનું કારણ પુછ્યું. કરણે કહ્યું કે હરપાળે આ રીતે ૧૮૦૦ ગામ લીધાં. તે સાંભળી રાણી હરપાળને ત્યાંહાં ગાડી જોડાવી ગઈ, જે હરપાળને તેણીએ પોતાનો ભાઈ કરી માન્યો હતો. હરપાળ તે વખત પોતાના ઘરનાં બારણામાં ઊભો હતો. તેણે રાણીને આવતી જોઈ પુછ્યું કે, બેહેન કેમ આવ્યાં। ત્યારે રાણીએ જવાબ દીધો કે પસલી લેવા. ત્યારે હરપાળે તેને

*૫૦૦ ગાંમનું ભાલ પરગણું કાપડામાં આપ્યું. ભાટ લોકો બાબરા ભુતવિશે કેટલીક ચમત્કારિક વાતો કહેછે, તેમાની એક કથા એ છે કે, જ્યારે બાબરે હરપાળને વચન આપ્યું હતું કે કામ પડે હું આવી હાજર થઈશ તે વખત એ પણ સરત કરી હતી કે, કામ પુરૂં થઈ રેહેશે ત્યાં હું તુને ખાઈસ. આથી હરપાળને બાબરા સારૂં કાંઈ પણ નવું કામ સોધી કાહાડવાંની હમેશાં કાળજી રેહેતી હતી. જ્યારે કાંઈ કામ ન સુજ્યું ત્યારે તેણે એક વાંસ લાવી જમીનમાં ડાટ્યો અને કહ્યું કે આ ઊપર ચડઊતર કર્યા કર. એ કામ પુરૂં થાય ત્યારે તું મને ખાજે. આ તદબીરથી હરપાળ બાબરાના ભયથી છુટો થયો. હરપાળના વંશના આજ પણ બાબરો અને શક્તિદેવીને પોતાના કુળનાં રક્ષક ગણીને હરેક દુઃખની વખતે તેઓની સહાયતા માટે પ્રાર્થના કરેછે.

હરપાળને શક્તિદેવિથકી ચાર સંતાન થયાં. તેનાં નામ શેડોજી, માંગુજી, શેખરોજી અને ઉમાદેવી ( દીકરી ). એક દિવસ શક્તિનાં છોકરાં મેહેલના ચોકમાં રમતાં હતાં, તેવામાં રાજાનો છુટલો હાથી ત્યાંહાં આવ્યો. તે છોકરાંઓને મારશે એવું જાણી શક્તિદેવિએ જ્યાંહાં બેઠી હતી ત્યાંથી લાંબો હાથ કરી તેઓને ઝાલી લીધાં તે ઊપરથી આ છોકરાઓનું નામ ઝાલા પડ્યું. કરણ રાજાને ફુળદેવી શિવાએ બીજી મિણલ દેવી નામે રાણી હતી. જેમને સિદ્ધરાજ જયસિંહ નામે દીકરો થયો.

૫૯ વિરમ ગામ પાસેનું મિણલસર તળાવ અને ધોલકા પાસેનું મીણલ તળાવ એ બે આ રાણીએ બંધાવ્યાં હતાં એમ કેહેવાયછે. મિણલ દેવીને વાળાના ભાટ ઝાંઝમેરના વાળાનાં રાજાની દીકરી કહેછે; પણ એ વાત ખોટી છે. આ રાણી કરણાટક દેશના ચંદ્રપુરના રાજા જયકેશીની દીકરી હતી. આવિશે રાસમાળામાં એક કથા છે કે, સિદ્ધરાજ જયસિંહના વખતમાં જુદા જુદા ધર્મના લોકો વચ્ચે વાદવિવાદ ચાલ તો હતો.

* કેટલાક બયાંનમાં ઝાલાઓને ૧૮૦૦ ને બદલે ૨૦૦૦ ગામનું પરગણું આપ્યું લખેછે. કેટલાએકમાં જુદીજ સંખ્યા આપેછે. માટે એમાંની કોઈ સંખ્યાઊપર ભરોસો રાખી શકાતો નથી. આ ઊપરથી ફકત એમ સમજવું કે કરણે ઝાલાના મુખીને પાટણની પશ્ચિમમાં એક મોટા ભાગનું રાજ્ય આપ્યું હતું, જેમાંથી થોડોક ભાગ પોતાની બૈરીની મારફતે કાપડાને જ્હાને તેણે તદબીરથી પાછો લીધો.

તે વખત જૈન લોકોના બે ગચ્છ ડિગંબર અને સ્વેતાંબર વચ્ચે ઘણું વેર ચાલતું હતું આ વખતે મિણલ દેવીના મોસાળના રાજ્ય કરણાટકમાંથી ડીગંબર ગચ્છનો કુમુદચંદ્ર નામે સાધુ અણહિલવાડમાં આવ્યો હતો.તેને અને સ્વેતાંબર ગચ્છના કરણાવતીના સાધુ દેવસુરી અને હેમાચાર્ય વચ્ચે તકરાર થઈ. તેમાં કેટલીક વખત મિણલદેવીએ પોતાના મોસાળના સાધુ કુમુદચંદ્રનો પક્ષ કર્યો હતો. આ ઊપરથી જણાયછે કે, તે કરણાટકના રાજાની દીકરી હતી. કરણ રાજા મુઆ પછી સિદ્ધરાજ ઈ૦સ૦ ૧૦૯૪ માં અણહિલવાડના તખ્ત ઊપર બેઠો તેની બાલ્યાવસ્થામાં રાજનો તમામ કારભાર મિણલદેવી પોતાના શામતુ અને મુંજલ નામના કારભારીઓની સાહેતાથી ચલાવતી હતી. મિણલદેવી જ્યારે સોમેશ્વરની યાત્રા કરવા આવી હતી, ત્યારે ઘણી ધામ ધુમથી સોમેશ્વરનું પૂજન કરી બીજી મોટી ભેટો સાથે તેણીએ એક સુનાની હાથીની મૂર્ત્તિ જેને તુળાપુરૂષ કરી કહેછે તે ભેટમાં આપી હતી.

૬૦ સિદ્ધરાજનાં દરબારમાં જગદેવ પરમાર નામે ભાટ લોકોનો એક ઘણો નામીચો રજપુત હતો, જેની સાથે સિદ્ધરાજને ઘણીજ મિત્રાચારી હતી. ભાટ લોકો કહેછે કે, આ બન્ને જણ કચ્છના લાખા ફુલાણીની દીકરીઓ જોડે પરણ્યા હતા. લાખા ફુલાણીને ગ્રહરિપુની લઢાઈમાં મૂળરાજે મારયો એ આપણે આગળ કહ્યું છે. માટે એ લાખાની દિકરી શિદ્ધરાજ પરણ્યાં એ કદી સંભવે નહીં ઘણું કરીને ફુલાણીના વંશનો પુરાજી પછી થયેલો બીજો લાખો હશે. મશુમી સિંધની તવારીખમાં પીથુના દીકરાના દીકરા દોદાસુમરાના વખતમાં એક લાખો હતો એમ લખેછે. એ લાખો વખતે સિદ્ધરાજ અને જગદેવનો સસરો હોય તો કોણ જાણે. આ લાખાવિશે જાડેજાનાં ભાટ લખેછે કે, જ્યારે લાખાફુલણીના વંશના છેલ્લા રાજા પુરાજીના વંશમાં કાંઈ ન રહ્યું,ત્યારે તેની સ્ત્રીએ પોતાના ભિત્રાઈ જાડાના દીકરા લાખાને પોતાનો દત્તક લીધો હતો જે ઊપરથી આ કચ્છની શાખાના લોકો સમાની* અવજી પોતાને જાડેજા કેહેવડાવવા લાગ્યા.

---

* સમાવંશનો લાખો ધોરારો જેને તેઓના ભાટ ચુડચંદ્રથી નવમી પેહેડીએ થયો કહેછે. તેને આઠ દીકરા હતા. ઓઠો, મર, વડિયાર, સાંડ, ઊનડ, ફસો, ફલ અને

૬૧ સિદ્ધરાજની બાલ્યાવસ્થામાં ગિરનારના તખ્ત ઊપર ચુડાસમા જાતિનો બીજો નોંઘણ રાજા હતો. આ રાજા ઘણોજ જોરાવર હતો. તેનું લશ્કર છેક અણહીલવાડ અને મહિનદી સુધી ફરતું હતું. તેણે પોતાના રાજ્યની સીમા છેક ધંધુકાસુધી વધારી હતી. નોંઘણને પ્રબંધ ચિંતામણી નામના ગ્રંથમાં આહેરરાણો કરી કહેછે. તેનું કારણ એમ જણાવેછે કે, તેની ફોજ ઘણું કરી આહેર લોકોની હતી. નોંઘણે એક વખત સિદ્ધરાજના તાબાના વઢવાણ અને બીજાં ગામોને ઘેરો ઘાલ્યો હતો, પણ અંતે તે હાર ખાઈ પાછો ફરયો. ભાટ લોકો આ વિશે નીચે પ્રમાણે એહેવાલ આપેછે.

---

મનઈ. તેમાંના પેહેલા ચાર દીકરા ચૌરા જાતીની સ્ત્રીના અને બીજા ચાર કનોજવાળીના પેટના હતા. એક વખત ઉનડ પોતાના ચાર ભાઈઓને લઈ શેરોગઢ (હાલનું લખપત) ગયો હતો, જ્યાંહાંનો રાજા સમીનગરની ચૌરી રાણીનો ભાઈ થતો. આંહી ઉનડને પોતાના બાપના મોતની છાની ખબર મળયાથી તે પોતાના ભાઈઓને પડતાં મુકી સમીનગર ગયો અને રાજ્યનો વારસ થયો. તેના ભાઈઓને ખબર પડયાથી તેઓ અને ઉનડવચ્ચે વેર થયું. આ વેરથી એક મિજબાનીની વખત મનેઈ વિગેરેએ, તાકડો જોઈ ઉનડને મારી નાખ્યો. ઉનડની બૈરી જે ઓખાનવાળી હતી, તે તે વખત પોતાના બાપને ત્યાં ગઈ, અને કેટલીક મુદત પછી ત્યાંનું લશ્કર લાવી તેણિએ મનેઈ વગેરે હત્યારા ભાઈઓને સિંધમાંથી હાંકી કાઢયા, જે લોકો ઉનડના મોતપછી કચ્છમાં બાર વર્ષસુધી રહયા હતા., ઉનડને મારી મનેઈએ જુલમ કર્યો તેથી મનેઈનું કેરમનેઈ નામ પડયું. કેરનો અર્થ કચ્છી ભાષામાં અતી માઠુંકામ એવો થાયછે. કેરમનેઈએ કચ્છમાં જઈ કંથકોટમાંથી કાઠીઓને કાઢી ત્યાંહાં કેરા નામે કિલ્લો બાંધ્યો. મોટા ભાઈ ઓરે જઈ કંથકોટ લીધું અને બાકીનાઓએ સોરઠની ઉત્તરમાં જઈ ત્યાંહાંના બાબરીયા, જેઠવાઓનો મુલક છીનવી લઈ ત્યાંહાં પોતાનો અમલ બેસાડયો. ઉનડનો ભાઈ મુર જે કચ્છમાં રહયો હતો, તેને સાર નામે દીકરો થયો. સારનો ફુલ અને ફુલનો લાખો થયો. લાખા ફુલાણી પછી પુરાજી થયો. સમીનગરમાં ઊનડ પછી તમાચી, સાંડ અને જાડો એ એકપછી એક રાજા થયા. જાડાને બે દીકરા હતા, લાખો અને લાખીયાર. તેમાંથી લાખાને કચ્છના પુરાજીની રાણીએ દત્તક લીધો અને લાખીયાર સમીનગરમાંજ રહયો. આ વખતથી કચ્છની શાખાવાળા પોતાને જાડેજા કેહેવડાવવા લાગ્યા,અને સિંધવાળાઓએ પોતાનું જુનું નામ સમા રાખ્યું. સિંધમાં સમીનગરમાં ઈ. સ. ૧૦૫૦ પછી સુમરા જાતિના રાજા થયા. તે પેહેલાં સમા લોકો ઊપર મુજબ નગરસમોઈના રાજા હોય એ વાત શક ભરેલી છે. કદી હોય તો તેઓએ કદાચ લાખો જ્યારથી ફુલાણીનો દત્તક થયો ત્યાંહાંસુધી રાજ્ય કર્યું હશે. એ વખતથી આ કુટુંબના બધા કચ્છમાં આવ્યા જણાયછે. જાડેજાના ભાટ તો વળી લાખા પછી થયેલા રાયદનને પેહેલવેલા કચ્છમાં આવ્યો કેહેછે.

ડું. ખેંગારના બાપ નોંઘણે એકવાર મહિકાંઠાના ઉમેટાના રાજાને હ-રાવી તેને કન્યા આપવા ફરજ પાડી. તે વખત કન્યાનો ભાઈ હંસ-રાજ *મહીરો બોલ્યો કે મારો બાપ બિહિકણ છે જે કન્યા આપેછે. પણ હું કોઈ દાહાડો જરૂર નોંઘણને મારીશ. આ વાત સાંભળી નોંઘણે હંસરા-જને મારવા નીમ લીધો. નોંઘણની જાન ઉમેટાથી આવતાં જ્યારે જસધણ નજદીક ભોંયરા ગામ આગળ આવી પોહોતી ત્યારે ત્યાંહાંનો રાજા બો-લ્યો કે, માહારો કિલ્લો બંધાયછે તે પુરો થયો હોત તો આ કન્યા હું પડા-વી લેત. તે સાંભળી નોંઘણે ભોયરાનો કિલ્લો પાડી તે રાજાને મારવાનો બીજો નીમ લીધો. પોતાના રાજ્યના સીમાડા ઉપર પંચાલમાં એક વ-ખત સિદ્ધરાજે નોંઘણને હરાવી, હથિયાર મુકાવી દાંતે તરણાં લેવડાવ્યાં હતાં, તે ઊપરથી તેણે અણહિલવાડનો દરવાજો પાડી નાખવાનો ત્રીજો નીમ લીધો. તેને ચોથો નીમ એ હતો કે સિદ્ધરાજાના ભાટના ગા-લ ચીરી નાખવા, કેમકે એ ભાટે એકવાર નોંઘણની મશ્કરી કરી હતી. આ ચાર પ્રતિજ્ઞામાંથી એક પણ પાર ન પડી એટલામાં તો તે મરવા પ-ડ્યો. મરતી વખત તેણે પોતાના દીકરાને બોલાવી કહ્યું કે તમારામાંથી જે કોઈ આ ચાર કામ પાર પાડવાનું માથે લે તે માહરા તખ્ત ઊપર બેસે. ચારમાં સહુથી મોટા દીકરા રાયઘણે ભોંયરાનો કિલ્લો તોડી ત્યાંહાંના રા-જાને મારવાનું માથે લીધું. તેથી તેને ચાર પ્રાંત મળ્યા. બીજા દીકરા શે-રસિંહે કહ્યું કે હું ઊપર કહેલાં કામની સાથે હંસરાજ મહિરાને મારીશ. તેથી તેને પણ ગરાસ મળ્યો. ત્રીજો દીકરો ચંદ્રસિંહ જે અંબાજીનો ચુડો પેરતો હતો, તેથી તેનું બીજું નામ ચુડચંદ્ર હતું, તેણે ભાટના ગા-લ ફાડવા ના કહી પણ બાકીના ત્રણે કામ પાર પાડવા કબૂલ કર્યું, એટલે તેને પણ ગરાસ મળ્યો; અને તેના વંશના ત્યારથી ચૂડાસમા કેહેવાયા. સ-વેથી ન્હાના ખેંગારે ચારે વાત માથે લીધી તેથી તે ગિરનારના તખ્તનો માલિક થયો. રાય ખેંગાર નોંઘણ પછી ક્યારે ગાદીએ બેઠો એ નક્કી જા-

* સોરઠના મહિયા લોકો પોતાની જાતનું બૈયાનામ મહિકાંઠા ઊપર રેહેતા હતા તેથી પડ્યું કહેછે. તેઓ ઘણું કરીને હંસરાજ મહિરાની જાતીના હશે; તથાપી આ જાતિ-વિશે અમને હજું કાંઇ પુરતું બ્યાન મળ્યું નથી એટલે કાંઇ નક્કી કહી શકાતું નતી.

ણ્યામાં નથી પણ તે અને સિધ્ધરાજ એકજ વખતે હતા એ વાત મશહુર છે. તેણે પેહેલી સ્વારીમાં ભોંયરાનો કિલ્લો પાડી ત્યાંહાંના રાજાને માર્યો અને બીજી સ્વારીમાં હંસરાજ મહિરાને માર્યો. ત્રીજી સ્વારીમાં તેણે પાટણ જઈ ત્યાંનો પૂર્વતરફનો દરવાજો પાડી નાખ્યો, અને ત્યાંથી આવી સિદ્ધરાજ સાથે વરાવેલી રાણકદેવડીને લાવી તેની સાથે પોતે લગ્ન કર્યાં. આ કામોથી ભાટે જ્યારે તેનાં વખાણ કર્યાં ત્યારે ખેંગારે તેનું મોહો ફાટી ગયું ત્યાંસુધી મોતીથી ભર્યું ને કહ્યું જે "ભાટનાં મ્હો આ રીતે ફાટે કાંઈ કટારથી ફાટે નહીં."

ખેંગારનાં રાણકદેવડી સાથે લગ્ન થયાં, તે વિષેની ઢેઢના ગુરી લોકો પાસેથી મળેલી કથા રાસમાળામાં નીચે પ્રમાણે આપી છે.

૬૨. સિંધમાં પાવરમાં રારપાવર નામે રાજા હતો. તેને મુળ નક્ષત્રમાં એક કન્યા અવતરી. તેથી જોશીયે રાજાને કહ્યું કે, આથી તાહારૂં રાજ્ય જશે. તે ઉપર રાજાએ વહેમમાં પડી તે કન્યાને પોતાને હાથે મારી ન નાખતાં વનમાં મોકલી દીધી, કે ત્યાં કોઈ જાનવર તેને ખાઈ જાય. વનમાં મુક્યા પછી ત્યાંથી તેને હડમતીઆનો કુંભાર પોતાને ઘેર લઈ ગયો; અને ઉછેરી મ્હોટી કરી. કન્યાની ખુબસુરતીથી ત્યાંહાંના રાજા લાખાએ તેનું માગું મોકલ્યું. ત્યારે કુંભારે જાણ્યું કે ના કહીશ તો પરાણે લેશે તેથી તેણે બ્હાનું કહાડ્યું જે લગ્ન કર્યા પેહેલાં માહારે માહારા નાતીલાઓને પુછવું જોઈયે. એ રીતે રાજાને સમજાવી પછી તે બિહિકથી સોરઠમાં આવી મઝેવડીમાં કુટુંબ સહિત રહ્યો. એકવાર સિધ્ધરાજાના ચાર ભાટ લાલો, ભંગડ, ચંચ અને ડબલ દેશાવરમાં ફરતા ફરતા મઝેવડીમાં આવી પોંહોચ્યા. ત્યાંહાં તેઓએ આ કન્યાને દીઠી. તે ઘણીજ ખુબસુરત હતી તેથી તેઓએ વિચાર્યું જે આ કન્યા બેશક સિદ્ધરાજાને લાયક છે. રાજાને ખબર કરશું તો જરૂર કાંઈ ઈનામ આપશે. એવો વિચાર કરી તેઓ પાટણ આવ્યા. રાજા સિધ્ધરાજ ઘણાં માનથી તેઓને મળ્યો. સિધ્ધરાજે પોતાની સોળ રાણીમાની, દરેકને ત્યાં તેઓને એકેક દિવસ વારા ફરતી જમવા તેડ્યા. સર્વને ત્યાંહાં ભાટ જમી ઉઠ્યા ત્યારે એક બીજા સામું જોઈ માથું હલાવવા લાગા. સિધ્ધરાજે તેનું કારણ પુછ્યું, ત્યારે બોલ્યા જે એમાં કોઈપણ પદ્મની નથી. રાજાએ કહ્યું

કે તમે માહરા કુટુંબના ભાટ છો તેથી તેવી શોધી લાવો. તે સાંભળી ભાટ પાછા મઝેવડી આવ્યા. દરમીઆન કુંભારે જાણ્યું જે સિધ્ધરાજના ભાટોએ એકવાર કન્યાને દીઠીછે તેથી જરૂર કાંઈ વિઘ્ન આવશે તેથી તેણે કન્યાને ઓરડામાં છપાડી. ભાટે આવી કહ્યું કે તારી કન્યા સિધ્ધરાજને પરણાવ કુંભારે કહ્યું કે મારે કન્યાજ નથી. ત્યારે તેઓએ કહ્યું કે અમે જોઈછે ને નહીં વરાવે તો દુઃખી થઈશ. તું નસીબદાર કે સિધ્ધરાજ જેવાનો સસરો થઈશ. કુંભારે કાંઈ બિહિકથી અને કાંઈ લાલચથી ભાટનું કેહેવું કબૂલ કરયું અને એ ત્રણ મહિના પછી લગ્નનો દિવસ મુકરર કર્યો. આ ખબર પાટણ ગઈ ત્યારે કુંભારની કન્યાસાથે લગ્ન કર્યાથી કુળને લાંછન લાગે એમ જાણી સિધ્ધરાજે આનાકાની કરવા માંડી. પણ ભાટે કન્યાનાં વખાણ કર્યાથી સિધ્ધરાજ લલચાયો, અને તેણે ગણેસ બેસાડી લગ્ન માટે મુહુરત મુકરર કીધું.

"આ વખતે રાવખેંગારની બેહેન જેને સિધ્ધરાજના કોઈ સગા સાથે પરણાવી હતી, તેને દેહલ અને વીહલ એ નામના બે દીકરા હતા. તે પોતાના મામાનીસાથે જુનાગઢજમાં રેહેતા. દેહલ પોતાના ભાઈ વીહલનીસાથે એકવાર મામાની રજા લઈ મઝેવડી જે તે વખત નવું વસેલું હતું, તે જોવા ગયો. ત્યાંહાં તેઓએ આ કુંભારની કન્યાવિષે સાંભળ્યું. ઘેર આવી તેઓએ મામાને કહ્યું જે આવી ખુબસુરત કન્યા આપણા દેશમાંથી પાટણનો રાજા લઈ જાય તેમાં આપણી લાજ નહીં. ખેંગારે કહ્યુ કે મારૂં ખાંડું લઈજા, અને તેને લઈ આવ. વીહલે મઝેવડી જઈ કુંભારને કહ્યું કે તારી કન્યા ખેંગારને પરણાવ. કુંભારે જવાબ દીધો કે મે તો પાટણના રાજાને વરાવીછે, ને થોડા દીવસમાં જાન આવશે, માટે ખેંગારને આપું તો સિદ્ધરાજ મારીનાખે. વીહલે કહ્યું કે નહીં આપે તો પરાણે લઈ જશું, ને પરણાવીશ તો તુને અડચણ આવવા દેશું નહીં. કુંભારે કહ્યું કે સિદ્ધરાજ ગિરનારને મૂળમાંથી ખોદી નાખશે માટે તું તેને વરાવેલી કન્યામાં આડો ન આવ. ઘણી તકરાર થયા પછી આ કન્યા જેનું નામ રાણકદેવડી હતું, તેને દેહલ પરાણે લઈ ગયો. રાણકદેવડી ગાડીમાંથી ઉતરી જેવી ખેંગારના મેહેલમાં જાયછે તેવી બારણામાં તેને ઠોકર વાગી અને પગમાંથી લોહી નીકળ્યું. ત્યારે તેણે

ફટફટ ધોજારા[1] ગિરનાર, ખરેડી[2] ખાંગો[3] કાં ન થયો;
મરતે રાહ ખેંગાર, રંડાપો રાણકદેવડી.

કવિ કહે છે કે ગિરનાર પડવા માંડ્યો એટલે તે ફરીને કેહેછે,

રેહે, રેહે, મારા આધાર, તારાં ઓસલ[4] કોણ ચઢાવશે;
મરતે રાહ ખેંગાર, રંડાપો રાણકદેવડી.

ઊપર પ્રમાણે હરેક વસ્તુ જે જે તેને યાદ આવી તે ઊપર તેણે કહ્યું છે. જ્યારે તેણે ખેંગારનો ઘોડો જોયો ત્યારે તેણે કહ્યું કે, "હે ચંચળ ઘોડા, તારી છાતી ફાટી નથી જતી? કે રાવ ખેંગાર મુઆ ને હવે તું ગુજરાતની ભોંય જોઈશ" આ પ્રમાણે તેણીયે પાટણવાડામાં આવી ત્યાંસુધી વિલાપ કર્યોછે. આજ પણ ગુજરાત અને સોરઠના લોકો મરણને વખત ઘણો અફસોસ દેખાડવા રાણકદેવડીના દાખલા આપી રૂએછે.

દેહેલ અને વીહલેં સિદ્ધરાજને કિલ્લામાં દાખલ કર્યો, ત્યારે સિદ્ધરાજે તેઓને વચન આપ્યું હતું કે જો ખેંગાર મરશે તો જુનાધઢનું રાજ્ય તમને આપીશ. ખેંગાર મુઆ પછી તેઓએ તેને યાદ દેવડાવ્યું, ત્યારે તેણે પ્રથમ તો હા પાડી, પણ પછી તેના મનમાં વિચાર આવ્યો જે તેઓ પોતાના મામા સાથે દગેથી ચાલ્યા તો આપણી સાથે પણ કોઈ દાહાડો દગો કરે એમ ધારી તેઓને તેણે મરાવી નાખ્યા.

૬૪ જ્યારે સિદ્ધરાજાનો કાફલો પાટણ પોંહોતો, ત્યારે સિદ્ધરાજે રાણકદેવડીનો અફસોસ મટાડવા ઘણા ઈલાજ કર્યા. તેણે તેને પાટણમાં પોતાની જગાઓ દેખાડવા માંડી. પાટણના લોકોને શેહેરબાહેર જમવા નોતર્યાં. તેવખત બધાં બૈરાંઓ તેહેવારનીપેઠે શણગરાઈ બાહેર નીસર્યાં હતાં તે દરેક ખુશીમાં રાણકદેવડીએ જરાએ ભાગ લીધો નહીં. એક બૈરી બોલી કે તારે તો સિદ્ધરાજ જેવો ધણી છે, ત્યારે તેણે જવાબ દીધો કે મારે ધણી નથી, મારા ધણીને તો મેં આવી રીતે મુકેલો દીઠોછે. જ્યારે ઘણું રડવા લાગી ત્યારે સિદ્ધરાજે તેને પુછ્યું કે તારી ક્યાં રેહેવાની ખુશી છે? ત્યારે તેણે જવાબ દીધો કે, વઢવાણ. રાજા વઢવાણ તેડી ગયો. ત્યારે રાણકદેવડીએ ત્યાં સતી થવાની મરજી દેખાડી. સિદ્ધરાજ ના પાડતાં

---

[1] હત્યારા, ઘાતકી. [2] ખરીને પડયો. [3] વાંકો. [4] મોટા પથ્થર, ગદા.

ડરયો તેથી તેણે ભોગાવાને કાંઠે ચિતા ખડકાવી તૈયાર કીધી. સિદ્ધરાજે તેને કહ્યું કે, જો તું સતી છે તો એની મેળે તે આગ સળગશે. હું બ્હારથી આગ લાવી મુકવા નહિ દઉં. તે સાંભળી રાણકદેવડીએ સૂરજની સામાં ઊભા રહી તેની પ્રાર્થના કરી અને પછી વઢવાણ સામું જોઈ કહ્યું કે "હે વઢવાણ તને મારા જુહાર છે, કે જે સ્થળે ભોગાવો નદી વેહેછે. મને રાહ ખેંગારે ભોગવી, હવે હે ભોગાવા, તું ભોગવ." એમ કહી રાણકદેવડી ચીતામાં ચડી કે સિદ્ધરાજે પોતાની પછેડી તે ઉપર ફેંકી. રાણકદેવડીએ તે પાછી કહાડી નાંખી, અને કહ્યું કે જો આ રીતે પછેડી નાખી પેલે ભવ પરણવા ચાહાતો હોય તો માહારી સાથે બળ. સિદ્ધરાજે તેમ કરવા ના પાડી અને રાણકદેવડી તે જગે બળી મુઈ. સિદ્ધરાજે પછી તે જગે તેનું દેવળ ચણાવ્યું. વઢવાણમાં ભોગાવામાં હજુસુધી આ સતી થએલી રાણકદેવડીની ડેરી છે. લોકો કહેછે કે રાણકદેવડીના શાપથી સિદ્ધરાજને કાંઈ પણ સંતાન પ્રાપ્ત થયા વગર તે મુઓ.

૬૫. આ વખતથી સોરઠ સિદ્ધરાજને તાબે થયો. આંહીં તેણે વનરાજના મિત્ર ચાંપાના વંશના સજ્જનને પોતા તરફથી અધિકારી ઠરાવ્યો. તેણે ત્રણ વર્ષસુધી સોરઠની પેદાશ નીમનાથનું મંદિર બાંધવામાં ખરચી. આ બાબતનો સિદ્ધરાજે જ્યારે જવાબ માંગ્યો,ત્યારે શજ્જને ખાતરી થાય એવી રીતે તેને હીસાબ આપ્યો. સિદ્ધરાજ સોમનાથની યાત્રા કરી જ્યારે શેત્રુંજામાં આવ્યો, ત્યારે ત્યાહાં બ્રાહ્મણોએ તેને અવળું સમજાવ્યાં છતાં તેણે રિષભદેવની પુજામાટે બારગામ આપ્યાં. મૂળરાજના વખતમાં ઔદિચ્ય બ્રાહ્મણોને સિહોર ગામ દાનમાં આપેલું હતું, તેનો સિદ્ધરાજે તેઓને ફરીથી લેખ કરી આપ્યો, અને ભાલ પરગણામાં બીજા ૧૦૦ ગામો કૃષ્ણાર્પણ આપ્યાં. કાંઈ વખત પછી જંગલી જાનવરોના ભયથી આ પરગણાંની અવેજીમાં બ્રાહ્મણોએ ગુજરાતમાં બીજી જમીન આપવા વિનંતિ કરી, ત્યારે સિદ્ધરાજે તેઓને સાબરમતી કાંઠે આશાએલી ગામ આપ્યું; અને સિહોરથી અનાજ લાવે તે ઉપરની જગાત માફ કરી. ભાલમાં લીંબડી, શીયાણી, હલવદ, વઢવાણ આંહીં બ્રાહ્મણો જે ગરાસ ખાયછે, તે પોતાને પાટણના રાજાની તરફથી મળ્યોછે એમ કહેછે. આ બ્રાહ્મણ ગરાસિયાઓ વિષે આ જગાએ જરા બોલવું જો-

ઈયે છે કે, હાલમાં તેઓનો ગીરાસ ઘણા ભાઈઓમાં વેંહેચાઈ ગયા થી તેઓ એડુ જેવા થઈ ગયાછે, તોપણ તેઓમાંથી ગીરાસીયાનો જુનો જોસ્સો આજપણ સાવ નાબુદ થયો નથી. બાબાજીએ વઢવાણને ઘેરો ઘાલ્યો ત્યારે આ બ્રાહ્મણો કિલ્લાના રક્ષણમાં હતા. આજપણ લીંબડીના દલા આચારના કુટુંબના બ્રાહ્મણો બેહેચરાજી જનારા સંઘનું ચુંવાળ પરગણામાં કાંઠીયાની પેંઠે વળાવું કરેછે.

૬૬. સિદ્ધરાજ જયસિંહ ૪૯ વર્ષની લાંબી મુદતસુધી રાજ્ય કરી ઈ૦ સ૦ ૧૧૪૩ માં મરણ પામ્યો. રાણકદેવડીના શ્રાપથી કહેછે કે, તેને કાંઈ સંતાન ન હતું, તેથી તેની પીત્રાઈ શાખામાંનો કુમારપાળ રાજા પાટણના તખ્ત ઉપર બેઠો. કુમારપાળવિશે રાશમાળામાં નીચે પ્રમાણે કેહેછેઃ- આ રાજા ઘણોજ જૈન ભક્ત હતો, અને જૈનનો નામીંચો સાધુ હેમાચાર્ય તેનો ગુરૂ હતો, તોપણ તે સોમનાથને માનતો. આ રાજાના વખતમાં ભાઉ બૃહસ્પતિ નામનો એક કનોજનો બ્રાહ્મણ જે જાત્રાને અર્થે કાશી છોડી સિદ્ધરાજના વખતમાં અવંતિ અને ધારાનગરમાં આવી રહ્યો હતો અને જેને પરમાર રાજાએ ગુરૂ કરી માન્યો હતો, તે રાજ્યનો મુખ્ય સલાહકાર થઈ પડ્યો. કુમારપાળે તેને પોતાની મ્હોર અને ઘણી દોલત આપી કહ્યું કે જાઓ દેવપાટણનાં પડેલાં દેવળ સમરાવો. આ દેવળનો સુલતાન ગિજનવિએ નાશ કર્યો હતો ત્યારથી તેમજ પડ્યાં હતાં. ભાઉ બૃહસ્પતિ દેવપાટણ આવ્યો ને ત્યાંહાં તેણે સોમનાથના દેવળનો પાયો નાખી કુમારપાળને વધામણી મોકલી. આ કાગળ રાજાએ હેમચંદ્ર સુરીને વંચાવી કહ્યું કે પાયો તો નખાયો, પણ પુરૂં થવામાં હરકત ન આવે માટે મારે શું કરવું જોઈયે? હેમચંદ્રે કહ્યું કે જ્યાંહાંસુધી દેવળને ધજા ચઢે, ત્યાંસુધી સ્ત્રીસંગ અને જીવહિંસા ન કરવા પ્રતિજ્ઞા લો. રાજાએ તે પ્રમાણે પ્રતિજ્ઞા લીધી. બે વર્ષ પછી દેવળનો ઘુમટ પુરો થઈ ધજા ચઢી, ત્યારે રાજાએ સાધુને પુછ્યું જે હવે પેલો નીમ છોડવો જોઈયે. સાધુએ કહ્યું કે પ્રભાસ જઈ આવ્યા પછી. હેમચંદ્રના પ્રતિપક્ષી બ્રાહ્મણોએ ધાર્યું કે હેમચંદ્ર જૈન છે, તેથી તે મહાદેવની યાત્રાએ આવશે નહીં. તેથી આપણે રાજાને સલાહ આપી યેં કે, હેમચંદ્રને સાથે લેવા જોઈયે. તે પ્રમાણે કુમારપાળે સાથે આવવા કહ્યું, ત્યારે હેમચંદ્રે કબુલ કર્યું, ને કહ્યું

કે યાત્રા કરવી એતો સાધુનું કામજ છે. હું પગે ચાલતો ધિમેધિમે શેત્રું જય અને ગિરનારની યાત્રા કરી દેવપાટણમાં તમારી ભેળો થઈશ. રાજા મોટી ધામધુમથી સોમેશ્વર પાટણ આવી પોહોંતો. ભાઉ બૃહસ્પતિએ તેમનું સમઈયું કર્યું. રાજા શેહેરમાં ગયો ત્યારે દેવાલયની શોભા જોઈ ઘણો ખુશી થયો. હેમચંદ્ર પણ આ વખત આવી પોહોંતો. જ્યારે રાજા મંદિરમાં પેઠો ત્યારે હેમચંદ્રે મંદિરનાં દ્વારમાં ઉભા રહી કહ્યું કે "હે મહાદેવ તું કૈલાસમાં છો, તેમ તું આ મૂર્તિમાં પણ હાજર છો, ત્હારાં ગમે તેટલાં નામો હોય, પણ તું સર્વત્ર સર્વકાળ છો. તુંજ માત્ર એક નિર્મળ દેવ છો, માટે હું તુને નમુંછું" હેમચંદ્રે ઉપર પ્રમાણે પ્રાર્થના કરી પછી લાંબા થઈ દંડવત કીધા. તે જોઈ રાજા અને બધા લોકો આશ્ચર્ય પામ્યા. રાજાએ ભાઉબૃહસ્પતિની સલાહથી પુજા કરી. સોનાં અને હાથીઓનાં દાન આપી કપુરથી મહાદેવની આરતી કરી. પછી પોતે અને હેમચંદ્રે એકલા મંદિરમાં પેસી સર્વને રજા આપી. મદિરનાં દ્વાર અટકાવ્યાં. રાજાએ હેમચંદ્રને પુછ્યું કે ખરૂં કેહે, મોક્ષ આપનાર કોણ છે? હું ઘણા ધર્મનાંથી એક ધર્મ કબુલ કરવા ચાહું છું. મારા જેવો બીજો કોઈ રાજા નથી, તારા જેવો સાધુ નથી, અને સોમનાથ જેવો દેવ નથી. માહારા ભાગ્યથી ત્રણે વસ્તુ ભેળી થઈછે. માટે આ દેવસન્નિધ ખરૂં કેહે. સાધુએ કહ્યું કે આપણે પુરાણની વાતો હાલ મુકી દઈએ અને હમણાં હું સાક્ષાત્ સોમેશ્વરનાં દર્શન કરાવુંછું. તે તુને કેહશે. પછી હેમચંદ્રે સ્તુતિ કરી, એટલામાં સોમેશ્વર પ્રત્યક્ષ થયા. તેણે રાજાને કહ્યું કે તુંને ખરો રસ્તો હેમચંદ્ર બતાવશે. એટલું કહી દેવ અલોપ થયા. રાજા આશ્ચર્ય પામ્યો. હેમચંદ્રે આ વખત તેને મુઆ સુધી માંસ, મદિરા છોડી દેવા સલાહ આપી. આ વખતે હેમચંદ્રનું વજન એટલું બધું વધી પડયું હતું કે, ભાઉબૃહસ્પતિ જૈન ધર્મની નિંદા કરતો હતો, માટે હેમચંદ્રે રાજાને શિખવી તેને સોમનાથનાં મંદિરમાંથી કહાડી મુકાવ્યો. ફરી જ્યારે તેણે હેમચંદ્રપાસે માફ માગી, ત્યારે તે પાછો પોતાની જગે નીમાયો. આ વખતથી કુમારપાળની જૈનધર્મ ઉપર આસ્થા વિશેષ બેઠી જણાય છે. કુમારપાળનાં બંધાવેલાં જૈન દેવાલય આ પ્રાંતમાં ઘણાં છે.

હેમચંદ્રની જન્મભૂમી ધંધુકામાં શેત્રુંજય જતી વખત તેમણે એક દેવળ બંધાવ્યું છે. જ્યારે શેત્રુંજય ગયા ત્યારે વાગભટની દેખરેખ નીચે તેણે ત્યાંહાં ઘણોજ પૈસો ખરચ્યો. ગિરનાર ઉપર ભીમકુંડ નજીક એક દેવળ છે તે પણ આ કુમારપાળે બંધાવ્યું કહેવાય છે. આ રાજાના વખતમાં શંકરાચાર્ય અને જૈન સાધુઓ વચે ઘણા વાદવિવાદ થયા હતા."

૬૭. આ વખતે અણહિલવાડમાં સોલંકી જાતીનો કુમારપાળનો મસિઆઈ ભાઈ આનક અગર અર્ણો નામનો રજપુત હતો. જેને ચાકરીના બદલામાં રાજાએ સામતપણું અને વ્યાગ્રપલ્લી અગર વાઘેલ ગામ આપ્યું હતું. એક વખત રાજા સુતો હતો, અને આનક સોલંકી ચોકી કરતો હતો, એવામાં કોઈ એક મેડીઉપર ચઢી આવ્યું. આનકે કહ્યું કે કોણ છે ! એમ કહી તેને રોકયો. તપાસ કરેછે તો માલમ પડયું જે એ માણસ પોતાને ઘેર દીકરો આવ્યાની ખબર આપવા આવ્યો છે. આનકે તે ખબર સાંભળી માણસને પાછો વિદાય કર્યો. રાજાએ તે માણસ આવવાનું કારણ પુછ્યું ત્યારે આનકે પોતાને પુત્ર આવ્યાની વાત કહી દેખાડી. રાજાએ કહ્યું કે દરવાણીએ તેને રોકયો નહી ને ઉપર ચડી આવ્યો તેથી જરૂર એ પુત્ર ગુજરાતનો રાજા થશે. પણ અહિથી તે માણસ પાછો ઉતર્યો એટલે તેનું રાજ્ય અણહિલવાડ વગર બીજી જગે થશે. આ પુત્રનું નામ લવણપ્રસાદ પાડ્યું અને તે વાઘેલવંશનો મૂળ પુરૂષ થયો.

૬૮ આ કુમાર પાળના વખતથી ગિરનારમાં ચુડાસમા લોકોએ પાછું પોતાનું રાજ સ્થાપ્યું જણાયછે. ખેંગારના બે દીકરાને સિદ્ધરાજે મારયા હતા, એટલે તેના વંશમાં કોઈ હતું નહીં, તેથી તેમના ભાઈ ચુડચંદ્રના વંશના ગિરનારના રાજા થયા. ચુડચંદ્ર કાંઈ ખેંગારના ભાઈઓમાં સર્વથી મોટો ન હતો, પણ તેણે પોતાનો બાપ મરતી વખત ખેંગાર કરતાં માત્ર એકજ કામ ઓછું એટલે ત્રણ કામ, કરવા કબુલાત આપી હતી તેથી ખેંગાર કરતાં બીજો હક તેનો હતો. ચુડચંદ્રના વંશના હોવાથીજ ગિરનારના રાજાઓ ભાટ લોકોના ગ્રંથમાં ચુડાસમા એ નામથીજ પ્રસિદ્ધ થયા હોય તો તે પણ એક કારણ છે. આ શાખાનો પેહલો મંડળિક રાજા થયો તે મોટો જૈન ભક્ત હતો. ગિરનારના શિલાલેખમાંથી જણાય છે કે, તેણે ગિરનારમાં નીમનાથનું મંદિર બંધા-

વ્યું હતું. આ જૈન ધર્મની વગથીજ તેને ગિરનારમાં પોતાનું રાજ પાછું સ્થાપવા કુમારપાળે પરવાનગી આપી હશે. ગિરનારના તમામ શિલાલેખો જોતાં તેમાં કોઈ જગે આ મંડળિક પેહેલાંનાં રાજાઓનું નામ નથી; તેથી એમ જણાયછે કે એ જાદવની આ બીજી શાખાના લેખો છે. મંડળિક પછી આ વંશમાં મહિપાળ નામે રાજા થયો. તે શિવધર્મને માનતો હ-તો. શિલાલેખમાં આ રાજાએ સોમેશ્વરનું દેવળ બંધાવ્યું હતું લખેછે. મહિપાળ પછી ખેંગાર અને ત્યારપછી જયસિંહ રાજા થયો.

૬૯. કુમારપાળ પછી અણહિલવાડનાં તખ્ત ઊપર અજયપાળ, બાળ મૂળરાજ, અને છેવટ ભીમદેવ બીજો એમ એક પછી એક રાજા થયા. ભીમદેવ જેને કોઈવાર ભોળો ભીમ કરી કહેછે તે ઈ૦ સ૦ ૧૧૭૯ માં તખ્ત નશીન થયો. આ રાજા દિલ્હીના પૃથિરાજ ચોહાણનો કટ્ટો દુશમન હતો. પૃથિરાજ અને ભીમને લડાઈ થઈ તેમાં બન્ને બાજુ તરફ ભેળા થયેલા રાજાઓમાં ચંદ બારોટ સોરઠ અને કચ્છના રાજાને પણ ગણેછે. ગિર-નારનો ચુડાસમો જયસિંહ, વીરધવળ વાઘેલો, સારંગ મકવાણો અને ઝાલાઓની જાતીમાં બાહાદુર રાણીંગ એ સર્વ ભીમની તરફ હતા. ક-ચ્છનો જામ પૃથિરાજ તરફ હતો. ચંદ બારોટ આ લડાઇમાં ચોહાણ તરફથી જામ યાદુ અને બીજી તરફથી ખેંગારને એક બીજા સામે જો-સથી લડતા વરણવેછે. એ જોતાં જયસિંહનો બાપ ખેંગાર પણ આ લ-ડાઈમાં ભેળો જણાયછે.

૭૦. ભીમદેવના કાકા સારંગદેવને પ્રતાપસિંહ, અરિસિંહ વગેરે સાત દીકરા હતા. તેઓ ઘણાજ બાહાદુર લડવૈયા ગણાતા. જેઓએ ઝાલાઓના નામીચા રાણાને માર્યો હતો. આ લોકો કાંઈ કારણથી પોતાના પીત્રાઈ ભીમની સામે બાહારવટે નીસરી ઘણો વખત સોરઠમાં રહી યાદવોનાં પ્રગણાં લુંટવા મંડ્યા અને તેઓ આખર એવાતો જોરાવર થઈ પડ્યા કે ભીમદેવને જાતે તેઓઊપર જવું પડ્યું. ભીમદેવ નદી ઊપર છાવણી કરી બેઠો હતો તેવામાં પ્રતાપસિંહ અને અરિસિંહે આવી હા-થી અને તેના માહાવત બન્નેને મારી નાખ્યા. આથીકરી ભીમને ઘણું-જ માઠું લાગ્યું. આ વખત સુધી ભીમની તેઓને જીવતા પકડવાની મરજી હતી પણ હવે તો તેને કોઈ મારી નાખે તોપણ ફિકર નહીં એવો

તેણે ઠરાવ કર્યો. આ વાત જ્યારે આ સોલંકી ભાઈઓએ જાણી ત્યારે તેઓ સોરઠ છોડી પૃથિરાજ ચોહણને ત્યાં જઈ રહ્યા. એક વખત પ્રતાતાસિંહ પૃથિરાજની કચેરીમાં બેઠો હતો, ત્યાં પોતાની મૂછ ઊપર તેણે હાથ નાખ્યો. તે પૃથિરાજનાં કાકા કનક ચોહાણે દીઠું. પ્રતાપસિંહે જાણી જોઈ અપમાન કર્યું સમઝી તેને કનક ચોહાણે તરવારથી કાપી નાખ્યો. આ વખત તેના ભાઈઓ ગુસ્સે થઈ વેર લેવા ઊભા થયા. તેનાં બીજાં માણસો પણ કચેરીમાં આવી પોહોંચ્યાં. પૃથિરાજ ઊઠી મેહેલમાં ગયા. લડાઈ ખુબ વધી પડી. સોલંકીઓ કનક ઊપર ધસી પડ્યા. એક કલાક સુધી તરવાર ચાલી તેમાં પૃથિરાજના કાકાએ સાતે સોલંકી ભાઈઓને મારી નાખ્યા. ઘેર આવેલાઓને માર્યા, તે બાબત પૃથિરાજે કનક ચોહાણને ઠપકો દીધો. ત્રણ દહાડાસુધી અજમેરમાં હડતાલ રહી, અને સર્વે લોક અફસોસ કરવા લાગ્યા. ચંદ બારોટે ચાલુકયની શાખાશીનાં ગીત ગાયાં. ઉપર મુજબ ભીમના ભાઈઓ પૃથિરાજને ત્યાંહાં મરાણા એપણ એક એ બે રાજવચ્ચે વેર થવાનું કારણ હતું.

૭૧. ઈ૦ સ૦ ૧૧૯૪ માં કુતુબદીન ગોરી અણહિલવાડ ઊપર લશ્કર લઈ આવ્યો અને ભીમદેવને હરાવી પોતાના ઊપરીએ પ્રથમ હાર ખાધી હતી તેનું સારી રીત વેર લીધું. કુતુબ્દીન થોડો વખત ગુજરાતમાં રહી લુટફાંટ ચલાવતો હતો તેવામાં તેને ગિજનીથી પાછા દિલ્હી જવાનો હુકમ આવ્યો. મુસલમાનના આ હુમલાથી ભીમદેવનું જોર કાંઈ નરમ પડયું હતું; તોપણ તેણે બીજા રાજા અને મેર લોકોને એકઠા કરી મુસલમાન લોકો પાસેથી અજમેર લેવા તૈયારી કરવા માંડી. આ ખબર સાંભળી કુતુબ્દીન પાછો લશ્કર લઈ અણહિલવાડ ઊપર આવ્યો. પણ હાર પામી જખમી થઈ પાંછો અજમેર ગયો. આરામ થયા પછી કાંઈ દહાડે પાછું લશ્કર લાવી તેણે અણહિલવાડ જીતી મોટી લુટ એકઠી કરી. અણહિલવાડમાં એક મુસલમાન અમલદાર અને તેના હાથતળે સીપાઈઓનું થાણું રાખી બાદશાહ અજમેર થઈ દિલ્હી ગયો, અને કાંઈ દહાડે (ઈ૦ સ૦ ૧૨૦૫ માં) મહંમદ ગોરી મુઆ પછી દિલ્હીનો બાદશાહ થયો. અણહિલવાડના આ છેલ્લા રાજા ભીમદેવ બીજાને રાજમાજામાં ઈ૦ સ૦ ૧૨૧૫ માં મુઓ કહેછે.

## પ્રકરણ. ૬ ઠું.

### સૌરાષ્ટ્રમાં વાઘેલાઓનો અમલ અને તે વખતમાં પરમાર, રાઠોડ, અને ગોહેલ એ ત્રણ નવા રાજ્યવંશની સ્થાપના.

૭૨. અણહિલવાડના છેલા ચાલુક્ય રાજા ભીમદેવ પાસેથી કુતુબુદીને ગુજરાતનું રાજ્ય લઈ અણહિલવાડમાં પોતાનું થાણું બેસાડ્યું, ત્યારથીજ ગુજરાતમાં હિંદુરાજ્યની આખર થઈ એમ કાંઈ નથી. ભીમદેવના મૃત્યુ પછી તુરતજ ચાલુક્ય વંશની એક બીજી શાખા જેઓ વાઘેલ ગામના જાગીરદાર હોવાથી વાઘેલા નામથી ઓળખાતા હતા તેઓએ ગુજરાતમાં પોતાનું સર્વોપરી રાજ્ય સ્થાપ્યું.

૭૩. વાઘેલ શાખાના મૂળ પુરૂષ અર્ણોરાજ સોલંકીને કુમારપાળ રાજાના વખતમાં લવણ પ્રસાદ નામના પુત્રનો જન્મ થયો તેવિશે ગયા પ્રકરણમાં વિસ્તારથી કહ્યું છે. મેરૂતંગાચાર્ય લખેછે કે ભીમદેવના વખતમાં એ લવણપ્રસાદ રાજાના મંત્રીની જગોએ પોહોંચ્યો હતો. વાઘેલની જાગીર સિવાય ધોલકા પરગણુ પણ તેવખત તેના તાબામાં હતું. જે વાઘેલા રાજાઓએ પોતાની રાજધાની જગો ઠરાવી હતી. લવણપ્રસાદને મદનરાગણી નામની સ્રીથી વિરધળ નામનો પુત્ર હતો જેને ચંદબારોટે વિરવાઘેલો અગર વીરધ્વલંગ કરી વરણવ્યો છે. વિરધ્વલ અને તેના બાપદાદાનાં નામ આપણને આબુઉપર તેજપાળના બંધાવેલા દેવળમાં ઈ. સ. ૧૨૩૧ ની સાલનો લેખ છે તેમાંથી મળી આવેછે. એ દેવળમાં એક બીજો લેખ છે, તેમાં તેને મહામંડલેશ્વર અને રાણાએ ખીતાબથી વર્ણવ્યા છે.

મેરૂતંગ લખેછે કે મદનરાગણી પોતાના ધણીનેત્યાંહાંથી પોતાના બાળકુંવરને લઈ કંઈ વખત પોતાની મરીગએલી બેનના પતિ દેવરાજ પટકીલનાં જઈ રહી હતી. વીરધ્વલ જ્યારે મોટી ઊમરનો અને સમજુ થયો ત્યારે તે પોતાના બાપને ત્યાંહાં આવ્યો, અને આસપાસનો દેશ જીતી તેણે પોતાની જાગીરમાં ઘણોજ વધારો કર્યો. ભીમદેવ અને પૃથિરાજ વચેની લડાઈ વખત ગુજરાતની ફોજમાં જે રાજાઓ અને મંડલેશ્વરો હતા તેમાં ચંદબારોટ વિરધ્વલને પણ ગણેછે.

આહદ સચીવ નામનો બ્રાહ્મણ તેનો મંત્રી હતો તેની ભલામણથી તેણે વસ્તુપાળ અને તેજપાળ નામના બે વાણીઆ ભાઈઓને પોતાની દરબારમાં નોકર રાખ્યા તે પછવાડેથી તેના ઘણાજ વિશ્વાસુ અને રાજ્યનાં મોટાં માણસ થઈ પડયાં હતાં. રાસમાળાનો કરતા કહેછે કે ભીમદેવનાં મૃત્યુ પછી વિરધ્વલ ગુજરાતના મંડળેશ્વરો અને રાજાઓમાં ઘણોજ જોરાવર થઈ પડયો હતો.

વિરધ્વલ* પ્રબંધમાં વાઘેલાવિશે વધારે વિસ્તારથી પણ કાંઈક જુદીજરીતે લખેછે. તેમાં કહેછે કે અર્ણોજ અગર આનક સોલંકીને મૂળમાં વ્યાઘ્રાલી (વાઘેલ ગામ) નો ગીરાશ હતો. પછવાડેથી તેણે પોતાના બાપના ધ્વલનામ ઊપરથી એક ધ્વલગઢ (ધોળકા) નામનો નવો કસ્બો બાંધી તે પોતાની ગાદીની જગો ઠરાવી. તે ઘણો સુરવિર અને આગ્રહી હતો. પોતાના વંશના રાજા ભીમદેવના વખતમાં તેના મંત્રી અને મંડલેશ્વરો જેમ પોતાને ફાવતું આવ્યું તેમ ગુજરાતની જમીન દબાવી પડ્યા હતા, અને પડોસના રાજા ગુજરાતની પરવાડની જમીનમાં હકુમત ચલાવતા હતા, એટલુંજ નહી પણ તે લોકો રૈયતઉપર ભારે કર નાંખી લોકોને પીડતા હતા, ને છતે રાજાએ અરાજક જેવી પૃથ્વિ થઈ પડી હતી તે અર્ણોરાજથી સહન થઈ શક્યું નહીં. પોતાની ફોજ ભેળી કરી તેણે નિષ્કંટક રાજ્ય સ્થાપવા વિચાર કર્યો અને કેટલીક જગે ફતેહ પણ મેળવી. તોપણ તેના વિચાર પુરેપુરા પછવાડેથી લવણપ્રસાદ અને તેના સુરવિર પુત્ર વિરધ્વલે અમલમાં આણ્યા.

૭૪. લવણપ્રસાદ અને તેના પુત્ર વિરધ્વલે વસ્તુપાળ તેજપાળ નામના બે બુદ્ધિવાન વાણીયા ભાઈઓને પોતાના મંત્રીની જગો આપી, તેઓની સલાહથી રાજ્યના ફાટેલાં માણસો અને જુના અધિકારીઓને દંડી તેઓએ ઘણા પૈસો સંપાદન કર્યો. આ પૈસાવડે ફોજ રાખી ધોળકા તાબાના ૫૦૦ ગામના પટેલો જે લોકોપાસેથી પૈસા ભેળા કરી ઘણો કાળ થયાં ધન સંચી બેઠા હતા તેઓ પાસેથી ધન ખુચવી લઈ રાજાઓ તેઓને તાબે કર્યાં. આ ધનથી તથા બીજા દગલબાજ વેપારીઓને

* સન ૧૮૬૬ ના બુધિપ્રકાશમાં વિરધ્વલ પ્રબંધ નામના સંસ્કૃત ગ્રંથનું ભાષાંતર કરી વિરધ્વલ રાજાનું થોડું ચરિત્ર આપ્યુંછે તેમાંથી.

દંડ્યાથી જે દ્રવ્ય મેળવ્યું તેવડે તેઓએ ઘણા અશ્વપાળાઓ રાખી વિજય યાત્રા કરવા વિચાર કર્યો. ધોળકાનું તખ્ત લવણપ્રસાદને સોંપી, ધોળકા અને ખંભાતના અધિકારીની જગો વસ્તુપાળને આપી વિરધ્વલ અને તેજપાળ મ્હોટા સૈન્યથી નિસર્યા તે પ્રથમ તેઓએ ગુજરાતના ઘણાખરા રાજા અને મંડલેશ્વરોને દંડી તાબે કર્યા.

૭૫. ગુજરાતના મંડલેશ્વરો પાસેથી જે ઘણો પેસો મળ્યો તેથી વિરધ્વલને લોભ વધવા માંડ્યો. તેણે તેજપાળને કહ્યું, સૌરાષ્ટ્રમા ધનવંતા ઠાકોરો છે તેઓને આપણે જીતીએ તો ઘણું દ્રવ્ય મળે. પછી લશ્કર લઈ તેઓ સૌરાષ્ટ્ર તરફ ચાલ્યા, અને વઢવાણ તરફ જતાં પ્રથમ ગોહેલવાડના રાજાને દંડ્યો. ત્યાંથી સૌરાષ્ટ્રની રાજધાની વામન્સ્થળી તરફ ચાલ્યા. આંહી સાંગણ અને ચામુંડ નામના વિરધ્વલના બેશાળા રાજ્ય કરતા હતા. તેઓની રાજધાની પાસે આવી પોહોંચ્યા ત્યારે વિરધ્વલે વષ્ટી તરીક પ્રથમ પોતાની સ્ત્રી જયતળ દેવીને મોકલી. તેણીએ જઈ કહ્યું ભાઈઓ! તમારી બેનનો પતિ મહાપરાક્રમિ છે. તે અદંડને દંડે અને અભંગને ભાંગે તેવો છે. ગુર્જર દેશનાં ગામે ગામ અને નગરે નગરને દંડતો તમને દંડવા આવ્યો છે. તેને ધન ઘોડાદિક આપી સંતુષ્ટ કરો. એ પ્રમાણે બેહેનનું વચન સાંભળી ભાઈઓ બોલ્યા, "તું એમ જાણતી હઈશ કે મારા ભાઈઓ મારા પતિસાથે યુદ્ધ કરશે તો હું પતિ વગરની થઈશ માટે તું સંધિ કરવા આવિછે પણ તેની તું કાંઈ ચિંતા નકર, અમે તુને બાપની પેઠે પાળીશું." પછી જયતળદેવી બોલી "ભાઈઓ હું પતિમરણના ભયથી તમપાસે આવી નથી. પણ બાપનું ઊછિન્ન થાય એ ભયથી આવીછું." મારો પતિ એક વિરછે તે ઊપરચટ નામના અશ્વ ઊપર સવાર થઈ બાણનો વર્ષાદ વરસાવેછે. તે ખડગનો ખેલ કરી જાણેછે. શત્રુઓનો તે કાળછે. જેણે પારકી શક્તિ દીઠી નથી તે પોતે બળવાન થઈ ફરેછે" એમ કહીને તે પોતાના પતિ પાસે આવી. તેના વચન સાંભળી વિરધ્વલને અતિ ક્રોધ ચડ્યો અને યુદ્ધ શરૂ કર્યું. ધુળવડે ગગન ઢંકાઈ ગયું. બેઊ પક્ષના હજારો યોધા મરાયા; રોષે ભરાયલા યોદ્ધાઓ સેળભેળ થઈ ગયા તેથી પોતાના કે પારકાએ ભેદ રહ્યો નહીં. વિરધ્વલ હણાયો એ બંને પક્ષમાં બુમ ચાલી રહી હતી. તેવામાં વિર અશ્વ ઊપર

એટલો ચામુંડ અને સાંગણ પ્રત્યે આવી બોલ્યો, હે સોરઠીઓ, તમારામાં તેજ હોય તો સામા થાઓ નહીં તો દંડ આપો, એમાં ગમે તે તમારૂં. તે સાંભળી બંને ભાઈઓ યુદ્ધ કરવા સામા થયા. પણ અંતે તેઓ વિરધ્વલના લશ્કરથી હણાયા, વિરધ્વલ ધામધુમથી વામન્સ્થળીમાં પેઠો. અને ત્યાંહાંથી શાળાઓનું સંચેલું કોટીધન, મણી મુક્તાફળ તથા ૧૪૦૦ ઘોડા લઈ, પોતાના અને પારકા સિપાઈઓને ત્યાંહાં ગિરાસ બાંધિ આપી, રાજ્ય ઊપર શાળાઓના છોકરાઓને બેસાડી તેઓને કર ભરતા કરી ત્યાંહાંથી બેટનગર તરફ ગઓ. ત્યાંહાંથી પણ તેને ઘણું દ્રવ્ય મળ્યું તે લઈ સૌરાષ્ટ્રની જીત કરી બંને રાણો અને મંત્રિ પાછા ધોળકે આવ્યા.

૭૬. કાંઈ મુદત પછી વિરધ્વલે ભદ્રેશ્વર વેલાકુલમાં† ભિમસિંહ પ્રતિહાર (પઢીયાર) નામનો એક બલવાન રાજા રાજ્ય કરતો હતો તે સાથે યુદ્ધ કરી તેને જીત્યો; અને ત્યાર પછી તેના ખંડીઆ રાજાઓ જે સ્વતંત્ર થઈ પડ્યા હતા, તેઓને તેણે નમાવ્યા. વિરધ્વલની ફતેહ થતી જોઈ ગુજરાતના બીજા ઘણાએક મંડલીક રાજાઓ વગર યુદ્ધ કરે દ્રવ્ય આપી તાબે થયા. વિરધ્વલને ધન મળ્યું તે વડે તેણે જે ફોજ રાખી તેમાં ચૌદશેહે રાજપુતો ઘણાજ સારા અને ઊંચ કુળના હતા. આ લોકોની યોગ્યતા પ્રમાણે વિરધ્વલે તેઓને માનસહીત ગુજરાન કરી આપી પોતાની દરબારમાં રાખ્યા હતા. સેનાધિપતિનું કામ તેણે પોતાના બહાદુર મંત્રિ તેજપાળને સોંપ્યું હતું. તેજપાળે આ ચૌદશેહે રાજપુતથી જઈ ગોધ્રાનો મંડલીક રાજા ઘુંઘલ જે ઘણી મગરૂબી ધરાવતો હતો તેને જીતી તાબે કરી વિરધ્વલની કચેરીમાં લાવી મુકયો. તે વખત ઘુંઘલ રાજા આ અપમાન સહન ન થયાથી આપઘાત કરી મરણ પામ્યો.

૭૭. થોડા વખત પછી દક્ષિણનો યાદવ વંશનો સિંઘન રાજા ગુજરાતની લક્ષ્મીની કીર્તિ સાંભળી તે દેશ જીતવા મોટા લશકરથી તાપી નદી સુધી આવ્યો. તે સાંભળી વિરધ્વલનું લશ્કર તેનો અટકાવ કરવા મહી નદી સુધિ સામું ગયું. આખર બનેની ફોજ નર્મદા કાંઠે * ભરૂકચ્છ આગળ ભેળી થઈ. આ વખત લવણપ્રસાદે એક હાથમાં શસ્ત્રલ-

---

† વેલાકુળ-સમુદ્રકાંઠો અગર બંદર. * ભરૂકચ્છ-ભરૂચ.

ઈ અને બીજે હાથે પોતાના પુત્ર વિરધ્વલને ઝાલીને શત્રુઓ સામે ઘણી બહાદુરીથી યુદ્ધ કરવા માંડ્યું. આ વખત જોઈ પછવાડેથી મારવાડના ચાર રાજા જે તેના શત્રુ હતા તેપણ લશ્કર લઈ આવ્યા. તેને *ગોધ્રહ અને લાટ+ દેશના રાજા જે હમણાં સુધી વિરધ્વલના તાબેદાર હતા તે ખુટીને મળ્યા. તેથી કરી વાઘેલા રાણાને એક તરફ છ શત્રુ અને બીજી તરફ દક્ષિણની ફોજ એ બંનેની વચે રહી બે બાજુએ યુદ્ધ કરવું પડ્યું. કાંઈ દહાડે દક્ષિણનો રાજા હાર પ્રામી પાછો ગયો એટલે લવણપ્રસાદ તથા વિરધ્વલે છ શત્રુ રાજા સાથે યુદ્ધ કરવા માંડયું. આ વખત વસ્તુપાળ શંખરાજાને સજા કરવા ધોલકેથી ખંભાત ગયો હતો.

૭૮ આ લડાઈનું કારણ ખંભાતનો સદીક નામનો એક વેપારી હતો. વસ્તુપાળ જ્યારે ખંભાત, જતો ત્યારે સર્વ રૈયત નમવા આવતી, પણ આ સદીક નામનો વાહાણ વટી સાહુકાર તેની કાંઈ પણ પરવા રાખતો ન હતો. એ સાહુકારને વસ્તુપાળે ભાટ સાથે કેવરાવ્યું કે તમે કેમ નમવા આવતા નથી. ત્યારે કહે જે નમાવીને તમારે શું કામ છે. હું અમલદારને નમ્યો નથી એટલે નવી રીત કરવાનો નથી. તમારે જે કાંઈ જોઈએ તે મારે તાંહાંથી મગાવીલો તે મોકલું. વસ્તુપાલે હઠ કરી કહ્યું તું નમ નીકર તુને શિક્ષા કરશું. તે ઊપર સદીકે પોતાનો એક મિત્ર શંખ નામનો ચાંચિઓ સરદાર જે ધોધ્રાપાસ વડુઆ બંદરનો રાજા હતો તેને કહાવી મોકલ્યું. શંખે વસ્તુપાલ પાસે પોતાનો દુત મોકલી કાહાવ્યું કે તારે મારા મિત્ર સદીકને પીડા કરવી નહીં. વસ્તુપાલે કહ્યું માણસમાં વસનારા કાંઈ ભુતથી બીહતા નથી. તુમાં સામર્થ્ય હોય તો સામો થા. શંખે એ વાત મનમાં રાખી ઊપર કહેલા શંકટને વખત પોતાનો દુત મોકલ્યો, તેણે વસ્તુપાળ પાસે આવી કહ્યું “શંખ સજા કહેછે કે વસ્તુપાળ તું ઘણો ડાહ્યો છો. તારા રાજાને માથે મ્હોટું સંકટ આવી પડ્યું છે. એકલો તારો રાજા તે બધા જોડે કેમ યુદ્ધ કરશે વારુ ! ખંભાત બંદર અમારા વૃધ્ધોનું છે તેતો તું જાણે છે. હવે અમારે તે પાછું લેવાની ઈચ્છા છે. જો તારા મનમાં એ નગરનો

---

* ગોધહ-ગોધ્રા + લાટ-લાટદેશ (નર્મદાની દક્ષિણના પ્રાંત).

અધિકાર લેવાની ઈચ્છા હોય ને તું નમીશ તો તુંને અમો તેનો અધિકાર આપીશું, પણ અમને જોતું નહીં ગણેતો અમે તુંને તે અધિકાર આપીશું નહીં. તું ગુણવાન છો માટે તુંને આપવાને અમે ઈચ્છીએ છૈએ. તારે જો અમારી સાથે યુદ્ધ કરવા ઈચ્છા હોય તો તૈયાર થવું." એવાં વચન દુતે કહ્યાં તે વસ્તુપાળને ઘણાંજ માઠાં લાગ્યાં. પણ તે વેળાએ તેણે કાંઈ અપમાનનો વિકાર જણાવ્યો નહીં. થોડીવાર પછી તેણે નિચે પ્રમાણે ઊત્તર આપ્યો "તારા રાજાને કેહેવું કે યુદ્ધ કરવા મરજી હોય તો આવો. અમો તૈઆર છૈએ. સુરયોદ્ધાઓનાં નામ લોકોમાં વખણાય છે. તું રાજા થઈને ખંભાત નગરની યાચના કરેછે તે અણઘટતું છે. અમારા રાજાએ સૈન્યની સહાયથી ખંભાત લીધું છે તે તારે સૈન્યની સહાયથી પાછું લેવું યોગ્ય છે. તું કહેછે કે એકલો તારો રાજા ઘણા સાથ કેમ લડશે ! તો તેનો ઉત્તર એવો છે કે જે બળવંત અને નિશ્ચળ પુરૂષ છે તેની સહાયતા કરવાને દેવલોકો આવે છે. બાપનું રળેલું દીકરો ખાય એવી નિતિ છે.; માટે વિરધ્વળ એ નગરનો ભોક્તા છે. બીજો એની આશા રાખશે તે માર્યો જશે, એ પ્રમાણે તારા રાજાને તું કેહેજે કે અભિમાન તજી વિચારથી ચાલવું. " દુતે જઈ સઘલાં વચન શંખને કહ્યાં તેથી તે અતિ કોપાયમાન થયો ને સૈન્ય સજ કરી ખંભાત ઊપર આવ્યો. સરોવર કાંઠે ડેરા તાણી હું આવ્યો છઊં એમ જણાવવા તેણે ઢોલ વગડાવ્યા. શંખનું આવવું સાંભળી વસ્તુપાળ પણ સજ થઈ રહ્યો હતો. તેણે પોતાના શેવકોને યુદ્ધ કરવાને તૈઆર રાખ્યા હતા. વીર પુરૂષો ચંદન, અગરચંદન, કપુર અને કસ્તુરીનાં અંગરાગ કરી અને ન્હાના પ્રકારના પુષ્પના અલંકાર પેહેરી વસ્તુપાળ જોડે તૈઆર થયા. વસ્તુપાળ ઘોડા ઊપર બેસી શંખ સામો યુદ્ધ કરવા ચાલ્યો. તેની સાથે ભુવન પાલાદિક યોદ્ધા પણ ચડ્યા. વસ્તુપાલ સામો ચડ્યો તેથી શંખથી ખંભાતમાં પેશી શકાયું નહીં. વેગળેથી વસ્તુપાળને જોઈ શંખ પોતાની તરવાર વડે પટા ખેલવા મંડ્યો. શંખની સેના ઘણી હતી તોપણ તેથી વસ્તુપાલ કાંઈ ડરો નહીં. યુદ્ધ સરૂ થયું. વસ્તુપાળ વિશે કવિ કેહેછે કે શ્રાવકનાં બાર મહા વૃત છે તેમાં એક અહિંસાવૃત્ત છે. વસ્તુપાળે યુદ્ધ કરી તે વૃત્ત ત્રોડ્યું તેનો ખેદ મટાડવાને તેણે બાણ વૃષ્ટીમાં સ્નાન કર્યું. સંગ્રામસિંહ અને સંખ્યાસિંહ

નામના વસ્તુપાળના બે યોદ્ધાએ શંખનું ઘણું સૈન્ય કાપ્યું. ભુવનપાળ યોધો સંખ સામો યુધ કરવા લાગો. તમુલ યુદ્ધ ચાલ્યું. શસ્ત્ર વડે શસ્ત્ર ભાંગ્યાં. મલની પેઠે સામા સામી કેશાકેશી અને ભુજા ભુજી ચાલી. શંખે સંગ્રામસિંહનું શરીર ખડગ વડે ચુરેચુરા કર્યું, પછી ભુવનપાળને હણ્યો. ભુવનપાળનું મૃત્યુ શાંભળી વસ્તુપાલ શંખ સામો થયો. વસ્તુપાલનો પાળો વિરમ હતો અને શંખનો જયંત હતો તે બેઉનું યુદ્ધ થયું. પછી વાચિગદેવ, સોમસિંહ, ભુવનસિંહ, ઊદયસિંહ, વિક્રમસિંહ, કુલસિંહ, અને હરિપ્રધાન એઓને સંખ સામું યુદ્ધ થયું. સંખના મનમાં પુરમાં પેસવાનો વિચાર હતો પણ સંગ્રામસિંહે પેસવા દિધો નહીં. એકવાર સંખે વસ્તુપાળનું ઘણું સૈન્ય હણ્યું તે જોઈ વસ્તુપાળે મોહચક નામનો રજપુત હતો તેને કહ્યું, હવે કેમ કરવું. આપણું હવે આવી બન્યું છે. વિરધ્વળ લાજે નહીં એમ આપણે કરવું જોઈએ. પછે ઘણા રજપુતો એક ટોળી થઈને સંખ પાસે ગયા અને તેને ઘોડા ઊપરથી નીચે પાડ્યો. કેટલાએક કેહેછેકે તેને વસ્તુપાળે પાડ્યો. કેટલાએક કેહેછે કે ભુવનપાળે હણ્યો. શત્રુને મારી વાઘેલાની ફોજ જીત કરી જયજય કરતી ખંભાતમાં પેંઠી. વસ્તુપાળે શંખનું રાજ્ય લઈ પછી સદીકનું ઘર લુટ્યું. અહીંથી જે દ્રવ્ય મળ્યું તે લઈને પછી તે વિરધ્વળ પાસે ગયો. અહીં વિરધ્વળના યુદ્ધનો વેગ તેના છ શત્રુ ઝીલી શકયા નહીં એટલે તેઓએ પણ સંધી કર્યો. વિરધ્વળ ફતેહ કરી ધોલકે આવ્યા ને દીશોદીશમાં તેનો યશ ફેલાઈ ગયો. વિરધ્વળ ફતેહ કરી આવ્યા ત્યારે ધોળકાના લોકો ઘણો હર્ષ પામ્યા. તેઓએ ધાતુ રસ વડે પોતાનાં ઘર ધોળાવ્યાં. કુલાંગનાઓ રૂડાં ગીતો ગાવાલાગી. નાનાપ્રકારનાં વાજા વાગ્યાં. વિરધ્વલ મહારાષ્ટ્રદેશ સુધી પૃથ્વિજીતી સમુદ્ર કીનારાના રાજાઓ જે બીજા રાજાઓને કર આપતા હતા, તેઓને જીતી પોતાને કર આપતા કર્યા. તે રાજાઓ ઘણીવાર નજરાના અગર ભેટો લઈ આવતા હતા. જંગલના ભીલ લોકોને પણ તેણે જીતી લુટ ચોરીનો ભય મટાડ્યો.

૭૯ વિરધ્વળ આવો બળવાન રાજા હતો અને તે પાસે સારા મંત્રિ અને સારા લડવૈઆ છતાં તે દીલ્હીના મુસલમાન બાદશાહોથી ઘણો ડરતો હતો. એકવાર જ્યારે દિલ્હીના સુલતાન મોજદીનના લશ્કરે ગુજરા-

ત તરફ કુચ કર્યાના ખબર આવ્યા ત્યારે તેણે વસ્તુપાળને કહ્યું હવે આ-પણે શું કરવું, મ્લેચ્છ લોકો ઘણા જોરાવર છે અને ઓ તરફ ફતેહ પામ્યા છે. વસ્તુપાળે કહ્યું હુંને તેઓ સામો મોકલો. હું મારાથી બનશે તેમ કરી તે ભય ટાળીશ. વસ્તુપાળ એક લાખ લશ્કરથી ગયો અને આબુના રાજાને મળી બાદશાહી ફોજ ગુજરાતની ઝાડીમાં પેઠી કે તેને ઘેરી લઈ તે ઉપર ઓચીંતા પડી તેનું સર્વ લશ્કર કાપી નાંખ્યું. આ તદબીરથી હાલતો તેણે બાદશાહી ફોજથી ગુજરાતને બચાવ્યો. તોપણ તેના મનમાંથી બાદશાહનો ડર મટ્યો નહતો. એક વખત એવું બન્યું કે સુલતાન મોજદીનની મા હજ કરવા સારૂ ગુજરાતમાં વાહાણમા બેસવા આવી ત્યારે તેને ચાંચીઆઓએ લુટી લીધી. આ લુટનુ વળતર કરીને વસ્તુપાળે બાદશાહની માની ઘણી બરદાસ્ત કરી તેને હજ કરવા મોકલી. અને પાછી આવી ત્યારે પણ તેવીજ બરદાસ્ત કરી તેને દીલ્હી પોચાડી. આ ખબરથી બાદશાહ વસ્તુપાલ ઉપર ઘણા મેહેરબાન થયા, ને કાંઈ ઈનામ માગવા કહ્યું. ત્યારે વસ્તુપાળે એટલુંજ માગ્યું કે મેહેરબાની કરી તમારે ગુજરાતના રાજને પીડા કરવી નહીં. બાદશાહે તે કબુલ કર્યું. આ રીતે સારા મંત્રિના ડાહાપણથી વિરધ્વલ જોરાવર દુસ્મનના ભયથી મુક્ત થયો.

૮૦ વિરધ્વલ પોતાનું રાજ્ય ઘણાજ ન્યાયથી ચલાવી રૈયતને અતિ સુખ આપતો હતો. તે પોતાના શત્રુને જેવો કાળ સરખો હતો, તેવોજ તે રૈયતને સુખનો ઝરો હતો. તે દયાલુ, ક્ષમાવાન, અને ધર્મીષ્ટ હતો. તેની રયૈત અને ચાકર તેને અતીજ ચાહાતાં હતાં. જ્યારે વિરધ્વલ મરણ પાસ્યો ત્યારે તેના શોકથી૧૮૦ ચાકર તે સાથે ચિતામાં પડી મરણ પામ્યા. અને બીજાઓ પડવા જતા હતા તેઓને તેજપાળે લશ્કરનાં જોરથી અટકાવ્યા. વિરધ્વલ મુઆથી તેના તખ્ત ઉપર વસ્તુપાળે તેના દીકરા વિશળ દેવને બેસાડયો. તેણે પ્રથમ પેહેલાં રાજ્ય ચિન્હો ધારણ કર્યાથી કેટલા એક લોકો વાઘેલ વંશનો પ્રથમ રાજા તેને ગણેછે.

૮૧ વિરધ્વળના મંત્રિ વસ્તુપાળ અને તેજપાળ બે ભાઈઓ વિશે રાસમાળામાં કહેછે કે તે પ્રાગવટ અગર પોરવાડ જાતીના અને જૈન ધર્મના વાણીઆ હતા. તેઓ હાલમાં દેલવાડા, આબુ અને ગિરનારનાં

દેવળો બંધાવનાર એ નામથી વધારે પ્રખ્યાત છે. તેના વડાઓ કેટલીક પેહેડી થયાં અણહીલવાડમાં રેહેતા હતા. આ બને ભાઈઓને પ્રથમ વિરધ્વળના જુના મંત્રિ ચાહદ સચીવે રાજાને મેળવ્યા હતા. વિરધ્વળ પ્રબંધમાં કેહેછે કે તે મંડલીક નગરમાં રેહતો અને તેનો વડવો ચંડપ ગુર્જર રાજાનો મંત્રિ હતો. તેનો પુત્ર ચંડપ્રસાદ જે સિદ્ધરાજનો કોશાધિકારી થયો હતો તેને અશ્વરાજ નામેં પુત્ર થયો. તેની સ્ત્રી કુમાર દેવીને ત્રણ પુત્ર થયા, મલદેવ, વસ્તુપાળ, અને તેજપાળ. વસ્તુપાળ ઘણો વિદ્વાન અને બુદ્ધિવાન હતો. તેજપાળ ઘણો સુરવિર અને યુદ્ધના કામમાં પ્રવિણ હતો. તેઓ જ્યારે ધોળકે આવ્યા ત્યારે ત્યાંહાના રાણાના પુરોહિત સોમદેવે તેઓને રાજાને મેળવ્યા. રાજાએ તેના ગુણથી પ્રસન્ન થઈ બનેને મંત્રિ મુદ્રિકા આપી તે બંને ભાઈઓએ કબુલ કરી. પણ તે વખત રાજા પાસે તેણે એક વિચીત્ર માગણી કરી. તેઓએ કહ્યું "હે રાજા કોઈ શેવક લોભવિના તો રાજ શેવા કરતોજ નથી પણ રૂડો શેવક તેને કહીએ જે સ્વામિભક્ત હોય તથા લોકમાં જેની નિંદા ન થાય અને પરલોકમાં પીડા પામે એવું કામ કરે નહીં. ન્યાય માર્ગે ચાલવું અને બળ પુરૂષોનો અનાદર કરીને શત્રુઓને જીતવા એ તમારી આગ્ના અમો ચાથે મડાવીએ છેએ, પણ આપ પાસે એટલુંજ માગી લઈએ છેએ કે મંડલીક નગરમાંથી અમો સહકુટુંબ આવ્યા છેએ. અમારે ઘેર ત્રણ લાખની સમૃદ્ધિ છે તેથી જો કોઈ ચાડીઓ તમારી પાસ ચાડી કરેતો અમારી પાસે જે છે તેજ અમને આપી મુકી દેવા. સર્વસ્વ હરી લેવું નહીં. તે સાંભળી લવણ પ્રસાદ અને તેના પુત્રે ધીરજ દઈ વચન આપ્યું. તેઓ ઘણાંજ જૈન્ય ભક્ત અને દાનેશ્વરી હતા. શસ્ત્રવિદ્યા તથા રાજ્ય કૌશલ્યમાં પણ તેઓ ઘણું સારૂં ગ્નાન ધરાવતા હતા.

૮૨ ગિરનારના કિલ્લામાં કિલ્લાની પૂર્વની દેવાલ તરફ સુમંતશિખર, મલીનનાથ, અને સુમેરૂ એ નામનાં ત્રણ જૈન લોકોનાં હારો હાર દેવળો છે. તે આ બે વાણીઆ ભાઈઓએ બંધાવ્યાં કેહેવાય છે. ગિરનાર ઉપર વસ્તુપાળ અને તેજપાળ વિશે જૈન દેવળોમાંથી છુટક છુટક ઘણા લેખો મળી આવે છે. તેમાંનાં એક લેખનો તરજુમો કરનલ ટાડે પોતાની વેસ્ટર્ન ઇંડીઆ ટ્રાવેલમાં આપ્યો છે. તે ઉપરથી જણાયછે કે એ પહા-

ડના શિખર ઉપર અંબાજીની મૂરતી પણ આ બે વાણીઆ મંત્રેશ્વરોએ પ-ધરાવી છે. તે સીવાય તેઓએ અહીં એક રસ કુંપનામની વાવ બંધાવી હ-તી. વિરધ્વલ પ્રબંધમાં લખે છે કે ગિરનારમાં યાત્રા અર્થે આવનારા લો-કો પાસેથી ભરડા લોકો પૂર્વે થયેલા રાજાઓએ કરી આપેલો કર લેતા હતા તે બંધ કરી ભરડાઓને વસ્તુપાળે કુહાડી નામનું ગામ આપ્યું. જુ-નાગઢના પૂર્વાદા દરવાજા પાસ ગિરનારના રસ્તા ઉપર એક ભરડા વાવ છે. જ્યાંહાં બેસી ભરડા લોકો પુર્વે કર લેતા હશે.

૮૩ વિરધ્વલ પછી વિશળ દેવ રાજા થયો. તેના વખતમાં સિંધથી પ-રમાર શાખાના સોડા રજપુત સૌરાષ્ટ્રમાં આવ્યા, અને વાઘેલાઓ પા-સેથી ગીરાસ મેળવી તેઓએ પોતાનું એક જુદું સંસ્થાન સ્થાપ્યું. સિંધ-માં આ જાતિના લોકો ઘણુ થયા અમરકોટનું રાજ્ય ભોગવે છે અને તેમ-નાં પરગણામાં સિંધની જુનીરાજ્યધાની અરોરાનાં ખંડરે છે. રાશમાળા-માં લખેછે કે સિંધમાં પારકરમાં દુકાળ પડ્યાથી બે હજાર સોડા પરમાર પોતાનાં બૈરાં છોકરાં સહીત મુંજુ અને લધીર નામના બે ભાઈના મુખી પણા તળે પંચાળમાં આવી મુલીની પૂર્વે થોડાએક માઈલ ધાધરીઆ નામની જગાએ ઝુંપડાં બાંધી રહ્યા. આ વખત સૌરાષ્ટ્ર દ્વીપકલ્પના આ ભાગમાં વાઘેલા લોકોનો અમલ હતો. વઢવાણ એ વાઘેલાની મુખ્ય જગો હતી, અને સાયલા વાઘેલાના ખંડીઆ ચબાડ જાતીના રજપુતોને તાબે હતું. ચબાડ લોકોએ જાણ્યું કે સોડા પૈસાવાન અને ઓથ વિનાના છે માટે આપણે તેઓને લુટી લઈએ. આવિશે કાંઈ બાહાનું સોધતા હતા તેવામાં એવું બન્યું કે ચબાડ લોકો શિકાર વાસ્તે દોડતા હતા તેવામાં એક જખમી થયેલો સસલો સોડાના કુબામાં પેઠો તે આપવા ચબાડે માંગણી કરી ત્યારે સોડાએ ના પાડી, અને હથી-આર બાંધી સામા થૈ ઉભા. ચબાડે કહ્યું હે મુંજુ! તું મારૂં સસલું આ-પ. સોડાએ કહ્યું સરણે આવેલાને રજપુતનો દીકરો સોંપશે નહીં. આ-ખર લડાઈ થઈ તેમાં ૫૦૦ ચબાડ અને ૪૦૦ સોડા મરણ પામ્યા. મું-જુએ સસલાની વતી પોતાનો પ્રાણ આપી કીર્તિ મેળવી. ભાટ લોકોએ તેઓનાં વખાણ ગાયાં કે " મેરૂ પડે, ગિરનાર ખસે, પણ પરમાર પીઠ ન આપે " આ લડાઈમાં સાયલાનો રાજા પણ પડ્યો અને તેની એક બે-

હેન જે વઢવાણના વાઘેલાને પરણી હતી તેણે પોતાના ધણીને ભાઈનું વેર લેવા ઊસકર્યો. વાઘેલા રાજાએ સોડાને પ્રથમ કોલ આપેલો હતો તેથી તેઓસાંમો ઊધાડો ન ઊઠતાં અંદર ખાનેથી તેણે તેઓનો કાટ કાડવાની મતલબથી તેઓને સાબરમતીની કોતરમા અઈઆ અને ફુતો નામના બે ઘણા જોરાવર ભીલ રેહેતા હતા તેઓ ઉપર મોકલ્યા જેઓ તે જગે કીલ્લો બાંધી વાઘેલાઓનો મુલક લુટતા હતા. સોડાઓ અઈઆના કીલા ઉપર ગયા અને તેને તથા તેનાં ઘણાં માણસોને મારી ફતેહ કરી પાછા આવ્યા. આ ચાકરીના બદલામાં વાઘેલાઓએ તેને થાન, મૂલી, ચોબારી, અને ચોટીલા એ ચાર ચોવીસી ઈનામમાં આપી. હુને એક બીજી જગેથી બયાન મળ્યું છે તેમાં લખેછે કે સંવત ૧૨૧૫ ના શ્રાવણ વદ ૧ ઈ.સ. *૧૧૫૯ માં વાઘેલા વિશળદેવે પરમાર રતનજીના દીકરા લધીરજી અને મુંજોજીને મૂલી, ચોટીલા, થાન, અને કંડારણા એ ચાર ચોવીસી આપી. આ બે ભાઇઓમાંથી મુંજોજીના વંશનું લાવલદ ગયું અને લધીરજીના વંશના રાજ્યના સુવાંગ માલિક થયા. હાલ જે મૂલીની ગાદી ઉપર રાજા છે, તે લધીરજીથી પોતાને ૧૯ મી પેહેડીએ ગણે છે.

૮૪ વિશળ દેવ પછી અરજુનદેવ વાઘેલો થઓ. દેવ પાટણમાં સોમનાથના મંદિરમાં એક ઈ૦સ૦ ૧૨૬૪ ની શાલનો લેખછે તેમાંથી આપણને આ અણહિલવાડના વાઘેલા રાજાવિશે કેટલુંક બયાન મલી આવેછે. અરજુન દેવને એ લેખમાં "પરમેશ્વર ભટ્ટાર્ક શ્રી ચાલુક ચક્રવર્તિ મહારાજાધિરાજ શ્રીમંત અરજુન દેવ", એ રીતે લખેછે. આ રાજા અણહિલવાડમાં રાજ્ય કરતો હતો અને શિવધર્મ પાળતો. રાણક શ્રી સોમેશ્વર દેવ, ચૌરા સરદાર ચાલુકય દેવ, રામદેવ, ભિમસિંહ વીગેરે આ રાજાના બંડીઆ હતા. તેનો કારભારી શ્રીમલદેવ નામે હતો, એ રાજાના સરદારોમાં કેટલાએક મુસલમાન ધર્મના પણ હતા. જેમ કે બેલાકુલનો હોરમજ, નાખુદા નુરદીન, ફીરોજનો દીકરો ખોજે ઈબ્રાઈમ, આ મુસલમાન સરદારોમાંના એકનો નાખુદા ખીતાબ શિવાય તે અને બીજા સરદારો શું હોદો ભોગવતા હશે તે કાંઈ પણ જાણ્યામાં નથી.

૮૫ અરજુનદેવ પછી વાઘેલાના ભાટ પ્રથમ લવણ રાજા અને ત્યારપછી સારંગદેવ થયો કહેછે. સારંગદેવ વિશે આબુના ઈ૦સ૦ ૧૨૯૪ ના લેખ ઊપરથી જણાય છે કે તે અણહિલવાડનો રાજા હતો અને ચંદ્રાવતિનો મંડલેશ્વર વિશળ દેવ તેનો તાબેદાર ગણાતો હતો.

૮૬. સારંગદેવ પછી અણહિલવાડના તખ્ત ઊપર છેલો હિંદુ રાજા વાઘેલો કરણ ઘેલારો થયો ઈ૦સ૦ ૧૨૯૬ માં. આ રાજાને દીલ્હીના બાદશાહ અલાઊદીન ખીલજીએ હરાવી ગુજરાતના હિંદુરાજ્યની આખર કરી. આ રાજા વિશે એક એવી કથા ચાલેછે કે તેના માધવ અને કેશવ નામે બે નાગર બ્રાહ્મણ કારભારી હતા. માધવની બંધાવેલી માધવવાવ વઢવાણમાં અદ્યાપી છે. રાજાએ કેશવને મારી માધવની બૈરી જે પદમણી હતી તેને જોર જુલમથી પોતાના ઘરમાં રાખી. તે ઊપરથી માધવ દીલ્હી ગયો અને અલાઊદીનને સમઝાવી પોતાની બૈરી બાબતનું વેર લેવા મુશલમાનનું લશ્કર પાટણ લાવ્યો. એ વખત કરણ રાજા ભયથી સામો ન થતાં ભાગી ગયો અને અણહિલવાડ મુસલમાનોએ તાબે કર્યું. કરણનાં બૈરાં છોકરાં મુસલમાનોને હાથ આવ્યાં. તેઓ ઊપર તેઓએ ઘણો જુલમ કર્યો. માધવે આ વખત ત્રણસેંહે સાઠ ઘોડા બાદશાહને નજર કરી પોતામાટે દેશના કારભારીની જગો લીધી. પછી અલફ્ખાનને ગુજરાતનો સુબેદાર ઠરાવી પાટણ, સિદ્ધપોર, સોમનાથ, ગિરનાર અને પાલીતાણાનાં દેવળનો નાસ કરી બાદશાહી લશ્કર પાછું ગયું. તેણે હિંદુ ઊપર ઘણો જુલમ કર્યોતેથી એ બાદશાહને હિંદુઓ, ઘણું કરી અલાદીઓ ખુની કરી કહેછે.

૮૭ માધવ અને કેશવ એ બે નાગર મૂળમાં કચ્છનાં રેહેવાસી હતા. તેઓ નોકરીની ઊમેદે વાઘેલાના રાજ્યમાં આવી રહ્યા હતા. માધવ ઘણો રીસાળ અને મમતી હતો. તે વિશે એક દાખલો છે તે એકે એક વખત રસ્તે ચાલતાં તેને એક કાંટાનું ઝરડું વલગ્યું. આ વખત તેની પાસે કાંઈ નહતું તેથી તે ઝરડું કાડી ઘેર ગયો, પણ થોડી વારમાં ઘેરથી એક કુવાડો લાવી તે ઝરડાને તેણે થડ મૂળમાંહી કહાડી નાંખ્યું. નિચેની કવિતા ઉપરથી જણાશે કે માધવનું મૂળ વતન કચ્છ હતું.

વછ ત્રવાડી પીપળે, સોરઠ શંકરદાસ.<br>
કચ્છધરા માધવકુળ, નાગર અવિચળ નામ.

૮૮ વાઘેલાના વખતમાં બે ત્રણ બીજા નવા રાજ્ય વંશોની સોરઠમાં સ્થાપના થઈ જણાય છે. વિરધ્વળ પ્રબંધ ઉપરથી જણાયછે કે વિરધ્વળ વામનસ્થળીમાં પરણ્યો હતો. જ્યાંહાં તે વખત ચામુડ અને સાંગણ એ બે ભાઈઓનું રાજ્ય હતું. વંથલી અગર વામનસ્થળીમાંથી મળી આવેલો એક શિલાલેખ જે હાલમાં જુનાગઢની સંસ્કૃત પાઠશાળામાં પડેલો છે તે ઉપરથી જણાય છે કે વંથલીમાં તે વખત એક જુદોજ રજપુત વંશ રાજ્ય કરતો હતો; પણ તે અને વિરધ્વલના સગા ચામુંડ અને સાંગણ એક હતા કે જુદા. એ કાંઈ તે ઉપરથી કહી શકાતું નથી. એ શિલા લેખનો થોડો એક ઉપરનો ઉપયોગી ભાગ જતો રહયાથી વામનસ્થલીના રજપુત કઈ જાતીના હતા, અને આ ભાગમાં કયારે આવી વસ્યા તે કાંઈ જણાતું નથી. તેમાંથી એટલુંજ માલુમ પડે છે કે વામનપુરમાં જગતસિંહ નામે રાજા હતો. જેમણે મંડલીકની સેનાને સંગ્રામમાં જીતી, અને પોતાની મા વિંઝળદેવીના કલ્યાણ સારૂ વામનપુરીમાં વિંઝલેશ્વર મહાદેવનું સ્થાપન કર્યું. જગતસિંહે જે મંડલીકને હરાવ્યો તે મંડલીક ગીરનારના શિલાલેખની વંશાવળીનો પેહેલો રાજા જણાય છે જેને ગિરનારના લેખમાં નિમનાથનું મંદિર બંધાવનાર કરી વખાણ્યો છે. જગતસિંહ પછી તેનો ન્હાનો ભાઈ અરિસિંહ થયો. જેમના દીકરા ક્ષેમાનંદના વિરધ્વળ વાઘેલાની દીકરી પ્રેમલદેવી સાથે લગ્ન થયાં હતાં. આ લગ્નથી વિજયાનંદ નામે દીકરો થયો. આ વિજયાનંદવિશે તે લેખમાં કહેછે કે તેણે વીંઝલેશ્વરનાં ઘરેણાં કરાવી વામનપુરમાં એક બ્રહ્મપુરી બંધાવી હતી. વિજયાનંદ એક રાઠોડ જાતના રજપુત જઈત્રસિંહના દિકરા ભિમસિંહની દીકરી નાગલદેવીને પરણ્યો હતો, જેમની દીકરી હીરાદેવીના મોતની યાદમાં નાગલદેવીએ વિંઝલેશ્વરના મંદીરમાં તેમની મુરતી બેસાડી તે બાબત આ લેખ કોત્રાવ્યો છે. એ લેખમાં જઈત્રસિંહ રાઠોડ વંશના ઉદલનો દીકરો હતો અને તેજે લવણ પ્રસાદે સ્થાપ્યો એમ કાંઈ સંશય ભરેલી રીતે લેખના ભાગેલા ભાગ ઉપરથી અનુમાન કરી શકાય છે. આ ભિમસિંહને વિસળદેવ વાઘેલાસાથે લડાઈ થઈ, તેમાં ભિમ વિશળને તાબે થયો લખે છે. જઈત્રસિંહ કદાચ ઓખાની રાઠોડ શાખાનો હોયતો

તો સંભવે ખરૂં. ઓખા અને નાઘેરના રાઠોડ ઘણું કરી આજ વખતે ખેરગઢથી સોરઠમાં આવી વસ્યા હતા.

૮૯ ખેરગઢમાંથી શિઆજી રાઠોડના દિકરાઓએ ગોહેલ લોકોને હાંકી કાહડ્યા પછી તેઓમાં માંહો માંહે કજીઆ થયા. તેથી કરી બે ભાઈઓ થોડા વખત પછી એટલે સોલંકી વંશના છેલા રાજા ભિમદેવના વખતમાં ગુજરાતમાં આવી વસ્યા. સોનકજી અને અજોજી જે બે આ રાઠોડ ભાઈઓના નામ હતાં તેઓને ભિમદેવે કડી પ્રગણામાં સામેતરાનો ગીરાસ આપ્યો. થોડા વખત પછી અજાજીએ દ્વારકાના ચૌરા સરદારની કન્યા જોડે લગ્ન કર્યા તેથી તેઓને તે તરફ સંબંધ થઓ. કાંઈ વખત પછી અજાજી દ્વારિકાં તરફ આવ્યો. આંહી તેમણે ભોજરાજ ચૌરાને મારી દ્વારિકાનું રાજ પોતાના સ્વાધિનમાં લીધું. રાઠોડોની સ્થાપના વિશે બોંબે ગવરમેંટ રેકર્ડ્સ નંબર ૩૭ મામાં લી ગ્રાંડ જેકબ જુદીજ રીતે લખેછે. તે કહેછે કે ગોહેલોને ખેરગઢમાંથી કહાડયા પછી રાઠોડના રાજા જોધાજીએ જોધપોર વસાવ્યું. કાંઈ વખત પછી તેને પોતાના ચાર ભત્રીજા સાથે કજીઓ થયાથી તેઓને જોધાએ દેશ નિકાલ કર્યા. તેમાંથી વેરાવળજી અને વેજલજી નોકરીની ઉમેદે ગુજરાતમાં પાટણ આવ્યા, ત્યાંહાં નાઉમેદ થયાથી તેઓ પાટડી બજાણે ઝાલાઓને આશ્રયે જઈ રહ્યા. પાટડીમાં વેરાવળજીએ કાંઈએક ટંટામાં ઝાલાના દીકરાને માર્યાથી તેઓને પાટડી એકદમ છોડવું પડયું, અને જાત્રાને બહાને દ્વારિકાં તરફ ચાલ્યા. દ્વારિકાની ગાદી ઉપર તે વખત *હેરોલ જાતિનો રાજા હતો જેને ગોમતીમાં નાવા આવનારા જાત્રાળુ લોકો પાસેથી કર મળતો તેની મુખ્ય પેદાશ હતી. વસઈમાં આ વખત ચૌરા જાતીના ગીરાસીઆ હતા. ચૌરા અને હેરોલ વચ્ચે ઘણું થયા કજીઓ ચાલ્યા કરતો હતો પણ બંને પક્ષના સરખા હોવાથી કજીઆનો કાંઈ પણ અંત આવતો નહતો. ચૌરાઓએ આ વખત રાઠોડ લોકોની મદદ માગી તે રાઠોડોએ કબુલ કરી; પણ અંદરખાનેથી તેઓએ

---

* ઓખામાંથી જે અમોને રાઠોડોની સ્થાપનાને લગતી દંતકથાઓ મલીછે તેમાં પણ ચૌરાના દુશમનને હેરોલ કરીને લખ્યાછે પણ રાઠોડના મુખીને તઓ જુદુંજ નામ આપેછે. ઓખાના લોકો કહેછે કે રાઠોડનો પેહેલો આવનાર પુરૂષ અમરસિંહ હતો.

બને પક્ષવાળાનો નાશ કરી પોતે માલીક થવાની તદબીર ચલાવી. રાઠો-ડોએ હેરોલાના કુટુંબને જમવા તેડ્યા. તે તેઓએ જાત્રાલુ જાણી સ્વિકાર્યું. આ વખત રાઠોડોએ ચૌરા સાથે અંદર ખાનેથી એવી સંતલસ કરી હતી કે હેરોલ જમવા બેસે એટલે તેઓ ઉપર તમારે ઓચિંતા આવી તુટી પડવું. આ તદબીરમાં રાઠોડોએ દગલબાજીથી બને પક્ષવાળા-ઓને મારી ઓખાનું રાજ પોતાના તાબામાં લીધું. આ વખત થોડા-એક હેરોલ રાજપુત જે આ નાશમાંથી બચ્યા તે ભાગી દરીઆ કિના-રામાં મછીઆરા ( વાઘેર ) રેહેતા હતા તેના ઘરમાં જઈ છપ્યા. વાઘે-રોએ તેઓની સારી રીતે બરદાસ્ત કરી તેઓને બચાવ્યા પણ આ વખ-તથી તેઓને રજપુતમાંથી નીસરી વાઘેરની નાતમાં ભળવું પડયું અને ત્યારથી તેઓ પણ પોતાને વાઘેર કેહેવરાવા લાગ્યા. ઊપર મુજબ રાઠો-ડોએ ઓખા તાબે કરી પોતાના રાજ્યની સીમા વેદમતી નદી સુધી વ-ધારી. એકવાર સવારિમાંથી તેઓ પાછા વળ્યા ત્યારે ગુરગઢ આગળ એક ન્હાના ગામ નંદાણામાં મુકામ કરી રહ્યા હતા. ત્યાંથી ન્હાનાભાઈ વેજલજીએ થોડાં માણસથી દક્ષિણમાં જઈ નાઘેરના રજપુત લોકો પા-સેથી સોમનાથ પાટણ તાબે કરી ત્યાંહાં પોતાનું રાજ્ય સ્થાપ્યું. આ વખ-તથી નાઘેરના રાઠોડ વેજલજી ઊપરથી પોતાને વાજા રજપુત એ નામથી ઓળખાવા લાગ્યા. જે રાઠોડો ઓખામાં રહ્યા તેઓએ ચૌરા અને હેરોલને મારી અગર વાઢી નાંખ્યા હતા તે ઊપરથી તેઓનું વાઢેલ નામ પડયું.

૯૦ વેજલજીની જીતને વખત નાઘેરમાં ઊના દેલવાડામાં બ્રાહ્મણો-નું રાજ્ય હતું જેના વડેરા ઓઝા જયરાજને નામીચા સિદ્ધરાજ તરફથી એ બે મહાલ દાનમાં મળ્યા હતા. આ વખત તેઓની પડોસમાં દી-વના ટાપુમાં સોલંકી રજપુતોનું રાજ્ય હતું. જ્યારે વેજલજી દીવના સો-લંકીની દીકરીને પરણી આવતાં રસ્તે ઊને આવ્યા ત્યારે ત્યાંહાના બ્રાહ્મ-ણોએ વેજલની સ્ત્રીના રથની ઘણી અમર્યાદા કરી તેથી વેજલને ક્રોધ ચડયો, પણ આ વખત તો સહન કરી મનમાં કીનો રાખી ચાલ્યો ગયો. પણ કાંઈ મુદત પછી બળેવને દીવશ બ્રાહ્મણો તર્પણ કરવા ગયા હતા તે જોગ જોઈ વેજલજી લશ્કર લઈ ઓચીંતા આવ્યા, અને કેટલાએક

બ્રાહ્મણોને મારી તેણે ચંદ્રબળ ઓઝા પાસેથી ઊના અને સોમદેવ પાસે-
થી દેલવાડાનાં રાજ્ય પોતાના તાબામાં લીધાં. ગીર જંગલમાં વેજલ કોઠા
નામની એક ઘણી વિકટ અને ભયંકર જગો છે તે આ વેજલજી ઉપરથી
ઓળખાય છે.

૯૧ઓખા તરફ રાઠોડ શાખાના મુખી વેરાવળજીએ દરીઆ કીના-
રાનું આરંભડા નામનું ગામ પોતાની રાજધાનીની જગો ઠરાવી. વેરા-
વળજીને વિકમશી નામે દીકરો થયો તેનાં કચ્છનો અબરો જે પોતાની
લાંબી દાઢી માટે પ્રસિદ્ધ હતો તેના દીકરા જીઆજીની કન્યા વેરે લગ્ન
થયા. જીઆજીનો દીકરો હમીરજી જે પોતાની બેન સાથે ઓખામાં
આવી રહ્યો હતો તેણે એક વાઘેરમાં ઉછરેલી હેરોલ જાતિની કન્યા
જોડે પોતાના લગ્ન કર્યાં. આ નીચ સંબંધથી તેના વંશના નાતી બહાર થ-
યા તે ત્યારથી વાઘેરમાંજ રહ્યા છે. આ રીતે દ્વારિકામાં ચૌરા અને હે-
રોલને બદલે વાઘેર અને વાઢેલ એ બે જાતીનો અમલ થયો. વાઘેર લો-
કો ઘણી વખત પોતાને વાઘેરને બદલે જરા વધારે આબરૂદાર માણક એ
નામથી ઓળખાવે છે.

૯૨ રાઠોડ લોકો સોરઠમાં આવ્યા તેની થોડા વર્ષ પેહેલાં ગોહેલના
મુખી સેજકજી, જુનાધઢના રાવ કવાત‡ ( મહિપાળ ) અને તેના દીકરા
ખેંગારજીના આશ્રય તળે જુનાઘડ તાબાનાં પંચાળ પરગણામાં આવી વ-
સ્યા હતા. આ વખત ચોટીલા નજદીકનું ધાંધલપોર ચુડાસમા અને
વાઘેલાના રાજ્યની સીમાડાની જગો હતી, અને પંચાળ પરગણું ઘણું ખરૂં
ઉજડ હતું. આંહી તેઓએ મુકામ કરી પૂર્વ અને દક્ષિણ તરફ રફતે
રફતે પોતાનો અમલ બેસાડી પછવાડેના વખતમાં સૌરાષ્ટ્રમાં એક સારૂં
આબરૂદાર રાજ સ્થાપ્યું.

ગોહેલ એ એક રજપુતની જાતી છે. જેઓ પોતાને શકારિ રા-
જા શાલીવાહનની ઓલાદમાંથી ગણે છે. ગોહેલ શબ્દનો અર્થ ગો એ-
ટલે શક્તી અને ઈલા એટલે પૃથ્વિ ઉપરથી પૃથ્વિનું બળ એમ થાય છે.

---

‡ ભાટ લોકોના ચોપડામાંનો કવાત અને ગિરનારના શિલાલેખનો મહીપાલ એ બ-
ન્નેને એક માનવા ઘણા કારણો છે.

જેઠવાના બારોટ ઢાંકની લડાઈની કથામાં શાલીવાહનને શાલીવાહન ગોહેલ એ ઊપનામથી વરણવેછે. ગોહેલ લોકો દક્ષિણમાંથી આવી પ્રથમ મારવાડમાં ભાલોતરાની પશ્ચિમે દસ માઈલ ઉપર લુણી નદી કાંઠે જુના ખેરગઢની પડોશમાં વસ્યા અને તે જગો ત્યાંહાંના મુળ રેહેવાશી ખરવા ભીલ પાશેથી પોતાના તાબામાં લીધી. આંહીથી તેઓને રાઠોડોએ હાંકી કહાડ્યા ત્યાંહાંસુધી તેઓમાં આશરે એક પછી એક વીશ રાજા થયા. ખેરગઢના છેલા ગોહેલ રાજા ઝાંઝરસીના દીકરા સેજકજીના વખતમાં રાઠોડના સરદાર શિવાજી બીજાના દિકરા અસ્તાજી ઊર્ફે અસ્થામાએ ગોહેલના પડોશી ડાબીને ઊશકેરીને તેઓ બને વચે વેર કરાવ્યું. આ વેરથી ડાબી રજપુતોએ ગોહેલોને મારી નાંખવાને ઈરાદે પોતાને ત્યાંહાં જમવા નોતર્યા. ડાબી રાજાની દીકરી જે ગોહેલના મુખી સેજકજીને પરણાવી હતી તેને ખબર પડ્યાથી તે ગાડું જોડાવી તુરત પોતાના ધણી સેજકજી પાસે ગઈ અને ડાબીઓના છુપા મનસુબાથી તેને વાકેફ કર્યો. સેજકજીને આરીતે અગાઊથી ખબર મળ્યાથી તેણે પોતાના સારા લડવઈઆઓને ભેલા કરી ડાબીના ઈરાદાથી વકેફ કર્યા અને પછી હથીઆર બાંધી પોતાના લડવઈઆઓને સાથે લઈ ડાબીને ત્યાંહાં જમવા ગઆ. ત્યાંહાં તમામ ડાબી સરદારો ભેળા થયા હતા. ભાણા ઊપર બેઠાકે એક બીજા ઉપર તરવારો ચાલવા માંડી, થાલીઓ પીરસી રહી, અને લોહી ચાલવા માંડ્યું. સેજકજીએ એક જણને પોતાનાં ભાલાંથી માર્યો. ગોહેલો ડાબી લોકોનાં ઘણાં માણસો મારી ફતેહ કરી ખુશીથી ઘેર આવ્યા. બંને જણને અંદર અંદરની લડાઈથી નબળા પડેલા જોઈ રાઠોડોએ તેઓને તેઓના ગીરાસમાંથી હાંકી કહાડ્યા, અને ખેરગઢનું રાજ્ય પોતાના સ્વાધિનમાં લીધું.

સેજકજી પોતાનાં માણસો ભેળાં કરી પોતાના કારભારી શાહ રાજપાળ અમીપાળ અને કુળગોર ગંગારામ વલભરામ (જેના વંશના હજી સિહોરમાં છે) તેને સાથે લઈ પારકા દેશમાં નશીબ અજમાવવા નિસર્યા. પોતાના ઈષ્ટદેવ મોરલીધરની મૂર્તિ અને પોતાના કુળના ક્ષેત્રપાળનું ત્રીશુળ ગાડામાં મુકી, તે ગાડું સંગની આગેવાનીમાં રાખી તેઓએ પશ્ચિમ તરફ કુચ કર્યું. ભાટલોકો કહેછે કે મોરલીધરે સેજકજીના સ્વપ્નમાં

આવી કહ્યું કે ત્યાંહાં ગાડું ખોટી અટકે ત્યાંહાં તારે મુકામ કરવું. સંગ ભ ત્યારે સોરઠમાં પંચાળ પરગણામાં આવી પુગો ત્યારે શાહપુર આગળ ગાડાનું પયડું નિશરી ગયું. તેથી તે જગે સેજકજીએ મુકામ કર્યું. કરનલ ટીગ્રાંડ જેકબને ભાવનગરના રાજા પાસેથી ગોહેલની વંશાવલી મળી છે. તેમાં તેઓને સંવત ૧૧૦૨ માં આવ્યા કહેછે. આ સંવત ઘણું કરી શાલી વાહનનો હશે. કેમકે શાલીવાહનમાંથી પોતાનું મૂળ શોધનારા પોતાના ઈતીહાસમાં બીજો સંવત દાખલ કરે નહીં. શાલીવાહન શક ૧૧૦૨ ઈ.સ. ૧૨૮૦ માં અણહિલવાડમાં ભીમ સોલંકી નામે રાજા હતો. આ વખત કરતાં ગોહેલો વેહેલા આવ્યાં હોય એમ લાગતું નથી. તેઓના સંવતને શક નૃપનો નગણી વિક્રમનો* માનીએ તો ઘણી અડચણો આવે છે.

સેજકજી શાહાપુરગામમાં પોતાનું મુકામ કરી પોતાના કારભારી રાજપાળ શાહને તેડી જુનાગઢના ચુડાસમા રાજા રાવ કવાતની દરબારમા ગયા. રાવ કવાત અને તેના દીકરા ખેંગારે તેઓને સારી રીતે સત્કાર કરી વતન છોડવાનું કારણ પુછ્યું. ત્યારે સેજકે યથાસ્થિત વાત કહી સંભળાવી. રાવે તેને શાહપુર તથા બીજાં ૧૧ ગાંમ જાગીરમાં આપી એ ભાગનું ખાંટ ભીલથી રક્ષણ કરવાનું કામ તેઓને સોંપ્યું. સેજકજી ઘણા દીવસ થયા જુનાગઢમાં હતા તેવામા કુંવર ખેંગાર શીકાર કરવા નિસર્યા. ફરતા ફરતા શાહપુર પાસે આવ્યા ત્યાહાં તેઓને સસલાનો શીકાર મળ્યો. સસલા પછવાડે દોડતાં સશલો ગોહેલની છાવણીમાં ભરાઈ બેઠો. ગોહેલ પાસેથી ખેંગારે સસલો માગ્યો તો કહેજે સરણે આવેલાને રજપુતનો દીકરો સોંપશે નહીં. આ જવાબથી કુંવરને ક્રોધ ચડ્યો ને જોર જુલંમથી લેવાનું કરતાં તે વખત ગોહેલની છાવણીમાં જે સેજકના ભાઈ ભત્રીજા હતા તેઓ હથીયાર બાંધી સાંમા થયા. તેઓ સાથે કુંવરને લડાઈ થઈ. કુંવરનાં ઘણાં માણસ મરાયાં અને છેવટ કુંવરે

---

* શક નૃપના કાળને પણ કેટલાએક શિલા લેખોમાં સંવત કરી લખ્યોછે. એ જોતાં વિક્રમના કાળને સંવત કેહેવાનો જે હાલ રવીઓ ચાલેછે તે કાંઈ પુર્વે નહતો. દસમી અગ્યારમી સદી પેહેલાં આ દેશમાં ઘણું કરી શકનૃપનોજ સંવત વપરાતો હતો એમ આ દેશના શિલાલેખ, વાવળીયા વીગેરે જુના વખતના રહેલા સાધનો ઉપરથી જણાય છે.

પોતે ગોહેલની છાવણીમાં કેદ થયા. કેટલાએક માણસોએ ભાગી જુનાગઢ જઈ રાવને ખબર આપ્યા ને કહ્યું કે કુંવર જીવતા છેકે નહીં તે-વિશે કાંઈ અમને ખબર નથી. સેજકજી આ વખત રાવની કચેરીમાં બેઠા હતા તે આ ખબર સાંભળી ઘણા દીલગીર થયા અને જાણ્યુ જે હવે ગીરાસ ખાવો મુશકલ છે. તેથી તેણે ઉઠી રાવને નમી પટો ખોળા-માં મુકયો. રાવે કારણ પુછયું તો કેહેજે તમારા એકના એક કુંવરને અ-મારાં માણસોએ માર્યો તો હવે મારેથી તમારા રાજ્યમાં શી રીતે રેહેવાય. રાવે દીલાસો કરી પટો પાછો સોપ્યો. સેજકજી પછી રાવની રજા લઈ શાહાપુર આવ્યા ને જુએ છે તો કુંવર હયાત છે. તેને કેદમાંથી છોડી તેનું સનમાન કરી, તેને, પોતાની છોકરી વાલમ કુંવરબા પરણાવી મ્હોટા દેજ શહીત જુનાઘઢ રવાના કર્યો. સેજકજી એ આ વખત રાવની પર-વાનગીથી શાહપુર પાસે સેજકપુર નામે નવું ગામ બાંધ્યું. સેજકજીના ભાઈઓ માટે આ વખત જુદા જુદા ગામોની નેમણુંક થઈ. હનુજીને બગડ મલ્યું. માન સિંહજીનેં બોટાદ પાસેનું ટાટમ. હુદોજીને તુરખા. દે-પાળજીને પાળીઆદ, સોનકજીને બોટાદ, વીસાજીને ખસ અને જોધાજી-ને ઝમરાળું ગામ મળ્યું. આ રીતે સેજકજીના ભાઈઓ શાહાપુરથી નીસરી પોતપોતાના ગીરાસમાં જઈ રહ્યા.

ગોહેલના મુળ પુરૂષ સેજકજી પછી તેનો મ્હોટા દીકરો રાણજી ગો-હેલના તખ્તનો વારસ થયો અને તેના ન્હાના દીકરા શાહજી અને સારંગ-જીને માંડવી અને હઠીલાના તાલુકા મળ્યા. રાણજીએ ગોમાં અને ભાદર નદીના સંગમ ઉપર રાણપોર નામે ગામ બાંધ્યું અને ધંધુકાના નામીચા ધનમેરની દીકરી જોડે લગ્ન કરી તે સાથે મીત્રાચારી કરી. આ સંબંધથી તેને જે દીકરો થયો તેને ખશ ગામ ગીરાસમાં મળ્યાથી તેના વંશના ખસીયા કોળી કેવાયા. કેટલાએક કેહેછે કે ખસ ગામ સે-જકજીના ભાઈ વીસોજીને મળ્યું હતુ તેણે ધંધુકાના મેરની દીકરી વેરે લગ્ન કર્યાથી તેના વંશમાંથી ખસીયા કોળી થયા.

૯૩ રાણજી ગોહેલના વખતમાં વાલાક પરગણામાં વંળા અને ત-ળાજા આંહી વાળા જાતીનો એભલનામે એક નામીચો રાજા હતો તેને હરાવી રાણજીએ વળાનું રાજ્ય પોતાના સ્વાધિનમાં લીધું. તેને લગતું

વીગતવાર બયાન આપ્યા પેહેલાં આ જુની વાળા જાતી વિશે આહી થોડું ઘણું લખવું જોઈએ.

વાળા લોકોની સાતમી સદીની આખરમાં વળામાં સ્થાપના થઈ તે વિશે ત્રીજા પ્રકરણમાં વિગતથી કહ્યું છે. ત્યારથી તે આ એભલ વાળાના વખત સુધી વાળાઓની ખરી વંશાવળી ભાટ લોકોના ગ્રંથમાંથી મળવા આશા રાખવી વ્યર્થ છે. તોપણ એભલ વાળા પેહેલાંના થોડા એક રાજાઓનાં નામ જે હુને કાઠીના વહીવંચા અને ઢાંકના વાળાઓના બારોટ પાસેથી મળયાં છે તેઓ વિશે આ જગે કાંઈ લખવું જોઈએ. આ એભલવાળાની પેહેલાં ભાટ લોકો ચોથી પેહડીએ એક બીજો એભલ વાળો થયો કહેછે જેમણે તળાજાના તાલવ દૈત્ય (તળાજી આ કોળી) પાસેથી તળાજા લઈ ત્યાંહાં પોતાનો અમલ બેસાડયો હતો. આ તળાજા ગામ શેત્રુજી નદી કાંઠે સમુદ્રથી ઘણું દુર નથી. તેની પડોસમાં જે ડુંગરાઓ છે તે તાલવગીરી અગર તળાજાના ડુંગરા એ નામથી ઓળખાય છે. આ ડુંગરામાં પ્રાચીન કાળની કોત્રેલી ગુંફાઓ છે, તેને લોકો એભળવાળાની બનાવેલી ચોરી કરી કહે છે.પણ તેની કોત્રણ વીગેરે દેખાવ ઉપરથી જોતાં તે શિલાદિત્ય રાજાના વખતમા બૌધ લોકોએ કોત્રાવેલી જણાય છે. આ ડુંગર ઉપર ઘણામાં ઘણું પ્રાચીન વખતનું દેવલ ઈ. સ.૧૩૮૧ ની સાલનું છે. બાકી જે દેવળો તેના પશ્ચિમના સપાટ ભાગ ઉપર છે તે અર્વાચીન વખતમાં બંધાયાં લાગે છે. પાહાડ ઉપર ચડવાનાં પગથીઆં ખડકમાંથી કોત્રી કાડેલાં છે. એ ડુંગર ઉપર જળાશયો ઘણાં છે. તેની ઉત્તર અને પૂર્વ તરફની વનરાઈનો સ્વાભાવિક દેખાવ મનને રંજન કરે તેવો છે. તળાટીમાં કસબાને ફરતી લડવા લાયક દેવાલ છે, અને નીચે તળાજી નામનો એક ઝરો વેહે છે, જે પાલીતાણેથી આવતી શેત્રુજીનદીને મલે છે. ડુંગરની પૂર્વ તરફ એક ન્હાનું સરખું તાલવ દૈત્યનું દેવળ છે. ત્યાંહાં એક દીવો થાય છે. આ દીવો વરસાદ અને તોફાનને વખત પણ ઓલાવા દેતા નથી. તાલવ દૈત્યનું નામ તેના જીતનાર એભલવાલા કરતાં આજ તલાજાના લોકોને વિશેષ કરી જાણીતું છે. તાલવ દૈત્ય આજ પણ તે પોતાના પાહાડી તખ્ત ઉપર પુજાય છે. તળાજાના લોકો વર્ષાદ કે તોફાનથી પોતાના છાપરાં ઉપર પાણીના ધોધ કે

ડુંગરના પથ્થર પડતા જુએ છે કીંવા કાંઈ રોગ ચાળો ચાલે છે ત્યારે આ દેવની પુજામાં ભુલ પડ્યાથી તેનો કોપ થયો સમજે છે. આ ભાગના કોળી લોકો છેક હમણાંના વખત સુધી લોકને પીડા કરતા હતા. તેઓને પહેલ વેહેલા એભલવાળેજીતી આ ભાગમાં વાળાઓનો અમલ બેસાડ્યો.

એભલવાળાના દીકરા સુરાજીને પાછો એભલનામનોજ દીકરો થયો. આ બીજા એભલ વિશે ભાટ લોકો કેટલીક નવાઇ સરખી કાણીઓ આપેછે તે જો કે માનવા લાયક નથી તોપણ તેમાંથી તેઓની ચારણો ઉપર કેવી આસ્થા હતી એ વિશે કેટલુંક જાણવામાં આવે છે. એભલના વખતમાં એક જૈન વાણીયાએ ઘણું અનાજ સંઘરેલું હતું તે સારે ભાવે વેચાય માટે ગોરજીએ તેને એક પાતાળ જંત્ર નામના જાદુના ઈલમથી માદળીયું કરી આપ્યું તે તેણે એક હરણને શીંગડે બાંધ્યું. પછી હરણ જ્યાંહા જ્યાંહા ફર્યું ત્યાંહાં ત્યાંહાં વર્ષાદ ન થયો અને દુકાળ પડી લીલાડો બંધ થયો. વાણીઆને અનાજનો ભાવ આકરો આવવા લાગો. લોક દુકાળથી ગભરાઈ માળવે જતાં રહ્યાં. ઢોર ઢાંખર મરણ પામ્યાં અને દેશ ઊજડ થયો. એભલની મ્હોટી પાયગામાં માત્ર પાંચ છ ઘોડા રહ્યા, તેથી એભલ ઘણો દીલગીર થયો. કાંઈ દાહાડે એક લાકડાં કાપનાર કબાડીએ આવી આ હરણની વાત કહી અને કહ્યું કે જ્યાંહાં તે ફરેછે ત્યાંહાં લીલાડો બંધ થાય છે. રાજા પોતાનાં માણસો સાથે લઈ જંગલમાં ગયો અને હરણને પકડી માદળીયું છોડી તેમાંનો કાગળ વાંચ્યો. તેમાંથી માલમ પડ્યું કે જ્યારે આ કાગળ પાણીમાં ભીંજાશે ત્યારે વર્ષાદ થશે. રાજાએ તેમ કર્યું, અને એકદમ વર્ષાદની એલી થઈ. તુફાનમાં રાજાનાં ઘણાં માણસ મરણ પામ્યાં. પોતાની ઊતાવળી ચાલના ઘોડા ઊપર બેસી એભલ ભાગો. આ વખત વર્ષાદના પાણીથી તે બેહોસ થઈ ગયો તોપણ ઘોડો એમનો એમ તેને એક પાસેના ચારણના નેશમાં લઈ ગયો. નેશમાં જઈ ઘોડો પોતાની મેળે એક ચારણના ઘર પાસે ઊભો. તે ચારણના ઘરના મરદો તે વખત સર્વ માળવે ગયા હતા અને ફક્ત બૈરાં ઘેર હતાં. તેમાંથી એક આઈ નામની ચારણીઆણીએ

એ ઘોડો ઝાલી રાજાને ઊતાર્યો ને ઘરમાં લઈ જઈ ચાંપી ચોળી હુશીયાર કર્યો. રાજા જાગ્યો ત્યારે પુછ્યુ જે તું કોણછો? ત્યારે તેણીએ પોતાની વાત કરી દેખાડી. રાજાએ કહ્યું તેં મારો જીવ બચાવ્યો માટે માગ તે આપું. ચારણીઆણીએ કહ્યું વખત આવ્યે માગીશ. વચન આપી રાજા તળાજે ગયો. પછવાડે માંઈનો ધણી માળવેથી આવ્યો તે આગળ પડોસીએ તેની વહુએ પછવાડે ઘરમાં મેમાન રાખ્યો હતો તે વાત કરી. તેથી ચારણ ગુસ્સે થઈ તેને વડવા લાગો. ત્યારે માંઈ નેસડીએ સુર્યસામા ઊભી કહ્યું કે "હે માહારાજ જો હું જુઠી હોઊ તો હુને કોઢ નીકળો નીકર જુઠા તોહોમત ચડાવનારને નિશરો" આ શ્રાપથી ચારણ કોઢીઓ થયો. તે જોઈ માંઈ નેસડી દીલગીર થઈને એભલવાળાને ત્યાહાં ગઈ. દરવાજા પાસે ઉભી દરવાણી સાથે કેહેવરાવ્યું જે માંઈ આવી છે. રાજા આ વખત પોતાના એકના એક દીકરા અણા સાથે જમતો હતો તે છોડી દઈ આવ્યો. માંઈએ કહ્યું મારો ધણી કોઢીઓ થયો છે. તેને બત્રીશ લક્ષણા માણસના લોહીમાં નવરાવું તો મટે માટે મારે એવું એક માણસ જોઈએ. બત્રીશ લક્ષણો માત્ર રાજાનો દીકરો અણોજ હતો તેને મારવાનું માગ્યાથી રાજા દીલગીર થયો અને બૈરી પાસે જઈ વાત કરી. ત્યારે તેણીએ તથા અણાએ ખુશી થઈ હા કહીને બોલ્યાં કે તેમ કર્યાથી આવી માના પેટમાં આવું રત્ન થયું એમ લોક ગાશે. એભલની સ્ત્રીએ છોકરાના લોહીમાં ચારણને નહવરાવ્યો. માંઈ જે શક્તિ હતી તેણે છોકરાને સજીવન કર્યો. ભાટ લોકો અદ્યાપી તેનાં નિચે પ્રમાણે વખાણ ગાયછે.

દોહો.

સરદો કરે વિચાર, બે વાળામાં કહો ભલો
સરનો સોંપણ હાર, કે વારણહાર વખાણીએ,

[illegible] ૯૪ એભલ પછી વળાના તખ્ત ઉપર અણો રાજા થયો. અણા પછી તેનો દીકરો બીજો એભલ થયો. ભાટ લોકો કેહેછે કે તેણે વખતમાં સાત સેહ કન્યાને કન્યાદાન દીધું હતું.

દુહો.

અણકળ બીજે એભલે, સાવડ સંકટ સોડ
દીયા તળાજા ડુંગરે, કન્યાદાન કરોડ,

એભલના તાબામાં વળાગામમાં પ્રથમ કાયસ્થના ગોર વાલમ બ્રાહ્મણોનાં હજારો ઘર હતાં. વૈજનાથ મહાદેવનું મંદીર તેઓને તાબે હતું. કાયસ્થની દરેક કન્યા પરણે તે ઉપર તેઓ ભારે કર ( ડાપું ) લેતા. આવા આકરા કરથી કાયસ્થોએ પોતાની કન્યા ત્રીશ ત્રીશ વર્ષની ઉમરની થઈ ત્યાંહાં સુધી કુંવારી રાખી હતી. કાયસ્થયમત કરી બેઠા હતા કે ગોર કર ઓછો કરે તોજ દીકરીઓ પરણાવવી. એક વખત ગોર ત્રાગાં કરી બીહવરાવવા લાગ્યા ત્યારે કાયસ્થો એભલવાળા પાસે ફરીયાદ આવ્યા. એભલે જાણ્યું કન્યા દાનનું અશ્વમેધ જેટલું પુન્ય છે તો હું મારે ખરચે આ સર્વેને કન્યા દાન દઈ પુન્યનો લાભ લઉ. વાલમ બ્રાહ્મણોએ તો પોતીકુ ડાપું લીધા વગર હરગીજ પરણાવવી નહીં એમ નિશ્ચય કર્યો હતો તેથીએભલ કન્યાઓને તળાજે લઈ ગયો અને બીજા બ્રાહ્મણો મારફત તેઓને કન્યાદાન દીધાં. કાયસ્થ પાછા વળે આવ્યા ત્યારે બ્રાહ્મણો ડાફાં બાબત ત્રાગાં અને જુલમ કરવા લાગા. રાજાએ સમાધાન માટે સર્વને ભેળા કર્યા તે વખત તેઓ એટલા ગુસ્સે થયા હતા કે રાજાને પણ ગાળો દેવા લાગા. રાજાને ગુસ્સો ચડયો, પણ તે સબુર કરી જોયા કરતો હતો તેટલામાં કાયસ્થોએ ભેળા કરેલા કોળી લોકોએ ઓંચીતા આવી ઘણા ખરા બ્રાહ્મણોને મારી નાખ્યા. આ કતલમાંથી જે જીવતા રહ્યા તે કુટંબ સહીત વળા છોડી બીજે ગામ ચાલી નિસર્યા. બ્રાહ્મણોએ આ વખતથી કાયસ્થનું ગોરપદું નકરવું એવી પ્રતીજ્ઞા લીધી. વળેથી નાસી આવેલા બ્રાહ્મણો ધંધુકે જઈ રહ્યા ત્યાંહાં તે વખત ધનમેર નામે રાજા હતો. રાજાને પેટ છોકરૂં નહતું તેથી તેણે તમાંમ મીલકત બ્રાહ્મણોને કૃષ્ણાર્પણ કીધી. આ વખત માત્ર ૫૦૦ બ્રાહ્મણોએ આ દાન કબુલ કર્યું ને બીજાઓ જેઓએ નાપાડી તેઓ ગુજરાતમાં જઈ વાસો, સોજીતરા, વીગેરે ગામોમાં રહ્યા. ધંધુકામાં જેઓ રહ્યા તે તે વખતથી ધંધુકીઆ કેહેવાયા. તેઓને રાજાએ ક્ષત્રીઅને વાણીઆઓનું ગોરપદું આપ્યું. એક મોઢવાણીઆનો ગોર તેનું ગોરપદું કરવા ધંધુકે આવ્યો તેને રાજાએ

મનેહ કરી. ત્યારથી તે અત્યાર સુધી ધંધુકામાં સર્વ જાતીના ગોર વાલમ બ્રાહ્મણ છે.

૯૫ એભલવાળે ઉપર મુજબ બ્રાહ્મણો ઉપર જુલમ કર્યો માટે બ્રાહ્મણોને મદદ આપવાના બાંહાંનાંથી રાણજી ગોહેલ અને ધંતમેરે બે હજાર ગોહેલ અને પાનસેંહે મેરના લશકરથી એભલવાળા ઉપર સવારી કરી. લશકર આવ્યુ તે વખત એભલવાળો સુર્યની પુજા કરતો હતો. તે વખત દુશમનોએ ઓંચીતા આવી એભલને માર્યો ને વળા દુશમનોએ તાબે કર્યું. ધનમેરે વળાનું રાજ્ય સુવાંગ પોતાના જમાઈ રાણજી ગોહેલને આપ્યું. આ વખતથી રાણજીએ વળા પોતાની રાજધાનીની જગો ઠેરાવી.

~~~~~~~~~~~~~
~~~~~~~~~~~~~

## પ્રકરણ ૭ મું.

### મુસલમાની રાજ્યનો વખત.

૯૬ સુલતાન મહમૂદ ગિજનવીનું લશ્કર સોમનાથનાં દેવાલયનો નાશ કરી પાછું ગયું ત્યારપછી ગુજરાતમાં જે જે બળવાન મુસલમાન લશ્કર આવ્યાં, તે સર્વ સુલતાન મહમૂદનો દાખલો લઈ આ નામીચા હિંદુ દેવાલયની ખબર લેવાસારૂ સૌરાષ્ટ્રમાં આવ્યા વગર રહ્યાં નથી. લી૦ ગ્રાંડ. જેકબ લખે છે કે ગયા સુદીન ગોરીની ફોજના સરદારોએ અણહિલવાડનું રાજ્ય લઈ તેમાં થાણું બેસાડ્યું તેની પેહેલાં સોરાષ્ટ્રના પ્રાંત જીતી તેની ખરાબી કરી હતી. કરનલ ટાડ લખે છે કે ભાણ જેઠવાના વખતમાં માંગરોલમાં ગોરીબાદશાહનું થાણું હતું. એ વખત ગોરી ફોજનો સરદાર જેઠવાની રાજધાની ધુમલી અને શ્રીનગર જોવા આવ્યો હતો, અને જેઠવા રાણીને તેણે બેહેન કરી માની હતી. દીવાન રણછોડજી પોતા* ની સોરઠી તવારિખમાં લખે છે કે, ભાણ જેઠવાએ પોતાની પરણેલી સ્રીને એક વખત, છોડી દીધા પછી જ્યારે તેની ફરીને એ સ્રીને પોતાનાં ઘરમાં રાખવાની મરજી થઈ ત્યારે તેણે તેવિશે બ્રાહ્મણોને સલાહ પુછી. ત્યારે બ્રાહ્મણોએ જવાબ દીધો કે પાપનાં નિવારણ તરીકે તું એક લગ્ને ૧૮૦૦ કન્યાને કન્યાદાન આપે તો તારાથી એ રાણીને પાછી રાખી શકાય. સંવત ૧૨૬૪ (ઈ. સ. ૧૨૦૮) માં તેણે મંગળાપુરી અથવા હાલ જેને માંગરોળ કહે છે ત્યાંહાં એક લગ્ને ૧૮૦૦ કન્યાઓનાં દાન આપ્યાં અને રાણીને પાછી પોતાનાં ઘરમાં રાખી. એ વિશે આ નીચે લખેલો સોરઠો આ દેશના લોકોમાં ઘણોજ મહસૂર છે.

### સોરઠો ગામડીઓની ભાષામાં

ધુમલિએ ધમસાણા, જગ માંડ્યો જેઠવે
ભલ પરણાવે ભાણ એક લગ્ને અઢારસેહ. ૧

ભાણ જેઠવાના વખતમાં જે ગોરી બાદશાહનું લશ્કર આવ્યું હતું તે ગોરી બાદશાહ ઘણું કરીને અણહિલવાડમાં પ્રથમ પેહેલું મુસલમાન લોકોનું થાણું બેસાડનારો કુતુબુદીન ગોરી હશે. ભાણ જેઠવાના બાપ વાસંગજી જેઠવા વિશે વહિવંચા લોકો કહે છે કે તેણે વાઘેલાઓને હરાવ્યા,

તેથી બાદશાહે તેને રાણાનો ખિતાબ આપ્યો હતો. સોરઠના ભાટ લોકોએ સોલંકીને બદલે ઘણી વખત વાઘેલા શબ્દ વાપરયો છે. આ વખતે કુતુબુદ્દીને અણહિલવાડ પાટણના તખ્ત ઊપરથી તેના છેલ્લા રાજા ભીમદેવને હાંકી કાઢ્યો હતો તે ભીમદેવ પોતાનું ગયલું રાજ્ય પાછું મેળવવાના પ્રયત્નમાં સોરઠ અને ગુજરાતનાં પ્રગણાંઓમાં ફરતો હતો. એ ભીમદેવને બરડાના જેઠવાએ બાદશાહી લશ્કર સાથે સામેલ થઈ કોઈવાર હરાવ્યો હોય અને તે વાત જેઠવાના વહિવંચાએ મોટાઈ દેખાડવા સારૂ સંઘરી રાખી હોય તો કોણ જાણે. જેઠવા રાણીને ગોરીફોજના સરદારે બેન કરી માની હતી એ ઊપરથી જણાયછે કે, આ વખતે જેઠવાઓને ગોરીબાદશાહ જોડે ઘણી મિત્રાચારી ચાલતી હતી. એ દોસ્તીને લીધેજ ઘણુંકરી ભીમદેવનું વેરલેતી વખત જેઠવાના રાજ્યના રક્ષણનેમાટે જેઠવા અને દક્ષિણ સૌરાષ્ટ્રના સોલંકીનાં રાજ્યની સરહદ ઉપર માંગરોળમાં ગોરીબાદશાહે થાણું રાખ્યું હશે.

૯૭ રાસમાળનો કરતા ધારે છે કે, ગયાસુદીન બુલબનની કોનસીલમાં ગુજરાત જીતવાસારૂ વિચાર થયો હતો. એ જોતાં વચલા વખતમાં કુતુબુદ્દીનનું અણહિલવાડમાં મુકેલું થાણું બેસવી લીધું અગર હાંકી કહાડ્યું જણાય છે. કુતુબુદીન પછી બુલબુનના વખત સુધી દિલ્હીના તખ્ત ઊપર અલતમસ વગેરે ઘણું કરીને બધા નબળાજ બાદશાહ થયા છે. અલતમસનો વખત પણ ઘણો ખરો પોતાના તાબાના ગવરનરો જે વારંવાર સ્વતંત્ર થવાને તાકતા હતા, તેઓને તાબે રાખવામાં ગયો છે. આ વખતમાં ભીમદેવ જે કુતુબુદીન મુઆ પછી પાંચ વર્ષસુધી જીવ્યો હતો તેણે અથવા તેમનો ખંડીયો રાજા વીરધ્વળ જે ભીમદેવ પછી ગુજરાતમાં ઘણો બળવાન થઈ પડ્યો હતો તેણે અણહિલવાડમાંથી મુસલમાનનું થાણું હાંકી કહાડ્યું હશે.

૯૮ ગુજરાતમાંથી કહાડી નાખેલી બાદશાહી હકુમત પાછી સ્થાપવા ગયાસુદીન બુલબુનના વખતમાં તેના મસલતિયાઓએ બાદશાહને ભલામણ કરી હતી. પણ બાદશાહે કહ્યું કે જ્યાંહાંસુધી પંજાબની સરહદઊપર મોગલ લોકોના હુમલાનો ડર મટયો નથી, ત્યાંહાંસુધી એ વાત મોકુફ રાખવી યોગ્ય છે. ગયાસુદીન બુલબન ઈ. સ. ૧૨૬૬ માં દીલ્હીના

તખ્તઉપર બેઠો તેની પેહેલાં વીરધ્વળના દીકરા વિશળદેવ વાઘેલાએ રાજ્ય ચિન્હો ધારણ કરી ગુજરાતમાં ત્રીજો હિંદુવંશ સ્થાપ્યો હતો. દેવપાટણમાંથી ઈ. સ. ૧૨૬૪ ની સાલનો એક લેખ મળી આવ્યો છે, તે ઉપરથી જણાય છે કે, ગયાસુદ્દીન બુલબન દિલ્હીના તખ્ત ઉપર બેઠો તેની પેહેલાં બે વર્ષ ઉપર ગુજરાત અને સોરઠમાં વાઘેલા લોકોની પૂર્ણ સત્તા હતી. અને દેવપાટણના કિનારાના વાઘેલા અને ચૌરા રાજા અણહિલવાડના વાઘેલા રાજાના ખંડિયા તરીક ગણાતા હતા. આ વાર પછી અણહિલવાડના તખ્તઉપર બે ત્રણ છેલ્લા હિંદુ રાજા થયા તે વખતે ગયાસુદ્દીન બુલબને સૌરાષ્ટ્ર જીતવાનો વિચાર અમલમાં આણ્યો જણાય છે. કેમકે ઉત્તર અને મધ્ય સૌરાષ્ટ્રમાં ગોરીબાદશાહઓએ કાયમ રાજ્ય સ્થાપ્યું હતું તે વિશેના છુટક છુટક ઘણા દાખલા મળી આવે છે. સરધારના જુના ઈતિહાસને લગતી કેટલીક દંતકથા મળી આવી છે એ ઉપરથી જણાય છે કે વાઘેલાઓ પછી સરધારમાં ગોરી બાદશાહનો અમલ થયો હતો અને ગોંડલ, મોરબી, જસધણ, લાઠી એ સર્વે જગા ગોરી બાદશાહના તાબામાં હતી. જેઠવાના વહિવંચા લોકો કહે છે કે, ભાણ જેઠવા પછી કેટલીક મુદતે નાગ જેઠવાના વખતમાં જેઠવાઓ પાસેથી સુલતાન-ગોરીએ મોરબીનું રાજ્ય લઈ લીધું હતું. મોરબીની પશ્ચિમનાં હાલારનાં પ્રગણામાં આમરણ નામના ગામમાં દાવલશાહ પીરની એક જગા છે. તે વિશે ત્યાંહાંના લોક એમ કહે છે કે, ગોરીબાદશાની ફોજના સરદાર અને કચ્છથી આવી વસેલા જાડજાની શાખાના દેદાઓવચ્ચે લડાઈ થઈ,તેમાં ગોરી ફોજનો જે સરદાર મરાયો તેની એ કબર છે. જસધણમાં પણ કાળુપીરની જગો અને બીજાં મુસલમાની મકાનો ગોરી બાદશાહના વખતમાં થયાં કેહેવાય છે. આ વખતમાં સોરઠમાં પોતાનો કાયમ અમલ બેસાડનાર ગયાસુદ્દીન બુલબનજ હતો, એમ આપણને કેટલીક દંતકથાઓ ઉપરથી જણાય છે. પાલીતાણામાં એક હીંજાપીરનું મકાન છે તે વિશે કરનલટાડ પોતાના ગ્રંથમાં એક નીચે પ્રમાણે દંતકથા આપે છે. "બેલમ ગોરીનો ભત્રીજો જે પાલીતાણામાં થાણે હતો અને જેણે પાલીતાણાનું દેવળ તોડી તેની મસીદ અને ઈદગાહ બનાવ્યાં તેની ફોજના એક મુસલમાન સરદારે શેત્રુંજયના ડુંગરઉપર જઈ જૈન લોકોના દેવ આદી-

નાથના માથામાં હળ માર્યો. તે દેવના કોપથી તે મુસલમાન તેજ જગોએ મરણ પામ્યો અને તે જીન થઈ શેત્રુંજયના જૈન લોકોને પીડા કરવા લાગ્યો. ત્યારે સાધુઓએ એકઠા થઈ ભુતને પોતાની પાસે બોલાવ્યું અને પુછ્યું કે તું શું કરવા અમને પીડા કરે છે? ભુતે કહ્યું કે મારાં હાડકાં એકઠાં કરી ડુંગરઉપર તેમને દફનાવી તેઉપર માહારી કબર કરો તો હુ તમને હરકત નહીં કરૂં. સાધુએ તે પ્રમાણે કર્યું. તે વખતથી જૈન લોકોનાં પવિત્ર સ્થળમાં આ મુસલમાન પીરની સ્થાપના થઈ. ગયાસુદ્દીન બુલબનને માર્શમેન હીસ્ટરીમાં બેલીન પણ કરીને લખે છે. બેલીન ઉપરથી સોરઠના લોકોએ તેનું બેલીમ કરી નાખ્યું જણાય છે. ગોરી બેલમનું નામ સોરઠના લોકોને સારીપેઠે જાણીતું છે.

૯૯ ગોરી બેલમના મોત પછી બે વર્ષે જલાલુદ્દીન ખિલચીએ દિલ્હીમાં નવો ખિલજી વંશ સ્થાપ્યો. એ ખિલચી વંશના બીજા બાદશાહ અલ્લાઉદ્દીને અણુહિલવાડના હિંદુરાજ્યની આખર કરી, તે વખતનો એક દેવપાટણની બજારમાં આરસ પાહાણ ઉપર લેખ છે તેમાં સાદયાવરખાન જાહેરખબર આપેછે કે, અહીં મને સુલતાને મીરજાં ઈનાયત વગેરેનો ગેર બંદોબસ્ત મટાડવા સારૂ મોકલ્યો છે. આ ઊપરથી જણાય છે કે, અણુહિલવાડની જીત પેહેલાંજ સોરઠમાં મુસલમાન લોકોનો અમલ થયો હતો. અલ્લાઉદ્દીનની જીત પેહેલાં સોમનાથ, શેત્રુંજય અને ગિરનાર વગેરે તીર્થની જગાઓનો મહમૂદ ગિજનવીની ફોજે નાશ કરયો હતો, તે પાછાં સમરાવીને હિંદુઓએ પેહેલાંના જેવાંજ શોભાયમાન કરયાં હતાં. તેનો અલ્લાઉદ્દીનની ફોજે અચાનક આવીનાશ કરયો તેની નિશાનીઓ અદ્યાપી સુધી આ તીર્થમાં જોવામાં આવે છે. સોરઠના રાજા ઊપર વાઘેલા લોકોનો અમલ જે ઘણું કરી ગોરી બાદશાહની ફોજે નરમ પાડી નાખ્યો હતો, તે આ અલ્લાઉદ્દીનની જીતથી પુરે પુરો નાબુદ થયો. આ વખથી વાઘેલા લોકો સૌરાષ્ટ્રની પૂર્વનાં થોડાં પોતાનાં જુનાં પ્રગણાં સાચવી બાદશાહી હકુમત તળેનાં જમીદાર તરીક ગણાવા લાગ્યા.

૧૦૦ અલ્લાઉદ્દીનની જીત વખત સોરઠમાં મુખ્ય ત્રણ જાતી જોરાવર હતી- જાદવ, જેઠવા અને વાઘેલા. ગિરનારના જાદવ અને બરડાના

જેઠવા પોતાનાં પાહાડી રેહેઠાણથી ઘણા વખતથી સોરઠના મોટા ભાગ ઉપર પોતાનું માલિકપણું રાખી રહ્યા હતા. તેઓ અને વાઘેલા જેઓનું રાજ્ય સાબરમતિથી તે છેક સરધાર સુધી હતું, તેઓ પાસેથી થોડાં થોડાં પ્રગણાં છોડાવી તેઓની વચ્ચે ગોરી બાદશાહના સરદારોએ પોતાનું એક જુદું સંસ્થાન સ્થાપ્યું હતું. મુસલમાનોએ જેમ મોરબી અને સરધાર વગેરે સંસ્થાન જેઠવા અને વાઘેલા લોકો પાસેથી લીધાં હતાં, તેમ કેટલાંએક પંચાળના પ્રગણાં તેઓએ ચૂડાસમાના આશ્રિત ગોહેલ લોકોપાસેથી મુકાવ્યાં હતાં. સોરઠના દેવપાટણના કિનારા ઉપર પણ મુસલમાનોનો અમલ હતો, તથાપી તે ભાગમાં દીવ અને માંગરોળમાં ત્યાંહાંના વાઘેલા રાજા હજી ટકી રહ્યા હતા. ગોરી લોકોના સંસ્થાન અને વાઘેલાઓની વચ્ચે મુળી, ચોટીલા અને થાન આંહિં સિંધથી આવેલા સોડા પરમારોનું સંસ્થાન હતું જે તેઓએ વાઘેલા પાસેથી મેળવ્યું હતું. વાઘેલાના ખંડિયા સોડા લોકોએ પોતની પડોસના ગોરી લોકોની લોપણીથી જેમ પોતાનો ગિરાસ સાચવી રાખ્યો, તેમ ચૂડાસમાના આશ્રિત ગોહેલોથી બની શક્યું નહીં. પંચાળમાંથી ગોરી લોકોએ તેઓને હાંકી કહાડયા કે તેઓએ ત્યાંહાંથી જઈ પુર્વ અને દક્ષિણ તરફ વાળા અને કોળી લોકોનાં રાજ્ય લઈ ધીમે ધીમે પોતાની સત્તા તે તરફ વધારવા માંડી. ધંધુકા આંહિના એક કોળી સરદાર ધનમેરે ચૂડાસમાના પૂર્વનાં પ્રગણાં દબાવી પોતાનું એક જુદુંજ સંસ્થાન સ્થાપ્યું હતું. સોરઠના પૂર્વ કિનારામાં ઘોઘા બારા વિગેરે જગોએ હજી કોળી લોકો એવાને એવા જોરાવર હતા. તેઓની પડોસમાં ઝાંઝમેર અને તળાજા આંહીંથી વાળાનું રાજ્ય ગયું, તોપણ વાળાઓની એક શાખા તે ભાગમાં કેટલુંક પરગણું સાચવી રહી હતી. તેઓની એક બીજી શાખાએ સોરઠના પશ્ચિમ ભાગમાં ઢાંક અને જેતપોર વગેરે જગોએ પોતાનો અમલ બેસાડયો હતો. ઢાંકનુ પ્રાચીન શેહેર જેઠવાઓએ ખોયા બાદ કાંઈ વખત ખાલી રહ્યા પછી, તે વાળાઓએ પોતાના સ્વાધીનમાં લીધું. સોરઠના પશ્ચિમ કિનારાના પ્રાંત ઓખામાં રાઠોડ લોકોએ મારવાડમાંથી ગોહેલોને હાંકી કાહાડ્યા પછી થોડીજ મુદતમાં આવી આંહિના મૂળ ગરાસિ-

યા ચૌરા અને હેરોલને મારી પોતાનું રાજ્ય સ્થાપી પોતાની જાતી માટે જેમ નવું નામ વાઢેલ ધારણ કર્યું હતું, તેમ તેની એક ન્હાની શાખાએ દક્ષિણતરફ નાઘેરમાં જઈ ત્યાંહાં પોતાની સ્થાપના કરી પોતાને વાજા રજપૂત એ નામથી ઓળખાવા લાગા હતા. આ બધા હિંદુરાજ્યો ઊપરથી અલ્લાઉદ્દીનની જીતને વખત અણહિલવાડના હિંદુરાજાઓનો અમલ બંધ પડ્યો, તોપણ આ પ્રાંતમાં મુસલમાનોની જીત હજી તઘલખ વંશના બાદશાહોના વખત સુધી થઈ ન હતી.

૧૦૧ તઘલખ વંશના બાદશાહાની સોરઠમાં પેહેલવેહેલી ફતેહ પીરમના ગોહેલઉપર થઈ જણાયછે. રાણજી ગોહેલના દીકરા મોખરાજીએ ભીમરાદ, ઉમરાળા, ખોખરા વગેરે જગાઓં જીતી પીરમ પોતાની ગાદીની જગો ઠરાવી હતી. ઘોઘા બારાના બારીયા કોલી જે અણહિલવાડના હિંદુ રાજાઓના વખતથી અહીં એક જુદાજ જથામાં રેહતા, તેમના મુખી ત્રીકાળિયાને મારી ૭૦૦ કોળીઓને તલવાર તળે કહાડી મોખરાજી ગોહેલે ઘોઘા અને પિરમ પોતાને તાબે કર્યાં હતાં. પીરમનાં ટાપુમાં તેણે ડુંગરી ઉપર એક જોરાવર કિલ્લો બાંધી કેટલાંએક વાહણો રાખ્યાં હતાં, કેમકે વાહાણોને જવા આવવાના રસ્તા ઉપર આ જગો એક નાકા તરીક હતી. અહીં રહી તે જતાં આવતાં વાહાણોને લુટી અગર જમે લઈ દરિયામાં રાડ બોલાવતો હતો. તે પોતાની તલવાર ઊપર હનુમાન અને હાથઉપર કાળિકાની મૂર્ત્તિ બાંધતો. એક વખત મોખરે દિલ્હીના વેપારીનાં સોનાની રેતીથી ભરેલાં ચૌદ વાહાણ પીરમ આગળ લુટ્યાં, તેની ખબર બાદશાહને કાને પડ્યાથી તેને ઘણો ક્રોધ ચડ્યો, કેમકે પ્રથમ મોખરે વાહાણોનું રક્ષણ કરવા વચન આપી દરિયાના દેવને જમાન આપ્યો હતો. તે કરાર તેણે તોડ્યો તેને સજા કરવા બાદશાહ લશ્કર લઈ પીરમ ઉપર આવ્યો, અને સમુદ્ર કિનારે છાવણી કરી. મોખરાજી ઉપર હુમલો કરનારો આ બાદશાહ કોણ હતો, એવિશે જો કે મુસલમાન તવારિખવાળા કશું બોલતા નથી, તોપણ હિંદુ દંતકથા ઊપરથી જણાય છે કે, તે તઘલખ વંશનો બાદશાહ હતો. એ બાદશાહ ઘણું કરીને ગયાસુદીન તઘલખ પછી થયલો મહંમદ તઘલખ હશે. કેમકે તે આજ વખતે થયો હતો. વળી એ બાદશાહની ગુજરાતને લગતી વર્તણુક સારી જા-

એ પડ્યું, તો પણ ધડ તલવાર લઈ આગળ ધસ્યું. માથું જમીનપર પડ્યું પડ્યું મારો મારો પુકારવા લાગ્યું. દુશમનનાં લશ્કરમાં ભંગાણ પડ્યું. બાદશાહ નાહાસી છુટો. મુસલમાન લોકો ન્હાસતાં ન્હાસતાં શાબાશ હિંદુ, શાબાશ હિંદુ, કરવા લાગ્યા. અંતે પીરમનો ધણી પડયો અને તલવાર બંધ થઈ. કેહેછે કે તેનું ધડ ઘોઘેથી સાત ગાઉ ખદડપોરની મીઠી વીરડી પાસે પડ્યું ત્યાંહાં પણ હજી તેની પૂજા થાયછે. શેકજનો પૌત્ર દેવ જેવો નીસર્યો. ભાટ લોકો આ પ્રમાણે અતિશયોક્તિથી વરણવે છે અને મુસલમાન લોકો કંઈ લખતાં નથી, માટે એવાં એક તરફી લખાંણને ઘણું વજન આપી શકાતું નથી, તોપણ મોખરે ઘણી બાહાદુરી કરી એમાં કંઇ શક નહીં. આજ પણ આ બનાવ ઊપરથી લડાઈનો આગલો ભાગ મોખરો કેહેવાય છે. મોખરાના મોત પછી મુસલમાનોએ પીરમનો કોટ તોડી પાડ્યો. આજ પણ મોખરાના પાવલિયા આગળ હિંદુ-કસુંબો રેડેછે ને પીરમ આગળથી વાંહાણો નિસરે છે ત્યારે તેમાંના ખારવાઓ દેવલોક પામેલા મોખરાને નિમિતે સમુદ્રમાં નાળિયર નાંખે છે. જાણે હજી પણ તે પોતાની જુની જમા ચુકવતો હોયની! ઘોઘામાં હાલ હજી તેની ડેરી છે. ભાવનગરના રાજા ઘોઘે જાય છે ત્યારે તે ડેરિયે દર્શન કર્યા પછી બીજાં કામ કરેછે. ડેરીના પુજારીને દરબાર તરફથી અમુક વરશાસન મળે છે.

૧૦૨ રાણજી ગોહલના ભાઈ સારંગજીના દીકરા ભીમજી જેને લાઠી અને હઠીલા મળ્યાં હતાં, તેને ત્રણ દીકરા અને એક દીકરી હતી. આ દીકરી સોરઠના રાવને પરણાવી હતી તે સંબંધથી તેનું કુટુંબ ઘણું ખરૂં જુનાગઢ રેહેતું. ભીમજીનો સહુથી નાહાનો દીકરો હમીરજી તેને ઘેર હતો તેવખત મુસલમાન્ લોકોનું લશ્કર તેણે સોમનાથ ઊપર જતું દીઠું. તેણે ભાભીને કહ્યું કે મુસલમાનોનું લશ્કર સોમનાથને તોડવા જાયછે પણ જો ખરે રજપૂતનું બીજ રહ્યું હોય તો તેમ કરી ન શકે. ભાભીએ જવાબ દીધો કે કોઈ નથી, ત્યારે તમે છો. તે સાંભળી હમીરનું લોહી ઊકળવા માંડ્યું અને વગર બોલે ત્યાંથી ૨૦૦ માણસ લઈ બહાર નીકળ્યો. સિહોરની પશ્ચિમે થોડા માઈલ સરોડના ડુંગર છે, ત્યાંહાં પોતાનો એક મિત્ર વેગડો ભીલ રેહતો હતો, તેનીપાસે તે ગયો, અને

તેને સર્વ વાત કહી દેખાડી. વેગડે કહ્યું કે મોટા રાજા કોઈ જતા નથી તો તારે શું! મુસલમાનોનું લશ્કર ઘણું જોરાવર છે. તું એકલો તેને હાંકી શકવાનો નથી. તેણે કહ્યું કે હું લડાઈમાં માત્ર મરવા માટે જાઉછું, પણ મને એટલી ફિકર છે કે, હજી હું કુંવારો છું. તે સાંભળી વેગડે પોતાની બાયડીનો મત લઈ તેને પોતાની જુવાન દીકરી પરણાવી. હમીર તેની ભેળો એક રાત રહ્યો, તેથી તે બાઈને ઓધાન રહ્યું. નાઘેરમા દીવ પરગણે જે કોલિઓ છે, તે પોતાને આ મિશ્રિત ઓલાદમાંથી ગણેછે. વેગડો ૩૦૦ તીરકામઠાવાળા સાથે લઈ હમીરની સાથે સોમનાથનાં રક્ષણસારૂ ચાલ્યો, અને મુસલમાનોનું લશ્કર આવી પોંહોંચે, તેની આગમજ તેઓ તે સ્થળે જઈ બેઠા. મુસલમાની લશ્કર આવ્યું કે લઢાઈ શરૂ થઈ. વેગડો બાહારની બાજુએ લડતો હતો તેને હમીરે પાછળની બાજુએથી કિલ્લાની અંદર આવવા કહ્યું. ત્યારે વેગડા એ કહ્યું કે હું મોટા શિંગડાનો બેલ પછવાડેથી કેમ પેશું! એમ કહી તોરમાને તોરમાં તે લડ્યો ગયો, પણ અંતેતે પડ્યો. થોડીવાર પછી હમીર પણ મરણ પામ્યો. વેગડા અને હમીરની બહાદુરીનાં ગીતો ભાટ લોકો અદ્યાપીસુધી ગાયછે. એ બન્નેના પાવલિયા પાટણમાં હજી ત્રવેણીના દરવાજા પાસે છે.

૧૦૩ આ મુસલમાની લશ્કર ઘણુંકરી ફિરોજશાહના નાયબ સમસખાન દમગાનીની સરદારી તળેનું હશે, જેણે આ દેશના જમીદારોને જીતી આ ભાગમાં મુસલમાનોનો પ્રથમ પેહેલો અમલ બેસાડ્યો. સોમનાથ પાટણની ફતેહ કરી સમસખાને દીવના છેલા રાજા જયસીંહ વાઘેલા પાસેથી ત્યાંહાનું રાજ્ય લઈ તે ટાપુમાં પોતાનું થાણું બેસાડ્યું. પડોસનું નાનુ સંસ્થાન માંગરોળ જે પેહેલાં અણહિલવાડ તાબાના ખાંડયા વાઘેલા રાજાપાસેથી સઈદોએ આવી પોતાને તાબે કર્યું હતું, તેપણ આ વખત સમસખાનને હવાલે થયું.

માંગરોળની ગાદીના સઈયદપાસેથી લી૦ ગ્રાંડ જેકબને જે કાંઈ બયાન મળ્યું છે, તેઉપરથી જણાયછે કે, તુરમજના સઈયદ શિકંદરની સરદારીતળે મુસલમાન લોકોએ આવી માંગરોળના છેલ્લા રાજા કુમારપાળને પદભ્રષ્ટ કરી હી. સ. ૭૧૭. ઈ. સ. ૧૩૧૬ માં માંગરોળનું રાજ્ય પોતાના સ્વાધીનમાં લીધું. દીવાન રણછોડજી લખે છે કે, સઈયદ લોકો જાનને બ-

હાને દગેથી ગામમાં દાખલ થયા, અને તેઓએ વાઘેલા રાજાને મારી માંગરોળનો કિલ્લો પોતાના સ્વાધીનમાં લીધો. આ વખત તેની ચૌદ સ્ત્રીઓ લાજની ખાતર શીકોત્રીના બુરજમાં બળી મુઈ. આ સૈયદ લોકોએ થોડા વર્ષ રાજ્ય કરી અંતે દુનિયાદારીની ખટપટથી કંટાલી માંગરોળનું રાજ્ય ફીરોજશાહને હવાલે કર્યું. દીવાન રણછોડજી લખેછે કે, ફિરોજશાહની તરફથી અહીં શિકંદરખાન નામે એક મુસલમાન થાણે હતો, તેની સાથે એક સૈયદ શિકંદર ઉર્ફે મગદુમ જાનિયા નામનો મુસલમાનોનો એક મોટો વલી હતો. આ દરવેશવિશે મુસલમાનોમાં ઘણીજ નવાઈ જેવી વાતો ચાલેછે. મગદૂમ જાનિયાના વંશના સઈદો જેઓ હાલ માંગરોળમાં સારી આબરૂ ભોગવેછે, તેઓના ઘરમાં મગદૂમ જાનિયાનું પેરણ અને એક કુંડી છે, જેવિશે કહેછે કે તે મગદૂમ જાનીયો આસમાનમાંથી લાવ્યો હતો. એ જણસની આજ મુસલમાનોમાં ઘણી માનતા ચાલેછે

૧૦૪ સમસખાનના વખતમાં ગિરનારમાં મહિપાળ નામે રાજા હતો. દીવાન રણછોડજી લખે છે કે, તેને અને સમસખાનનાં લશ્કરને લડાઈ થઈ હતી. આ મહિપાળ અને ભીમસોલંકીના વખતનો જયસિંહ જેને ચંદ બારોટ પૃથીરાજ સામેની લઢાઈમાં હતો એમ લખે છે, તે વચ્ચે મોકલ અને મેલગ નામના બે રાજા થયા, એમ ગિરનાર ઉપરના શિલાલેખ ઉપરથી જણાય છે. પણ આટલી લાંબી મુદતમાં બેજ રાજા થયા એ બશ નથી.

૧૦૫ સમસખાનની બીજી ફતેહ જેતપોરના વાળાજાતીના રજપૂત રાજા ચાંપરાજ ઉપર થઈ, જે વિશેનાં ગીત આ પ્રાંતના ભાટ લોકો અદ્યાપિસુધી ગાય છે. વાળાનો છેલ્લો રાજા એભલ જેને રાણજી ગોહેલે માર્યો તે વખતથી તે ચાંપરાજસુધી વાળા જાતીવિષે આ જગે કાંઈ લખવું જોઈયે. વાળાના છેલ્લા રાજા એભલને સીલાજીત્ય નામે દીકરો થયો. તેને વાળાનું તખ્ત નરહ્યું તેવિષે ભાટલોકો એમ કહે છે કે, તેણે આવડ તાંતણ નામની ચારણદેવીનું ખાડું (ભેંસનું ટોળું) વાળ્યું (હાંકી ગયો) માટે દેવીએ તેને શ્રાપ દીધો, તેથી તેનું રાજ્ય ગયું. સીલાજીત્ય પછી ધાન વાળો થયો. ધાન વાળાવિશે કહે છે કે, એક ચારણના છોકરાને બાદશાહ માર-

વા લઈ જતો હતો, તેને ઊગારવાસારૂ તેણે તે છોકરાને બદલે બાદશાહને પોતાના છ છોકરા આપવા કબૂલ કર્યા હતા. ખરેખરૂં જોતાં બાદશાહે આ સાત છોકરાને મારયા ન હતા. પણ ધાન વાળાનું પારખું લેવાસારૂ તેને છુપાવી મુકી છોકરાની આંખોને બદલે હરણની આંખો દેખાડી હતી. બાદશાહે જ્યારે સાતમો છોકરો જે ચારણ જાતીનો હતો, તેને માગ્યો, ત્યારે ધાન વાળો ઘણો દલગીર થયો કે હવે શું કરવું ! હવે તો એક ચારણને બચાવતાં ઉલટો બીજો ચારણ મરે છે. તે જોઈ બાદશાહે સાતે છોકરા તેને પાછા આપ્યા. ભાટ લોકો કહે છે કે આ વખતથી વાળા લોકો અને વાળા કાઠી હરણનો શિકાર કરતા નથી.

૧૦૬ ધાન વાળાના દીકરાઓનો ભાટ લોકો નીચે સુજબ પરિવાર થયો કહે છે. પેહેલા દીકરા ઉગામાથી ઝાંઝમેર અને ભાદ્રોડા વાળા થયા. બીજા જસમાંથી જલકશ વાળા, ત્રીજા નાગડામાંથી ચાંપા પાંખી, ચોથા વણારમાંથી ઢાંકીસા અને અરસીવાળા, પાંચમા કાનાના વંશના કોળી લોકોમાં ભલી વાળા કોળીની જાતી થઈ. છઠા પીઠવામાંથી બોરીચા અને શાખ વાળા થયા. સાતમા વાગડાના વંશના આહેરોમાં ભળી વાગોશીયા આહેર થયા. આઠમા વેરાવળના વંશના કાંઠીમાં ભળ્યા, તેમાંથી કાઠીની ત્રણ પરજો ( શાખા ) થઈ. અને નવમો બાળવણ જેને ચારણે ઉછેર્યો હતો, તેમાથી અસુરા ચારણ થયા. આ બધી શાખાઓમાંથી વાળા રજપૂતોની બે શાખા ઝાંઝમેર અને ઢાંકવાળાજ માત્ર ઘણો વખત પોતાની મોટાઈ અને આબરૂ રાખી રહ્યા.

ઢાંકના વાળા રજપૂતના મૂળપુરૂષ વણારજીને બે દીકરા હતા. વોસજી અને અમરસિંહજી. વોસજી ઢાંક રહ્યા, અને અમર સિંહજીએ ધાંતરવડમાં રાજ્ય કર્યું જેના વંશના વાળા રજપૂત મોજે ગાળીયા અને મહિકામાં અદ્યાપીસુધી છે. વોસજીને બે દીકરા ચાંપરાજજી અને વાળોજી થયા. વાલોજી કાંઠીમાં ભળી કાઠીની સાથે પાવરગઢ જઈ ત્યાંહાંના રાજા થયા. કાંઈ મુદત પછી પાવરગઢમાં કાઠીઓને જામ સાથે લઢાઈ થયાથી કાઠી લોકો જામનાં લશ્કરને મારી તેના ભયથી સોરઠના ઉત્તર ભાગમાં થાન, વાંકાનેર, ધમલપોર, એ જગાએ આવી વસ્યા આખર વાળાજીનું નિરવંશ ગયું. અને તેનો ગીરાસ અરસીના હાથમાં આવ્યો જે-

ના વંશના હાલમાં તે તરફનાં ગામોમાં મૂળગરાસિયા છે. આ ભાગમાં વાળાજીનાં રાજગરોને આપેલાં મોજે સારણ વગેરે ગામો અદ્યાપી તેના વંશના ખાય છે. ચાંપરાજજી જેને સમસખાન સાથે લઢાઈ થઈ, તેને ભાટ લોકો એભલ વાળાનો દીકરો કહે છે. પણ વળાના એભલવાળાનો દીકરો સમસખાનના વખતમાં સંભવે નહીં. આ ચાંપરાજ એભલના વંશના વીસજીનો દીકરો હોવો જોઈયે. ઢાંકના વાળા વહિવંચાઓએ પણ એવીજ ભુલ કરી તેને અણાના બાપ પેહેલા એભલનો દીકરો ઠરાવ્યો છે, તે પણ કદી સંભવે નહીં. ચાંપરાજને એક ઘણીજ ખુબ સુરત દીકરી હતી, તેનું સમસખાને માગું મોકલ્યું. રજપૂતે મુસલમાનને કન્યા દેવી, એ ગેર આબરૂવાળું માની ચાંપરાજજીએ જ્યારે ના પાડી, ત્યારે સમસખાન લશ્કર લઈ ચાંપરાજની રેહેવાની જગો જેતપોર ઊપર આવ્યો. વાળો સરદાર લશ્કર લઈ સામો તૈયાર થયો. લડાઈ થઈ તેમાં ચાંપરાજ બાહાદુરીથી લડી મરણ પામ્યો. જેતપોરમાં એક દરવાજો જે કે હાલ ચાંપરાજનો દરવાજો કેહેવાય છે, તેનું નામ લોકો કહે છે કે, આ રાજાનાં નામ ઊપરથી પડ્યું છે. સમસખાન ચાંપરાજ ઉપર ફતેહ કરી કીલસર બરડા ઉપર ગયો. ત્યાંહાં પણ ફતેહ મેળવી ત્યાંહાંથી લશ્કર લઈ ઓખામાં ગયો અને ત્યાંહાંનાં દેવળ ત્રોડી તેની મસઝીદ બનાવી.

૧૦૭ કીલસર આ વખત ચાંપરાજના ભાઈ અને કાઠીઓના ઘરડેરા વાળાજીના તાબામાં હતું. આ વખતમાં હજી તેઓ નવાનવા પાવરથી આવી બાબરીયાને હાંકી કાડી આ ભાગમાં વસ્યા હતા. કાઠી લોકોનો જુનો ઈતિહાસ તેના વહિવંચાના ચોપડા ઉપરથી કરનલ વાકર નીચે પ્રમાણે આપેછે.

જુના દેવતાઓ અને સૂર્ય ચંદ્ર વંશના રાજાઓમાંથી પોતાનું મૂળ ગણવું, એ જેમ હિંદુસ્થાનની ઘણી ખરી જાતીને પ્રીય લાગ્યું છે, તેમજ કાઠીઓને પણ થયું છે. તેઓ કહેછે કે, દ્વાપારની આખરમાં જ્યારે પાંડવોને દ્યુત રમતાં હારી વનવાસ જવું પડ્યું અને એ વનવાસની વખતમાં એક સમય જ્યારે તેઓ વૈરાટ (હાલની ધોળકાની જગે હતું કેહેછે) માં છાંના રહ્યા હતા, ત્યારે તેઓના પ્રતિપક્ષી દુર્યોધને તેઓની છાંની જગા શોધીકાહાડી; પણ પાંડવો નજરે પડ્યા નહીં. પછી દુર્યોધને ગામ-

નાં ઢોર વાળવાનો ઠરાવ કીધો એવી આશાથી કે, ઢોર (ગાયો) વાળશું તો ક્ષત્રીપુત્ર પાંડવોને પછવાડે ચઢ્યાવગર ચાલશે નહીં, એટલે તે વખત તેઓને છતા થવું પડશે. દુર્યોધન જાતે ક્ષત્રી હતો માટે પોતાથી ઢોર વળાય નહીં તેથી તેણે એ કામ સારૂ તે વખત એક નવી જાતી પેદા કીધી. રાજા કરણે જોરથી જમીન ઊપર એક લાકડી પછાડી તે ફાટી તેમાંથી એક માણસ પેદા થયું. તે માણસ લાકડી અગર કાષ્ટમાંથી પેદા થયું. તેથી કાઠી કેહેવાયો. આ વારથી તેના વંશના ઢોરાં ચરાવવાનું કામ કરવા લાગા. કરણે તેને વરદાન આપ્યું કે આજથી તું અગર તારા વંશનાઓ લુટ કરવાનો અગર વિશેષે કરી પારકાં ઢોર હાંકી જવાનો ધંધો કરશે તો તેનું પાપ ઈશ્વર નહીં ગણે. આ રીતે કાઠી લોકો પોતાના લુટના ધંધાવિશે પવિત્ર વરદાન સમજેછે. કાઠીએ દુર્યોધનની ચાકરી બજાવ્યા પછી દુર્યોધને તેને પાવર પ્રગણાંનું રાજ્ય આપ્યું. અહીં તેણે આહેરની કન્યા સાથે પોતાનું લગ્ન કીધું. કાંઠીને આ બૈરીથી આઠ દીકરા થયા તેમાંથી તેની આઠ શાખા નિકલી,-: પટકર, પારવા, માંજરીયા, તોરીયા, ખેલ, જેબલીયા, નેહર અને નાથા. કાઠી લોકો આજ પણ રાજા કરણ અને તેના બાપ સૂર્યને ઘણું માને છે. કાઠિયાવાડમાં સહવારના વખતને રાજા કરણનો પોહોર કરી કહેછે. તેઓ દસ્તાવેજો ઊપર ખશુશ કરી સુરજની શાખ કરેછે, ને અભ્યાસ્ત્ર વાપરવામાં હજી ગેરઆબરૂ માનેછે. કરનલ ટાડ કહેછે કે, શિકંદરની સ્વારીની વખત કાઠી લોકો પંજાબની પાંચ નદી, જે જગે ભેળી થાય છે ત્યાંહાં, પંજાબના એક ખુણા ઉપર રહેતા હતા. તેઓ ઊપર શિકંદરને જાતે લસ્કર લઈ જવું પડ્યું હતું. ચંદબારોટ પૃથિરાજ અને પાટણના રાજાની લડાઈમાં બન્ને બાજુતરફ કાઠીલોક હતા એમ લખેછે.

૧૦૮ ઢાંકમાં જ્યારે ધાન વાળો રાજ્ય કરતો હતો, ત્યારે કાઠી અને ચારણ લોકો પાવરમાં દુકાળ પડ્યાથી પોતાનો માલ (ઢોરાં) ચરાવવા આ દેશમાં પેહેલ વેહેલા ઢાંકની પડોસમાં બરડામાં આવી વસ્યા હતા. તે વખત ધાન વાળાનો દીકરો વેરાવળ, પટગર જાતીના વીસલા કાઠીની એક દીકરી નામે રૂપદે જે ઘણીજ ખુબ સુરત હતી, તે ઊપર આશક થયાથી

તેણે તે સાથે લગ્ન કર્યાં. આ વાળો સરદાર કાઠીમાં પરણ્યો, તેથી રજપૂતોએ તેને નાત બહાર મુકયો, એટલે તે કાઠીમાંજ રહ્યો. તેના વંશના સખાયત કાઠી થયા. કાઠીમાં મુખ્ય બે જાત છે, સખાયત અને ઔરતીયા. સખાયત એટલે અમીર અથવા ઢાંકના રાજાની ઓલાદમાંથી નિકળેલા, અને ઔરતીયા એટલે શુદ્ધ કાઠી. વેરાવળને કાઠીયાણીથી ત્રણ દીકરા થયા-: વાળો, ખુમાણ, અને ખાચુ. આ ત્રણમાંથી કાઠીની ત્રણ પરજો (શાખા) નિકલી. આ વખતથી કાઠી લોકો વાળાની સરદારી તળે ભેળા થઈ ચોતરફ લુટફાટ કરી પોતાનું રાજ્ય વધારવા લાગા. વેરાવળના ભાઈ વણારના દીકરા વોસને વાલોજી અને ચાંપરાજજી એ બે દીકરા હતા, જેમાંનો વાલોજી કાઠીભેળા પાવર જઈ રહ્યા હતા એ આપણે ઊપર કહ્યું છે. વાલાજીની સરદારી તળે કાઠીયોએ પાવરમાં પોતાનો અમલ બેસાડ્યો પણ કંઈ વખત પછી જામની સાથે તેઓને કજીયો થયાથી તેઓને પાછા સોરઠમાં આવવા જરૂર પડી. ઈ. સ. ની ૧૪ મી સદીમાં તેઓ સોરઠની ઉત્તરના ભાગમાં થાન પાસે આવી વસ્યા. જામનું લશ્કર તેઓની પાછળ આવ્યું ત્યારે પ્રથમતો વાલોજી બીના; પણ રાત્રી એ તેના ઈષ્ટદેવ સુરજે તેના સ્વપ્નમાં આવી કહ્યું કે જા, બોરડીને જાળે જઈ જો; ત્યાંહાં સોનાની સાંગ અને લીલી સોપારી દેખ, અને ઊગમણ તરફથી રોઝો (સફેત) ઘોડો આવતો જોતો જાણવું કે તાહારી ફતેહ થશે. તાહારી ફતેહ થયા પછી ત્યાંહાં તું મારૂં દેવળ બાંધજે. વાલાજીએ બોરડીને જાળે સૂર્યની બતાવેલી નિશાનીઓ જોઈ તે ઊપરથી તેને હિંમત આવી અને લશ્કર લઈ જામની ફોજ સામો ગયો. લડાઈ થઈ તેમાં કાઠીઓએ ફતેહ કરી જામને હાંકી કાડયો અને પછી સૂર્યનું દેવળ બંધાવ્યું. આજ પણ થાનપાસે સૂર્યનું ડેરૂં છે, ત્યાંહાં બોરડી ઉપર એક ધજા ફરકેછે, તેને કાઠી લોકો આજ પણ ઘણું માનેછે. અને બોરડી આગળ જઈ નૈવેદ્દ કરેછે.

૧૦૯ વોસનો દીકરો વાલોજી અને ધુમલીનો છેલો ભાણ જેઠવો એકજ વખતે હતા, એમ કાઠીઓની કેટલીક વાળાજીને લગતી વારતાઓ ઉપરથી જણાયછે. આ ભાણ જેઠવા પછી ધુમલીના તખત ઊપર શીઓ જેઠવો થયો. આ રાજાના વખતમાં સિંધથી સમા જાતીના રાજા ઉનડે એક વખત ધુમલી ઊપર સવારી કરી હતી; પણ તેમાં તે હાર

પામી પાછો ગયો હતો. ત્યારપછી તેના વંશનો બામની પોતાના વડેરા-નો આવો શરમ ભરેલો પરિણામ જોઈ મોટાં લશ્કરથી ઘુમલી ઊપર આવ્યો, અને શીઆ જેઠવાને મારી ઘુમલી ઉજડ કરી પાછો સિંધ ગયો. ઘુમલીનો નાશ થવાના કારણ ભાટ લોકો નીચે પ્રમાણે કહેછે.

૧૧૦ ઘુમલીમાં એક ઘણીજ ખુબસુરત કંસારાની છોકરી હતી, તેને પોતાના ઘરમાં રાખવાનું મન થયાથી આ પ્રાંતનો એક બારવટિયો રખાયત ઠાંકરો જેણે રાણાના દુશમન ઉપર કેટલીએક ફતેહ કરી હતી, તેણે આ ફતેહના ઈનામમાં આ કન્યા સાથે લગ્ન કરવાની રાણાપાસે રજા માંગી. રાણાએ રખાયતને દેખીતી તો હા પાડી, પણ અંદરથી તે કન્યા-ને પોતાના ઘરમાં રાખવાનું ધારી તેણે રખાયતનું કુટીયું કાહાડવાની તદબીર કરી. રાણાએ રખાયતના દુશમનોને ચેતવી મુકયા કે જે વખત રખાયત આ કન્યાને પરણવા આવે તે વખત તમારે તે ઊપર આવી ઓચિંતા પડવું એટલે તમારો દુશમન સેહેજમાં મરશે. રાણાની દગલ-બાજીથી રખાયત પોતાના દુશમનને હાથે મરણ પામ્યો. રાણાએ પછી કંસારીને પોતાનો ઈરાદો જણાવ્યો, પણ કંસારી જે પતિવ્રતા હતી, તે રાણાના આ કહેણને ધિક્કારી તેના જુલમના ડરથી એક બ્રાહ્મણના ઘ-રમાં જઈ છુપી. રાણો જ્યારે જોર જુલમથી તેને બ્રાહ્મણના ઘરમાંથી લેવા ગયો, ત્યારે ઘણા બ્રાહ્મણોએ ત્રાગાં કરી પોતાનો જીવ આપ્યો. પણ કંસારીને સોંપી નહીં. કંસારી રાણાના હાથમાં નજતાં પછી સતી થઈ બળી મુઈ; જેની ડેરી ઘુમલીના ડુંગર ઊપર હજી છે. ભાટ લોકો કહે છે કે કંસારીના શ્રાપથી અને બ્રાહ્મણોનું લોહી પડયાથી શીઆ જેઠવા-નું રાજ્ય ગયું છે., ભાટ લોકો આવા મોટા બનાવનું કારણ આવી ધર્મ-ની વાતો સાથે મેળવી દેછે, તેથી તેમનાં ખરાં કારણ જાણવામાં આવતાં નથી. તથાપી આ દાખલા ઊપરથી એમ તો જણાય છે કે, શીઓ જેઠ-વો ઘણો જુલમી અને દગલબાજ રાજા હતો. રાજા જ્યારે ઘણો જુલમ કરેછે ત્યારે તેના ઊપરથી લોકોની પ્રીતિ ઊઠી જાયછે. તેવા વખતમાં કોઈ જોરાવર દુશમન આવી ચડેછે, તો તેમાંના કેટલાક તો આપોઆપ પોતાના જુલમગાર ઉપરીને કાડવાના ઈરાદાથી દુશમનને મળતાં વાર લગાડતા નથી; અને દુશમનને આવો અંદરનો ભેદ મળી આવેછે કે,

તેણે તે સાથે લગ્ન કર્યાં. આ વાળો સરદાર કાઠીમાં પરણ્યો, તેથી રજપૂતોએ તેને નાત બહાર મુકયો, એટલે તે કાંઠીમાંજ રહ્યો. તેના વંશના સખાયત કાઠી થયા. કાઠીમાં મુખ્ય બે જાત છે, સખાયત અને ઔરતીયા. સખાયત એટલે અમીર અથવા ઢાંકના રાજાની ઓલાદમાંથી નિકળેલા, અને ઔરતીયા એટલે સુદ્ધ કાઠી. વેરાવળને કાઠીયાણીથી ત્રણ દીકરા થયા-ઃ વાળો, ખુમાણ, અને ખાચુ. આ ત્રણમાંથી કાઠીની ત્રણ પરજો (શાખા) નિકલી. આ વખતથી કાઠી લોકો વાળાની સરદારી તળે ભેળા થઈ ચોતરફ લુટફાટ કરી પોતાનું રાજ્ય વધારવા લાગા. વેરાવળના ભાઈ વણારના દીકરા વોસને વાલોજી અને ચાંપરાજજી એ બે દીકરા હતા, જેમાંનો વાલોજી કાઠીભેળા પાવર જઈ રહ્યા હતા એ આપણે ઊપર કહ્યું છે. વાલાજીની સરદારી તળે કાઠીયોએ પાવરમાં પોતાનો અમલ બેસાડયો પણ કંઈ વખત પછી જામની સાથે તેઓને કજીયો થયાથી તેઓને પાછા સોરઠમાં આવવા જરૂર પડી. ઈ. સ. ની ૧૪ મી સદીમાં તેઓ સોરઠની ઉત્તરના ભાગમાં થાન પાસે આવી વસ્યા. જામનું લશ્કર તેઓની પાછળ આવ્યું ત્યારે પ્રથમતો વાલોજી બીના; પણ રાત્રી એ તેના ઈષ્ટદેવ સુરજે તેના સ્વપ્નમાં આવી કહ્યું કે જા, બોરડીને જાળે જઈ જો; ત્યાંહાં સોનાની સાંગ અને લીલી સોપારી દેખ, અને ઊગમણ તરફથી રોઝો (સફેત) ઘોડો આવતો જોતો જાણવું કે તાહારી ફતેહ થશે. તાહારી ફતેહ થયા પછી ત્યાંહાં તું મારૂં દેવળ બાંધજે. વાલાજીએ બોરડીને જાળે સૂર્યની બતાવેલી નિશાનીઓ જોઈ તે ઊપરથી તેને હિંમત આવી અને લશ્કર લઈ જામની ફોજ સામો ગયો. લડાઈ થઈ તેમાં કાઠીઓએ ફતેહ કરી જામને હાંકી કાડયો અને પછી સૂર્યનું દેવળ બંધાવ્યું. આજ પણ થાનપાસે સૂર્યનું ડેરૂં છે, ત્યાંહાં બોરડી ઉપર એક ધજા ફરકેછે, તેને કાઠી લોકો આજ પણ ઘણું માનેછે. અને બોરડી આગળ જઈ નૈવેદ કરેછે.

૧૦૯ વોસનો દીકરો વાલોજી અને ધુમલીનો છેલ્લો ભાણ જેઠવો એકજ વખતે હતા, એમ કાઠીઓની કેટલીક વાળાજીને લગતી વારતાઓ ઉપરથી જણાયછે. આ ભાણ જેઠવા પછી ધુમલીના તખત ઊપર શીઓ જેઠવો થયો. આ રાજાના વખતમાં સિંધથી સમા જાતીના રાજા ઉનડે એક વખત ધુમલી ઊપર સવારી કરી હતી; પણ તેમાં તે હાર

શીઆ જેઠવાના હાથમાં ન જતાં હાલામણની પછવાડે સિંધમાં ગઈ. આ વખત તે નીચે પ્રમાણે બોલી છે.

+ બાંધી મુઠી લાખ, ઉઘાડી વા ખાય;
હાલામણ દુહો પાલટે, કોણ શીઆ ઘેર જાય.

હાલામણને સિંધમાં હજી સોન મળી ન હતી, તે પેહેલાં તેણે સોનને મળવાવિષે જે આતુરતા જણાવી હતી, તથા તે વખત તેને જે દુખ થયું છે, તે આ નીચેના છુટક છુટક દુહાઓથી જણાય છે.

* જાલીડા નાખને જાળ, મીઠો મેરામણ મઝે,
કરમ છે કપાળ, કેના બોંતેરસેહ બરડે રહ્યાં ?

તે વખત નદીમાં એક વાંસ તરતો આવતો જોઈ તેને કેહે છે.

¶ વીજોગનાં વાહ, આંહી શી અવગુણે આવીયા;
ભણને ભોમના કાંઈ, સંદેસો સોનનો.

વાંસ તેને ઉત્તર આપે છે.

કાપ્યાં કબાડિયે, ને રણમાં લઈ નાંખિયાં;
લેવાણાં લોઢે માટે શુધ ન રહી સોનની.

તેમજ સોન હાલામણને મળવા દુખ કરે છે

‡ હાલામણ હીલોળ, હવે દખાનાં દરિયાં છલ્યાં;
અમારી પાંજરકી પરોળ, વિસમસી વેણુના ધણી.

---

+ બાંધી મુઠી લાખ ઉઘાડી વા ખાય, ( એટલે મુઠી બંધ છે, ત્યાંહાંસુધી તેમાં માલ છે, તેમ કવિતનો અર્થ ન જાણ્યાસુધી તેમાં માલ હતો,) હાલામણે દુહો પાલટ્યો એટલે દુહાનો જવાબ લખ્યો તો તેને મુકી શીઆને શું કરવા જાઉં.

* જાલીડા (માછી) નાખ જાળ,મીઠો મેરામણ (સિંધુ નદી) મઝે મારાં નસીબમાં કાંઈ છે કે નહી, કે સારાં નસીબ બરડા (પોતાનું ૭૨૦૦ ગામનું રાજ્ય) માં મુકી આવ્યો છઉં એમ ભુખો થયો ત્યારે માછીને કહેછે.

¶ વિજોગ પામેલા વાંસ, તારામાં શો અવગુણ હતો કે તું માહારી પેઠે આંહી આવ્યો. સોનની ભોમ (દેશ) નો કંઈ સંદેસો ભણ (કેહે).

કબાડીએ કાપી રણમાં નાખ્યો, તે લોઢ (પાણીનાં પૂર) માં તણાઈ આવ્યો, તેથી સોનની સુધ ના રહી.

‡ હાલામણ, હવે હું દુઃખના છલેલા દરીઆમાં હીલોળા ખાઉં છઉં, વાસ્તે હે હુને વીસરી જનાર (વિસમસી) વેણ નદીના ધણી મારી સંભાળ લે.

ભાટ લોકો કહે છે કે, હાલામણે સિંધમાં જઈ ત્યાંહાંના રાજાનો આશ્રય માગ્યો. સિંધના રાજાએ તેને ગુજરાનસારૂ ડોબાધારાજાની જમીન આપી. આંહીં ધીમે ધીમે તેણે પોતાનું રાજ્ય વધાર્યું. હાલામણવિશે કેહે છે કે સોન શિવાય તેને બીજી બે બાયડી હતી,—: એક ધુમારકના જાડેજાની દીકરી અને બીજી સુમરા જાતીના રાજાની.

૧૧૨ કાંઈ દહાડા પછી સિંધના રાજાએ ધુમલીના જેઠવા રાજા ઊપર હાલામણને દેશવટો આપ્યો તેનું વેર લેવા સવારી કરી. એ સવારી કરનાર સિંધનો રાજા કોણ હતો? તે વિશે જેઠવાના બારોટ કાંઈ જાણતા નથી. ફકત એટલુંજ કેહે છે કે તે લાંબી દાડીવાળા મુસલમાન ધર્મના લોકો હતા. આ ઘણુંકરી સિંધનો સમા જાતીનો રાજા જણાય છે. કેમકે તેઓ પણ આ વખત મુસલમાન ધર્મ પાળતા હતા. કરનલ વાકર લખે છે કે, ધુમલી ઊપર હુમલો કરનાર સમા જાતીનો બામની રાજા હતો. બામનીએ જ્યારે ધુમલીને ઘેરો ઘાલ્યો ત્યારે જેઠવા રાજાએ પોતાનાં બૈરાં છોકરાં અને કીમતી જણસો ભીમકોટમાં રાખી તેનું રક્ષણ મેર લોકોને સોંપ્યું, અને પોતે તથા પોતાના બાહાદુર લડવૈયા તળાટીમાં રહી દુશમના હુમલાથી બચાવ કરવા લાગા. જ્યારે રાત્રીએ લડાઈ બંધ પડતી, ત્યારે રાજા અને તેના લડવૈયા ભીમકોટમાં પોતાનાં બૈરાં છોકરાં પાસે જઈ રેહેતા. આ તાકડો જોઈ દુશમનોએ રાતની વખત આવી હુમલો કર્યો, અને ભીમકોટમાં દાખલ થઈ તે કિલ્લો પોતાને તાબે કર્યો. શીઓજી વિગેરે ઘણા રજપુતો આ વખત મરણ પામ્યા. સમા લોકો આ જીત કરી ત્યાંહાં ન રેહેતાં પાછા પોતાના દેશ સિંધમાં ગયા.

૧૧૩ હાલામણ જે સિંધની ફોજ સાથે આવ્યો હતો, તેણે જેઠવા લોકોની રાજધાની ધુમલીમાં પોતાનાં કુટુંબ અને બ્રાહ્મણનું લોહી પડેલું જોઈ તે જગે રેહેવાનું ધિઃકારી, રાણપોર પોતાની ગાદીની જગો ઠરાવી. કાંઈ દીવસ પછી પોતાના એક દીકરાને બરડાનું રાજ્ય સોંપી તે પોતાના બીજા દીકરાઓને લઈ પાછો સિંધ તરફ ગઓ. ત્યાંહાં તેણે કાંઈ દહાડે વટલી મુસલમાન ધર્મ કબુલ કર્યો. તેના વંશના હાલમાં ડોબાધારાજામાં રાજ કરે છે. ધુમલી ઊપર હુમલો કરનાર સમાજાતીનો રાજા બામની દીલ્હીના બાદશાહ ફીરોજ તઘલખના વખતમાં હતો એટલુજ નહી પણ જે

વખત બામનીએ ધુમલીનો નાશ કર્યો તે વખત ફીરોજ શાહનું લશકર સોરાષ્ટ્રમાં ફરતું હતું.

૧૧૪ બાબરીઆ લોકોને કાઠીઆવાડના ઉત્તર ભાગમાંથી કાઠિ લોકોએ કાહાડયા પછી તેઓ પ્રથમ અમરેલી, બગસરા અને કુડલાની પડોસમાં વસ્યા. આંહી પણ તેઓથી જ્યારે ન રહેવાયું ત્યારે તેઓ સમુદ્ર અને ગિરજંગલની વચેનો પ્રદેશ જે હાલમાં બાબરીઆવાડ નામથી ઓળખાય છે ત્યાંહાં જઈ વસ્યા. પ્રથમ તેઓ આ ભાગના વાળા જમીદારોની રઈયત તરીક રહ્યા પણ પછી ધીમે ધીમે જેમ વાળાઓ ધસાતા ગયા તેમ તેમ આ લોકો તેઓનો ગિરાસ દબાવતા ગયા. તેઓનું થાનથી આતરફ ભાગી આવવાનું બીજું કારણ, ભાટ લોકો એમ કહે છે, કે એક ગિરાસીઆની દીકરી જેનું નામ ભવાન બાઈ હતું અને જેને સિંધનો બાદશાહ પોતાના ઘરમાં રાખવા ચાહતો હતો તે બૈરીને તેઓએ પોતાના ઘરમાં સંઘરી હતી. એ સ્ત્રીં સારૂ જ્યારે સિંધના બાદશાહનું લશ્કર આવ્યું ત્યારે બીકથી બાબરીઆઓ ભાગી સોરઠના દક્ષિણ ભાગમાં વાળાઓને આશ્રયે જઈ રહ્યા. આસરે ઈ. સ. ૧૪૦૦. બાબરીઆ લોકોમાં મુખ્ય ત્રણ જાત છે,- ઢાંકરા, કોટીલા અને વરૂ. એ લોકોની પણ પાછી ૭૨ શાખાઓ થઈ છે. કોટીલાને બાબરીઆ લોકો બોંતેર શાખાના ઠાકોર કરી કેહે છે. હાલમાં કેટલાએક લોકો બાબરીઆઓને કાઠિમાં ગણે છે પણ તેમ નથી. બાબરીઆ કાઠિથી એક ઈલાહેદુજ રોનું છે. તેઓની ઊત્પતિની કથા કાઠિથી કેવળ જુદી છે. બાબરીઆની સહુથી જુની જાતિ ઢાંકરા જેઓ પોતાને પાંડવના કુળના ગણે છે, તેઓ વિશે તો આપણે પ્રથમજ કહ્યું છે. ઢાંકરાના એક સરદારની કન્યા જોડે ધુમલીના મેહે જેઠવાએ લગ્ન કર્યાં (વર્યો) તેથી તેના વંશના વરૂ બાબરીઆ કેહેવાયા. આ લોકો આજ પણ પોતાને જેઠવા કરી કેહે છે. કેટલાએક ભાટ કેહે છે કે તેઓનું વરૂ નામ એક વરૂ નામના પુરૂષના વંશમાંથી ઊતર્યા છે માટે પડયું છે. એ વરૂ મેહેજેઠવાથી આઠમી પેહેડીએ થયો હતો. ત્રીજી જાતી કોટીલા પોતાને સિહોરના બ્રાહ્મણ ગીરાસીઆ ત્રીકમ જાનીના વંશમાંથી નિંશર્યા કહે છે.

સિદ્ધરાજ જયસિંહે જે બ્રાહ્મણેને સિહોરનું રાજ્ય આપ્યું હતું તેના

વંશમાં બસેંહ પચી વર્ષ પછી ત્રીકમ જાની નામે બ્રાહ્મણ થયો, જેણે સિહોરમાં સુરજ કુંડ બંધાવ્યો કેહેવાય છે. ત્રીકમને ત્યારે તેના ભાઈઓએ સિહોરમાંથી હાંકી કહાડ્યો ત્યારે તે ફરતો ફરતો તળાજે આવ્યો. તળાજાના પાદરમાં મુકામ કરી તે રસોઈ કરતો હતો તેવામાં દેવા દોરીલા નામના એક આહેરની દીકરી અને તેના છોકરાની વહુ વાવ ઊપર પાણી ભરવા નીસર્યાં. તેઓએ બ્રાહ્મણને રસોઈ કરતાં જોયો. બ્રાહ્મણને રાંધતાં પુરૂં આવડતું નહતું તે જોઈ આહેરની દીકરી ભાભી પ્રત્યે બોલી કે બ્રાહ્મણ ઘણો દુઃખી જણાય છે. ભાભીએ મશકરીમાં કહ્યું બેન તું કુવારી છો તો રાંધી આપની. તે ઊપરથી આહેરની છોકરીએ ભાભીને કહ્યું તું મોટા ભાઈની વહુ તે મારી માને ઠેકાણે, માટે તું કહેછે તો એમજ કરવું. એમ કહી તે બ્રાહ્મણ પાસે આવી અને કહ્યું તું મારો ધણી અને હું તારી સ્ત્રી. બ્રાહ્મણે કાંઈ જવાબ દીધો નહીં. ત્યારે કન્યાએ કહ્યું તું ના કહીશતો હું જીવ આપીશ. તે સાંભળો બ્રાહ્મણે લાચાર થઈ કબુલ કર્યું. આવખત તળાજામાં ત્યાંહાંનો રાજા એભલ વાળો ઘણી કન્યાઓને કન્યાદાન દેતો હતો તે પાસે આ જોડું ગયું. એભલવાળે ત્રીકમને ઊંચા કુળનો જાણી પેહેલું ટીલું તેની +કોટે (ગરદને) કર્યું. તે ઊપરથી તેના વંશના કોઠીલા કેહેવાયા. વળી એમ પણ જણાય છે કે કોટીલો તેના એક દીકરાનું નામ હતું. ત્રીકમને ત્રણ દીકરા થયા તેમાંનો મોટો કોઠીલો બાબરીઆમાં રહ્યો અને બીજા બે દીકરા ભુખણ અને ફોદો આહેરોમાં ભળ્યા. પેહેલા ભુખણના વંશના કાઠીઆવાડમાં વસ્યા અને ફોદાના વંશના ધોધા બારામાં વસ્યા. કોઠીલાની કેટલીક પેહેડી થયા પછી તેઓમાં ઘણી શાખાઓ થઈ. રાવળોના ચોપડા ઊપરથી જણાય છે કે બાબરીઆની ત્રણે જાતિની સાખાઓમાંથી કેટલીક આહેરમાં અને કેટલીક કાઠીમાં ભલી છે. એ જોતાં અસલથીજ એ ત્રણે જાતિ વચે લગ્ન વ્યવહારની બાબતમાં કાંઈ ભેદ જણાતો નથી.

૧૧૫ બાબરીઆ આવ્યા પેહેલાં આ ભાગમાં આહેર લોકોની વસ્તિ હતી, જેઓમાંના કેટલાએક આજ પણ બાબરીઆની પેઠે આ

---

+ બ્રાહ્મણ થઈ નીચ જાતી સાથે લગ્ન કર્યાં તેથી રાજાયે તેના કપાળની અવજી કોટે ટીલું કર્યું.

ભાગમાં ગામોના ધણી છે. બાબરીઆવાડના આહેરમાં મુખ્ય ચાર શાખાઓ છે. સુમરા, વાળા, સોલંકી, અને પરમાર. સુમરાઓ પોતાને આ ભાગમાં સિંધથી આવ્યા કેહેછે. સુમરાઓની એક શાખાં જે કામળીઆ આહેર કેહેવાય છે તેઓ પોતાને સોરઠમાં નોંઘણની સાથે સિંધથી આવેલા કેહેછે અને કહેછે કે અમારો ગીરાસ અમને નોંઘણ તરફથી મળ્યો છે. આહેર જે ભાગમાં પ્રથમ વસ્યા તેનો પૂર્વ ભાગ વાળાઓના તાબામાં હતો, અને પશ્ચિમે દીવમાં સોલંકી રજપુતોનું રાજ્ય હતું. આ લોકોને આહેર લોકોએ જે પોતાની કન્યાઓ પરણાવી તેઓની ઓલાદના જે થયા તેઓ રજપુતમાં દાખલ ન થઈ શકતાં પોતાના ભાગનો ગિરાસ લઈ આહેરોમાં ભળ્યા. આહેરની ચોથી શાખા પટાસ આહેર પોતાને પરમાર રજપુતની ઓલાદના ગણેછે. ફીરોજ શાહના લશ્કરે દીવ ફતેહ કર્યું, તે વખત આહેર અને બાબરીઆ લોકો એજ ભાગમાં રેહેતા હતા.

૧૧૬ ગુજરાતનો સુબેદાર સમસખાનની બદલી થયા પછી તેની જગ્ગે મલેક મુફારા નામના સરદારની નેમણુક થઈ. તેણે કેટલાંએક વર્ષ ગુજરાતનો અમલ કર્યા પછી સુલતાન મહમદ તઘલખના વખતમાં (ઈ. સ. ૧૩૯૧ માં ) જફરખાન ગુજરાતનો સુબેદાર થયો. તેણે ગુજરાતમાં પોતાની સત્તા કાયમ કરી કે તુરતજ સોમનાથ ઉપર સ્વારી કરી અને તે દેવળ લુટ્યું. ઈ. સ. ૧૪૦૧ માં. તેનું લશકર ફરીને બીજીવાર સોમનાથ ઉપર આવ્યું, અને ત્યાંહાંથી જઈ દીવને ઘેરો ઘાલ્યો. આ વખત ત્યાંહાંનો હિંદુ રાજા અને કીલેદારો તાબે થયા છતાં તેઓ સર્વને જફરખાંને ઘાતકીપણાંથી મારી નંખાવ્યા, અને દીવમાં પોતાનું થાણું બેસાડ્યું. દીવાન રણછોડજી લખેછે કે માંગરોલનો સુરજકુંડ અને રાવળનું દેવળ એજ સુબેદારે તોડી તેની રાવલી મસીદ બંધાવી છે. કાંઈ મુદત પછી એટલે ઈ. સ. ૧૪૦૭-૮ માં જફરખાને સુલતાન મુજફર નામ ધારણ કરી ગુજરાતમાં એક જુદીજ બાદશાહી સ્થાપી. અને પોતાનાં નામના શિક્કાઓ પડાવી તેણે રાજ્ય ચીન્હો ધારણ કર્યાં.

૧૧૭ ઈ. સ. ૧૪૧૪-૧૫ માં શેરમલેક નામના બલવાખોરને સોરઠના રાવે આશ્રય આપ્યાના બાહાનાથી ગુજરાતના અહમદશાહ બાદશા-

હે સોરઠમાં આવી જુનાઘડને ઘેરો ઘાલ્યો. મીરાતે શીકંદરીનો કરતા આ વખત સોરઠની જમીનનાં ઘણાં વખાણ કરી કહેછે કે ખાનદેશ, ગુજરાત અને માળવાની જમીનો મુકી નશોએ આ જગોને પસંદ કરી છે. સોરઠ તેની ફળદ્રુપ જમીન અને વ્યાપારથી આ વખત ઘણો સારો ગણાતો હતો. મુસલમાન તવારીખ વાળા આ ઘેરાને વખત ગિરનારમાં ખેંગાર નામનો રાજા હતો કેહે છે. ભાટલોકો પણ તેમજ કેહે છે; પણ ગિરનાર ઉપરના નિમનાથજીના દેવળ પાસેના અને ઉપરકોટના લેખ, અને મડલીક કાવ્યમાંથી જે એ વંશની વંશાવળી મળી આવી છે તે ઉપરથી સાફ જણાય છે કે અમદશાહની સવારીને વખત મહીપાલ નામે રાજા હતો. એ મહીપાલ અને શેજકના જમાઈ ખેંગાર વચે શિલાલેખ અને મડલીક કાવ્યમાં જયસિંહ, મુક્તસિંહ અને મેલગ[1] એ ત્રણ રાજા થયા કેહેછે. પણ એ બે રાજા વચે જે વખત ગયો છે તે ઉપર વિચાર કરતાં એટલા રાજા બસ નથી. દીવાન રણછોડજી બે નામ વધારે આપે છે તે વિશે કાંઈ પણ વધુ આધાર નથી એટલે તેને આપણે યોગ્ય જગે ગોઠવી શકતા નથી. મેલગ પછી મહીપાળને બદલે રેવતી કુંડના શિલા લેખમાં જયસિંહ રાજા થયો લખે છે અને તે લેખમાં જે વખત આપેલો છે તે ઉપરથી પણ જણાય છે કે તે સંવત ૧૪૭૩ માં અમદશાહના વખતમાં હતો. આ શિલા લેખોના પ્રાચીન પુરાવાને જુઠા માનવાને બદલે એમ કેહેવા ફરજ પડે છે મહીપાલ, અને જયસિંહ એ જુદા રાજા નહીં પણ ખેંગારનાં બીજાં નામ અથવા વિશેષણ હતાં. એ ત્રણે નામના રાજાને મુસલમાન જોડે એકજ વખતે મુકાબલો થયો હતો. અગર તેઓને મુસલમાનોનુ ભય હતું એમ માનવા પુરતાં કારણ છે. ખેંગાર વિશે ફારશીં તવારીખવાળા લખે છે કે તેણે બાદશાહી ફોજ સામે કાંઈ વખત લડાઈ કરી પણ અંત્યે હાર પાંમ્યો. બાદશાહી લશકરનુ છેક કીલ્લા નજદીક આવવું જોઈ રાવ

---

[1] પૃષ્ટ ૧૫૦ કલમ ૧૦૪ માં ફીરોજ તઘલખના વખતમાં ગીરનારમાં મહિપાળ નામે રાજા હતો લખ્યું છે પણ એ ફારમ છપાઈ ગયા પછી ને હુને બીજાં નવાં દસ્તાવેજ મળીઆવ્યાં છે એ ઊપરથી એવાત તદન જુઠી જણાય છે. ફીરોજશાહના વખતમાં કોઈ મહીપાલ થયોજ નથી. કદાચ આ મેલગ હોયતો સંભવે. એ રાજાને મુસલમાનો સાથે યુધ્ધ થયું હતું એમ મડલીક કાવ્ય ઊપરથી જણાય છે.

મ્હોટો નજરાનો અને જમા કબુલ કરી તાબે થયો. રેવતી કુંડના લેખ-માં કેહે છે કે જયસિંહને ઝીંઝર કોટની તલાટીમાં યવનો (મુસલમાનો) સાથે હોટું યુદ્ધ થયું હતું. મંડલીક કાવ્યમાં લખે છે કે મહીપાળે મુસલ-માનનું જોર વધતું જાણી પોતાના પુર્વજોએ તેઓ સાથે નીરંતર વેર રા-ખેલ તે વૈરથી બચાવ, અને બાદશાહને ખુશ કરવા ખાતર, પોતાના પુત્ર મંડલીકના સસરા હઠીલાના ગોહેલ દુદરાજ કે જે હમેશાં મુસલ-માનો સાથે દુસમની રાખતો હતો, તેને શાસન કરવા ફોજ લઈ પોતાના પુત્ર મંડલીકને મોકલ્યો. મંડલીકે બાપની આગ્નાથી દુદરાજને અને ઓ-ખાનો સાંગણ નામનો એક મહા બળવાન ચાંચીઓ કે જે પોતાની તા-બેદારી કબુલ કરતો નહતો તેને મારી પોતાના પીતાની પ્રીતી સારીરીતે સંપાદન કરી. આઉપરથી જણાયછે કે મુસલમાનોએ એવખત ગિરનાર-ના રાજાને સારી રીતે તાબે કરયા હતા ને એ તાબેકરનાર અમદાવાદના પેહેલો બાદશાહ વગર બીજો સંભવતો નથી. દીવાન રણછોડજી લખેછે કે અમદશાહે આવખત સોરઠની જમાબંદી ઉઘરાવવા પોતાતરફથી એક થાણુ રાખ્યું ને કેટલાએક મુસલમાનને જુનાગઢમાં રેહેણાકુ તરીક મુકરર કરી ત્યાંહાંથી દેવપાટણ તરફ કુચ કરી. અહીં કેટલાએક દેવાલયોની ખરાબી કરી ઘણીએક લુટ અને ઝવાહેર લઈ બાદશાહ અમદાવાદ ત-રફ ગયો. આ શેહેર બાદશાહે પોતાના નામ ઉપરથી સાબરમતી કાંઠે જુના આસાવળ નામના ગામની જગે નવું બાંધ્યું હતું. બાદશાહે હમે-શાં એજગે રેવાનું મુકરર કર્યાથી એ શેહેર પાટણને બદલે ગુજરાતની મુખ્ય રાજધાની થઈ પડ્યું.

૧૧૮ ચોરવાડના ડેરામાં એક સંવત ૧૪૪૫ ની સાલનો લેખ છે અ-ને જે ઘણું કરી ખોરાસેથી લાવી આંહી મુકયો જણાય છે, તેમાંથી આ-પણને તે વખતના એક બીજા રાજ્ય વંશનો ઈતિહાસ મળી આવે છે જે વંશના સરદારો મુસલમાન લશ્કરની સામે ખેંગારની મદદમાં હતા. એ લેખમાં કહે છે કે એક મંકણુકાર્ષિ વંશનો લુણીંગ નામે રાજા માર-વાડના દશારોહીણમાંના પેહેલા રોહીણ દેશમાંથી સૈન્ય સહિત સૌરાષ્ટ્રમાં આવ્યો. તેને ભીમસિંહ નામે દીકરો થયો. આ રાજા પંચાળ અને કાલીજ પરગણાનાં ગામો ગીરાસમાં મેળવી ત્યાંહાં રેહેતો હતો તેવામાં તે-

ને લવણ્યપાળ નામે દીકરો થયો. તે કાલીજ ગામમાં મરણ પામ્યો. લવણ્યપાળને લક્ષાસિંહ કીંવા લક્ષ્મણસિંહ નામે પુત્ર થયો. તે પંચાળમાંથી જુનાગ્રડ આવ્યો. આ વખત જુનાગ્રડમાં મારવાડ દેશમાંથી કરકપુરીથી ક્ષેમરાજ નામે એક રજપુતના વંશના સોનગ્રહ્લનો દીકરો વિર નામે રાજપુત જાત્રા કરવાના બાહાનાથી આવ્યો હતો. તેને રાવ ખેંગાર જોડે ગાયનના હુનરથી દોસ્તી થઈ માટે તે જુનાગ્રડમાંજ રહી ગયો. જ્યારે અહમદશાહે જુનાગ્રડને ઘેરો ઘાલ્યો ત્યારે આ વિરસિંહ ખેંગાર અને ભીમસિંહની મદદમાં હતો. એ વિરસિંહની દીકરી રત્નાદેવી વેરે લક્ષ્મણસિંહે પોતાના દીકરા રાજસિંહનાં લગ્ન કર્યાં. તેથી તેને ત્રણ દીકરા થયા-; મલ્લ, મત્રાજ અને મુંજરાજ. મલ્લ સર્વથી મ્હોટો હતો તે પોતાના ગીરાસની જગો ખોરાસામાં ગાદી ઊપર બેઠો, અને કાંઈ વખત પછી તેણે ખોરાસાનો કોટ નવો બંધાવ્યો. મલ્લની સ્ત્રી વિમળાદેવી જે પરમાર કુળની હતી તેણે આંહી એક સૂર્યનું દેવળ ચણાવી તેમાં સૂર્યની સ્થાપના કરી. મલ્લનો ભાઈ મુંજ ખોરાસામાં રેહેતો હતો. તેણે એક વખત ધણવાળી જનારા શત્રુઓ પાછળ ચહડાઈ કરી તેમાં તે શત્રુને હાથે મરણ પામ્યો. આ લેખમાં સંવત ૧૪૪૫ કહ્યો છે પણ તે વિક્રમનો છે કે શકનૃપનો તે કાંઈ તેમાં કહ્યું નથી. અહમદશાહના વખત સાથે મેળવતાં તે સંવત વિશે કાંઈ નકી થતું નથી.

૧૧૯ કાઠિઆવાડના પૂર્વ ભાગમાં ભાલ અને તેની પડોસનાં પરગણાંમાં આ વખત વાઘેલા લોકોનું રાજ્ય હતું. તેઓ પાસેથી બાદશાહે તે રાજ્ય લઈ લીધાથી વાઘેલા ગીરાસીઆ વરોજી અને જેઠોજી બાદશાહ ઉપર બારવટે નિસર્યા. અણહિલવાડની પાસે થળ પ્રગણામાં ભીલડીગઢ અને સરધાર નામના બે ગામોમાં તેઓએ પોતાના કુટંબને મુકી તેઓએ અમદાવાદની આસપાસમાં ૧૫૦ ઘોડાથી ફેરા કરવા માંડ્યા. તેઓ દીવશે અને રાત્રીએ બંને વખત અમદાવાદનાં ગામો લુટી બાન પકડી જઈ રાડ બોલાવવા લાગ્યા. તેઓને પકડવા બાદશાહે ઘણી મેહેનત લીધી પણ કાંઈ વળ્યું નહીં. આખર તેઓને કોઈ ખાવાનું ન આપે એવો બાદશાહે બંદોબસ્ત કર્યાથી તેઓએ ઘણું દુઃખ વેઠવું પડ્યું. એટલુંજ નહીં પણ તેના સવારો પણ ઘણા ખરા તેને છોડી જતા રહ્યા. એક

વખત બને ભાઈઓ અમદાવાદ અને કડી વચેના રસ્તા ઊપર સામતેજ ગામ નજદીક નાશમદ ગામના તળાવ કાંઠે રાત્રે આવી ઉતર્યા હતા. તે વખત વેહેલા સવારમાં તે ગામનો એક અખા ભડારી નાગનો રજપુત ખાતરનું ગાડુ ભરી ખેતરે જવા નિસર્યો. અખો ગાડાંસહીત તળાવના પડખામાંથી નીસર્યો જોઈ એક વાઘેલાનું માણસ જે રસ્તા ઊપર હતું તે છપી ગયું. અખાનુ ગાડું જે ખેડુ હાંકતો હતો તેણે આ બનાવ જોઈ પોતાના ધણીને કહ્યું કે સાહેબ જાણ્યામાં બારવટીઆ તળાવ ઉપર આવ્યા છે. આપણે જલદી નીકળી જઈએ તો સારૂં. અખે કહ્યું બીહમાં તે ઓમાં કોઈ મારા જેવો રજપુત નથી, નીકર તેઓએ પોતાનો ગીરાસ ત્રણદીવસમાં પાછો મેળવ્યો હત. આ વાત વાઘેલાના માણસે સાંભળી પોતાના સરદારને કહી. તેઓએ અખાને પોતાની પાસે તેડાવ્યો અને પુછ્યું કે તું શુ બોલ્યો. અખે ધાર્યું મેંતો મશ્કરીમાં કહ્યું છે, પણ હવે મારે ના ન પાડવી. પછી તેણે જવાબ દીધો, હા સાહેબ તમારી સાંથે હુ સરખો રજપુત હોય તો તમે તમારો ગીરાસ ત્રણ દીવસમાં પાછો મેળવો. વાઘેલાએ કહ્યું બહુ સારૂં આ ઘોડાઉપર ચડી બેસ. જે માગીશ તે તુંને આપીશું. અખો તેઓની સાથે ગયો. અમદાવાદમાં બાદશાહની હુરમ અને બીજી મુસલમાન સરદારની ઓરતો પાનસેહે ગાડી અને બીજા માણસોથી દરશુકરવારે સર્ખેજ પાસે મુકરબે જતી હતી. તેઓમાં એવો ચાલ હતો કે સાથેનાં માણસો થાંડકે દુર રેહેતાં અને બઈરાંઓ એકલાં કબર પાસે જતાં. એ વાતના અખાંને ખબર હોવાથી તેણે વરો અને જેઠાને કહ્યું કે આ બૈરીઓને તમે નહીં પકડો ત્યાંહાં સુધી તમને તમારો ગીરાસ હરગીજ નહીં મળે. પછી શુકરવારને દીવસ તાકડો જોઈ તે બૈરીઓની ગાડીઓ વાડીમાં પેઠી કે રજપુતોએ તેઓને ઘેરી લીધી. હુરમે તેમને પુછ્યું કે તમે કોણ છો? તેઓ કહે જે વરો અને જેઠો. અમારા બાપદાદાનો ગીરાસ ગઓ માટે અમોએ હવે મરવા નિશ્ચય કર્યો છે. તમારી ગાડીઓ અમે અહીંથી હાંકી જઈ શું. હુરમે કહ્યું જો તમે અમારી આબરૂ લેશો તો અમારે મરવું પડશે, ને જો હું ને શેહેરમાં જવા દેશો તો તુરત તમારો ગીરાસ તમને અપાવવા બંદોબસ્ત કરીશ. હુરમે તે બાબતના તેઓ પાસ આકરા સોગન ખા-

આ એટલે સવારો પાછા ગયા. દરમીઆન તે હુરમ ભેળાં જે માણસો હતાં તેઓએ વાઘેલાને દીઠાથી તેઓએ પાછળ જવા માંડ્યું ત્યારે હુરમે તેઓને મને કરી. હુરમ શેહેરમાં જઈ બાદશાહથી રીસાઈ બેઠી. બાદશાહે તેનું જ્યારે કારણ પુછ્યું ત્યારે તેણે બધી થએલી વાત કહી દેખાડી અને કહ્યું કે મેં મારો કોલ આપ્યો છે. માટે તમારે એ બે ભાઈઓને તેડાવી તેઓનો ગીરાસ તેઓને પાછો આપવો જોઈએ. જો તેઓ મારી ગાડી લઈ ગયા હત તો બાદશાહની શું આબરૂ રેહેત. બાદશાહે તેઓને તેડવા પોતાના કારભારી માણકચંદ અને મોતીચંદને મોકલ્યા. તેઓ પારડી નજદીક ધોલીવાવ પાસે આવ્યા જ્યાંહાં આવી રાહા જોવા હુરમે વરસાજીને અને જેઠાજીને ભલામણ કરી હતી. આ બે વાણીયા કારભારીને વાઘેલાઓએ પુછયું કે અમને બાદશાહ પકડી કેદમાં ન નાખે તે બાબતની તમારી પાસે શું તસલ્લી છે. તેઓએ કહ્યું તે બાબતનાં અમો જામીન થઈએ છેએ. વાઘેલા તેઓની સાથે અમદાવાદના દરવાજા પાસે આવ્યા તે વખત સાંઝ પડી હતી. તે વખતે તેઓએ રસ્તા ઉપર એક ગરીબ સરખી બૈરીને બેઠેલી જોઈ. કારભારીઓને પુછયું આ બૈરી શી ન્યાત હશે. તો કહેજે બ્રાહ્મણી અગર વાણીઆણી. પછી કારભારીઓને ફરીને પુછયું કે તમે શી નાતછો તો કહેજે વાણીઆ. ત્યારે વરસાજીએ જેઠાને કહ્યું “આ કારભારીઓ તો જે બૈરીઓ ખુલે દહાડે આ રીતે બેઠી છે તેના દીકરા છે. માટે બાદશાહ આપણને કેદ કરશે તો તેઓને શું શરમ પોહોચશે. માટે પાછા જઈએ તો ઠીક.” પછી તેઓએ વાણીઆઓને કહ્યું અમે તમારી જામનીનો ભરોસો કરી શકતા નથી. એમ કહી તેઓ પાછા વળી નિશર્યા અને ધોલીવાવે આવ્યા. કારભારીઓએ આ વાત બાદશાહને કહી. તે ઉપરથી બાદશાહે તેઓનો ભરોસો ન કરવાનું વાઘેલાને કારણ પુછાવ્યું. ત્યારે વાઘેલાઓએ કેહેવરાવ્યું કે સારા જમાન વગર અમે આવનાર નથી. પછી બાદશાહે પોતાના અમીરોને મોકલ્યા. તેઓ ભેળા વાઘેલાઓ સાંજને વખત શેહેરમાં આવતા હતા ત્યાંહાં એક સાંકડો રસ્તો આવ્યો. ત્યાંહાં એક પઠાણની દીકરી મોહ ઉપર બુરખો નાખી સામી આવતી દીઠી. આ વખત ઘોડે સવારોથી પોતાના પંડને છુપાડવા તેણીએ ઘણો

પ્રયત્ન કર્યો પણ જ્યારે ક્યાંહાંઈ જગો ન મલી ત્યારે તે જઈ પડઆના એક કુવામાં કુદી પડી. સવારોએ બૈરીને બાહેર કાડી તેની જાત વિશે અને કુવામાં પડવાનું કારણ પુછ્યું ત્યારે તેણીએ કહ્યું કે મોગલની દીકરી છું, ને મારે આ વખત બીજો ઈલાજ ન હતો આ વખત વરોજી અને જેઠોજીને વિશ્વાસ આવ્યો કે આવી બૈરીઓના દીકરાઓની જામનીનેજ ખરી જામીનગીરી કહીએ. તેઓ બાદશાહની હજુરમાં આવ્યા. બાદશાહે તેઓને જુનાં કપડાં ઊતરાવી નવાં કપડાં પેરાવ્યાં અને સન્માન સહીત પોતાની દરબારમાં રાખ્યા. આ બે ભાઈઓએ શેહેરમાં આવ્યા પછી બાદશાહને ખુશી કરવાની મતલબથી પોતાની બેન લાલા જે ઘણીજ ખુબ સુરત હતી તે બાદશાહને પરણાવી. આ ઊપરથી બાદશાહે ખુશ થઈ તેને કલોલનાં ૫૦૦ ગામ આપ્યાં અને પુછયુ કે તમે આ શી રીતે વેહેચી લેશો. ત્યારે બને ભાઇઓએ કહ્યું દસ્તુર પ્રમાણે. મોટો ભાઈ વધારે ગીરાસ રાખશે. બાદશાહે પુછ્યું એ શિરસ્તાનું મુળ કારણ શું છે તો કહેજો ખેર. બાદશાહે કહ્યું તમે બંને ભાઈઓએ સરખું દુઃખ વેઠયું છે માટે તમારે સરખે હીસે વેંચી લેવું જોઈએ. આ ઉપરથી વરોજીએ કલોલનાં ૨૫૦ ગામ લીધાં જેના વંશની મોટી શાખાના હાલમાં લેમ્બોરના ધણી છે, અને નાની શાખા વાળા પીથાપોર અને પીંડેરૂ બારબાર ગામથી ખાય છે. એ વંશના ઘણાં ખરાઓનો ગીરાસ તેઓ પાસેથી કોલી લોકોએ દબાવ્યો છે. જેઠાજીએ સાણંદના ૨૫૦ ગામ લીધાં. જસ્ટીસ ફારબસ સાહેબ પોતાના રાસમાળા નામના ગ્રંથમાં પૃ- ૩૪૬ માં નોટમાં લખે છે કે આ વાઘેલા વિશેનું ભાટ લોકો પાસેથી મળેલું બયાન ઘણુંજ ગડબડ ભરેલું છે. એક ગ્રંથમાં કહેછે કે કલોલ અને સાણંદના સ્થાપનાર કરણના દીકરા સારંગ અને વરસંગ હતા. તેઓ એકજ વખતે જન્મ્યા તેથી તેઓ બંને ગાદી ઉપર બેઠા. સારંગની મા જેસલમેરના ગજસિંહજીની કુંવરી હતી. અને વરસંગની મા કેરોકોટના જાડેજા દેશલજીની દીકરી અમર કુંવરબાહતાં. વરસંગને પોતાના બાપની હયાતીમાં ૬૫૦ ગામનો સરખાર તાલુકો મળ્યો, અને સારંગને ૬૫૦ ગામથી ભીલડી મળ્યું. આ ભાઈઓએ ભીલડીમાં ભેળા થઈ મુસલમાનો પાસેથી કડી લીધું, પણ ત્યાંહાં જે બેગમ હતી તેને તખ્ત ઉપર

રહેવા દઈ તેઓ વગર જમાને બાદશાહ પાસે પાટણ ગયા. તે વખત બાદશાહે ખુશ થઈ તેઓને ૫૦૦ ગામ આપ્યાં. સારંગે ૨૫૦ ગામથી કલોલ લીધુ અને વરસંગ ૨૫૦ ગામથી સાણંદનો ધણી થયો. અડાલેજની વાવના લેખમાં મળી આવેલી વાઘેલાઓની વંશાવળી રાશમાળામાં નિચે પ્રમાણે આપી છે.

મોકલસિંહ.

કરણ

સુળરાજ.

આહીપ.

વિરસિંહ અનેજૈતસિંહ.

પેહેલો વીરસિંહ રૂડા રાણીને પરણ્યો હતો. ફારબસ સાહેબ ધારેછે કે બેશક આજ લોકો ભાટ લોકોના વરો અને જેઠો હશે.

૧૨૦ આ દાખલા ઊપરથી જણાશે કે તે વખત મુસલમાન લોકોનો ગુજરાતના જમીંદારો ઊપર ઘણોજ જુલમ હતો. આ વખત બાદશાહે તમામ ન્હાના મોટા જમીદારોના ગીરાસ ખાલસા કરવા માંડ્યા હતા. કેટલાએક જમીદારો જેઓના રાજ્યને પાહાડ અને જંગલનો આશ્રય હતો તેઓએ તો બાદશાહી ફોજ સામા થઈ, આખર ખંડણી આપવી કબુલકરી, પોતાનાં રાજ્ય સાચવ્યાં. પણ જેઓ મેદાનમાં રેહેતા હતા તેઓથી આ જોરાવર દુશ્મન સામે કાંઈ પણ ટકાવ ન થઈ શકયો. જ્યારે બાદશાહ તેઓનો ગીરાસ ખાલસા કરતા ત્યારે તેઓ બારવટે નિકળી બાદશાહનાં પરગણામાં લુટફાટ ચલાવતા હતા. એમાંના કેટલાએક જ્યારે ઘણા લાચાર થતા ત્યારે પોતાના જુના ગીરાસનો દાવો છોડી દઈ તેને બદલે ગુજરાન જોગો વાંટો આપતા તે લઈ તે ઊપર બાદશાહની સલામીની બાબત ઠરાવી બાકીના ગીરાસની ફારકતી કરતા હતા. જરૂર પડે વાંટીઆ ગીરાસીઆઓએ પણ પોતાના લશકરથી બાદશાહી ફોજમાં હાજર થવું પડતું. કેટલાક જમીદારો જેઓ વટલી મુસલમાન ધર્મ કબુલ કરતા તેઓ ઊપર દીનની ખાતર આવો જુલમ થાતો નહીં. તેઓને બાદશાહ પોતાના મુસલમાન જમીદારોની હારે ગણી તેઓ પાસેથી ફક્ત ખં-

ડણી લેતા. આથી કરી ઘણા જણ વટલી મુસલમાન થયા છે. મીરાતે-
અહમદીનો કરતા કહેછે કે અહમદશાહે ઈ૦ સ૦ ૧૪૧૪ માં તાજુલ મુ-
લ્કને બધા મુર્તી પુજકોનાં દેવળો તોડવા અને આખા ગુજરાતમાંમુસ-
લમાની રાજ્ય સ્થાપવાની ખાસ નોકરી સોંપી હતી. તે નોકરી તેણે એ-
વી તો ચાલાકીથી બજાવી કે તે વખતથી આખા રાજ્યમાં મેવાસ અને
ગીરાસ એ નામ પણ સંભળાતું નહી. અલબત એટલું તો ખરૂં કે આ વ-
ખત બાદશાહે ઘણા ખરા હીંદુ જમીદારોનાં રાજ્ય લઈ તેમાંથી તેઓના
ગુજરાન જોગો તેઓને વાંટો કહાડી આપી બાકી પરગણામાં ચોતરફ
પોતાનાં થાણાં બેસાડ્યાં હતા.

૧૨૧ વિરમગામની શાખાના ઝાલા કે જે મુળમાં ચોરાસી ગામનો
તાલુકો ભોગવતા હતા તેઓ પાસેથી પણ બાદશાહે ઊપર મુજબ તેઓનો
ગીરાસ લઈ તે પ્રાંતમાં તેઓને વાંટા કરી આપ્યા જે તેઓ અદ્યાપી સુધી
ભોગવેછે. પાટડીની મ્હોટી શાખા વાળા આ વખત કાઠિઆવાડ દ્વિ-
પકલ્પના અંદરના ભાગમાં ભાલ પરગણામાં આવી વસ્યા તેનું કારણ પણ
એમ જણાયછે કે તેઓનો ગીરાસ વિરમગામની હારે બાદશાહે ખાલસા
કર્યો હશે. તેથી તે લોકો પોતાનાં નશીબ અજમાવવા સૌરાષ્ટ્ર દ્વીપકલ્પના
અંદરના ભાગમાં આવી વસ્યા અને થોડી મુદતમાં તેઓએ એ ભાગના
મુળ ગિરાસીઆ વાઘેલા વિગેરેને ધસવી મ્હોટું રાજ્ય સ્થાપ્યું.

જે વખત વાળોજી કાઠિઓ ભેળા પાવરથી આવી થાનની પડો-
સમાં વસ્યા તે વખત પાટડીના તખ્ત ઉપર માહારાણા સતરસાલજી ઝા-
લા હતા. સતરસાલજીને તેર કુંવર હતા. તેમાં મ્હોટા જેતસિંહજી
ગાદીના માલેક થયા અને બાકીનાઓને ગુજરાન જોગો ગિરાસ મળ્યો.
જેતસિંહજીથી નાના રાઘોદેવજી પોતાનો ગીરાસ પોતાના કુંવર સુરસિંહ-
જીને સોંપી પોતે મારવાડમાં માંડવગઢ ગયા અને ત્યાંના બાદશાહ હુસે-
ન ગોરીની ચાકરી કરી તે પ્રાંતમાં તેણે મ્હોટો ગીરાસ મેળવ્યો. એ વં-
શના હાલમાં રાયપોરમાં છે. જેતસિંહજી પાટડી છોડી કુવે આવી વસ્યા
અને તે પોતાની રાજધાનીની જગો ઠરાવી. જેતસિંહજીને છ કુંવર હતા.
તેમાંથી મોટા વણવીરજી ગાદી ઉપર બેઠા. બાકીના પાંચમાંથી છેલા બે

કુંવરનું લાવલદગયું અને ત્રણ કુંવરને શીરસ્તા મુજબ સાત સાત ગામ ગી-રાસમાં મળ્યાં. મહારાણા વણવીરજીને પણ છ કુંવર હતા. જેમાંના મ્હો-ટા ભિમસીંહજી ગાદી ઉપર બેઠા. નાના અજોજીને ગીરાસ મલ્યો નહી એટલે તેણે અરસીવાળાને મારી ૨૪ ગામનો અજમેર તાલુકો લીધો. તેના વંશના હાલમાં અજમેરીઆ ઝાલા કેહેવાય છે. તેઓ હાલ વાં-કાનેર પરગણામાં કાંઈ વાંટો ભોગવેછે. બીજી જગોથી અમને આ અ-જમેરના ઝાલા વિશે બયાન મળ્યું છે. તેમાં કહેછે કે એ તાલુકો ઝાલાઓને ગોરી બાદશાહ તરફથી મળ્યો છે. અલબત આ વખત મોરબીમાં ગોરી લોકોનો અમલ હતો. તેઓએ ઝાલાઓને વાળા પાસેથી આ જીતેલા તાલુકા માટે કાંઈ નોકરીના બદલામાં સનદ કરી આપી હોય તો કોણ જાણે. વણવીરજીના બીજા દીકરાઓમાં દરેક જણને સાત સાત ગામ ગીરાસમાં મલ્યાં. મહારાણા શ્રી ભીમસિંહજી પછી તેના કુંવર વાઘજી કુવામાં ગાદી ઉપર બેઠા. વાઘજીના વખતમાં કુવા ઊપર બાદશાહી લશકર આવ્યું ત્યારે રાણો વાઘ બાદશાહી ફોજ સાથે લડાઈમાં મરણ પામ્યો, અને તેની સ્ત્રીઓએ તે વખત લાજખાતર કુવામાં પડી પોતાના પ્રાણ આપ્યા. મજમુદાર મણીશંકરને કાનજી ઠાકોર પાસેથી થોડુ ઘણું બયાન મલ્યું છે તેમાં એ ઠાકોર કહેછે કે આ ગામનું નામ પ્રથમ કંકાવટી નગર હતું. પણ જ્યારથી વાઘરાણાની રાણીઓ કુવામાં પડી મરણ પામી ત્યા-રથી તેનું કુવા નામ પડ્યું. આ વાર પછી વાઘજીના દીકરા રાજોધરજી-એ હલવદ આવી ત્યાંહાં પોતાની રાજધાની ઠરાવી. એ કીલો વાઘજી રાણાના વખતમાં સંવત ૧૫૦૨ ઈ૦ સ૦ ૧૪૪૬ માં બંધાયો હતો. રાજો-ધરજી હલવદ આવ્યા ત્યાર પછી પાંચ વરશે તેઓએ હલવદનું તળાવ બંધાવ્યું.

૧૨૨ ઝાલાઓ પાટડી છોડી કાઠિઆવાડ દ્વીપકલ્પના આ ભાગમાં આવી વસ્યા. તે વખત મોખરા ગોહેલના વંશનાઓએ ઘોઘા પાછું પોતા-ના સ્વાધિનમાં લઈ ત્યાંહાં પોતાનું રાજ્ય સ્થાપ્યું હતું. મોખરાજીની સ્ત્રી વાડન કુંવરબા જે હાથસણીના સરવઈઆ રજપુતની દીકરી હતી તેને ડુંગરજી નામે દીકરો થયો. ડુંગરજીએ મુસલમાનો ગયા પછી ઘોઘામાં પાછો પોતાનો અમલ બેસાડયો. ડુંગરજીનો બીજો ભાઈ સમરસીંહજી

પોતાના મોસાળમાં માની સાથે રાજપીપળે જઈ રહ્યા હતા તે આખર ત્યાંહાંના રાજ્યના વારસ થયા. ડુંગરજી પછી વીસોજી ઘોઘાની ગાદી ઉપર થયા. તેને ત્રણ દીકરા થયા, કાનજી, રામજી, અને રૂડોજી. સહુથી મોટો કાનજી ગાદી ઉપર બેઠો તે કાંઈ વખત પછી મરણ પામ્યો. ત્યારે તેના બે દીકરા સારંગજી અને જેમલજીમાંથી સારંગજી જે ગાદીનો હકદાર હતો તેને રામજીએ ઘોઘા ઉપર મહમદ બેગડાના સરદાર બોરી માગેલનું લસ્કર આવ્યું હતું તેને ખંડણી બદલે ઓળમાં સોપી ઘોઘાનું રાજ્ય પોતાના સ્વાધિનમાં લીધું.

૧૨૩ સારંગજીને મુસલમાન અમદાવાદ લઈ ગયા ત્યાંથી કાંઈ દહાડે કુલીઆગ ગામનો + ભોજો નામે કુંભાર ત્યાંહાં જઈ પોહોતો. અને સારંગજીને પોતાના લગડામાં નાંખી છુપકીથી લઈ આવ્યો. પછવાડે ખબર પડ્યાથી કેટલાંએક બાદશાહી માણસો ચડ્યાં અને તે કુંભારની લગભગઃ આવી પોતાં તેટલામાં કુંભારને ગુસાંઈ લોકો કે, જે આ વખત લશ્કરી ડોળથી હિંદુસ્થાનના બધા ભાગમાં ફરતા હતા, તેઓની એક જમાત મળી. તેના મંત પરતાપગરને કુંભારે કહ્યું આ છોકરો ગોહેલનો રાજા છે. તેને બચાવવો જોઈએ. જરૂર કોઈ દીવસ તે બદલો વાળશે. પરતાપગરે કુંવરને લઈ જઈ ડુંગરપોરનો પટાઈત રાવળ જે કુંવરની ફુઈને પરણ્યો હતો તેને સોપ્યો. કુંવર ૨૦ વર્ષની ઊમરના થયા ત્યાંહાં સુધી ડુંગરપોરમાં છાના રહ્યા. પછી તેણે ઘેર જવા ફુઈની રજા માગી. ફુઈએ લશ્કર આપી તેને વિદાય કર્યા. વિદાય કરતી વખત તેણે કહ્યું જાઓ તમે તમારૂં રાજ કરો. પણ રાવળના કુટંબથી તમને આશ્રય મળ્યો માટે તમારા વંશનાઓએ આ વખતથી રાવળ ખીતાબ ધારણ કરવો. કુંવર રાવળનું લશ્કર લઈ ઊમરાળે આવ્યા. કુંવરનું આવવું સાંભળી રામજીએ હઠીસાના જીજીબાવાને અને પાલીતાણાના નોંઘણજીને તેડાવ્યા, અને સારંગજી સામે મદદ માટે બાર બાર ગામ આપવા માંડ્યાં. ભાયાતોએ પ્રથમ તો તેને મદદ આપવા કબુલ કર્યું પણ

---

+ ચારણે નીંદા કરી કહેલો દોહરો } રોઆ ઊર રાંગ, ભોઆમન અરગે નહી
ગુણાઊપર ગાંડ, ભને તારી ભોજલા.

ઘેર ગયા પછી તેઓને વિચાર થયો કે મોટી શાખાને મુકી આપણે નાની શાખાને મદદ કરવી એ ઠીક નહીં. પછી તેઓ ઊમરાળે સારંગજી પાસે ગયા અને કહ્યું રામજી અમને બાર બાર ગામ આપેછે પણ ખરા માલીક તો તમે છો. ત્યારે સારંગજી એ કહ્યું લો હું તમને એ ગામ માટે લેખ કરી આપું. સારંગજીએ તેઓને લેખ કરી આપી પોતાની તરફેણમાં લીધા. આ વાતના ખબર જ્યારે રામજીને પડ્યા ત્યારે તેણે જાણ્યું જે હવે આપણો ઊપાય નથી. તેથી તેણે પોતાના ગીરાસ માટે વઢી ચલાવી. ભાયાતોએ વચમાં પડી સારંગજી પાશેથી તેને ઊખલા, અગીઆળી, મોણપોર અને આકોલા એ ચાર પરગણાનાં ૩૩ ગામ અપાવ્યાં, તે લઈ રામજી ઘોઘામાંથી નીસર્યો. રામજી ઘોઘામાંથી નીસર્યો તો પણ આજ હજી તેના વંશના ઘોઘારી ગોહેલ કેહેવાય છે. સારંગજી ઊમરાળાની ગાદી ઊપર બેઠો. તેણે ત્રાપજનાં બાર ગામ ગારીયાધર વાળાને અને વાળુકરનાં બાર ગામ લાઠી વાળાને આપ્યાં. ગાદી ઊપર બેસતી વખતે કુંભારે માગ્યું કે ઊમરાલાની ગાદી ઊપર જે બેસે તેને કુંભાર ચાંડલો કરે તે વાત રાજાએ કબુલ કરી. ડુંગરપોરના રાવળ તરફથી તેમને મદદ મળી તેની યાદદાસ્ત માટે તેમણે રાવળ ખીતાબ ધારણ કર્યો. આ વારથી તેના વંશના રાવળ કેહવરાવવા લાગા. પરતાપગરને આ વખત ઊમરાળામાં બાર સાંતીની જમીન અને ચાર કોસનો અઘાટ લેખ કરી આપ્યો.

૧૨૪ ગોહેલની ન્હાની શાખા હઠીલા અને ગારીયાધરના તાલુકદારોનો જ્યારથી તેઓ રાણજી ગોહેલથી જુદા પડ્યા ત્યારથી તે આજદીન સુધીનો ઈતિહાસ આ જગે કાંઈ આપવો જોઈએ. શેજકજીના બે ન્હાના દીકરા સારંગજી અને શાહાજી સેજકજીની જે દીકરી જુનાગઢના રાવને પરણાવી હતી તેના સગા ભાઈ હતા તેથી ઓરમાન ભાઈ રાણજી કરતાં, તેઓને જુનાગઢ તરફથી હઠીલાનો મ્હોટો તાલુકો મળ્યો હતો. આ બે ભાઈઓમાં શાહાજી આ વખત બાળક હતો. તેથી સારંગજીએ તેના ગુજરાન માટે બારગામનો માંડવી તાલુકો જુદો કાડી આખા તાલુકાનો પોતે માલીક થયો. એ બાબત કોઈ વખત બને ભાઈયોમાં તકરાર ચાલ્યા પછી શાહાજીએ રાહાગારીઆનો ટીંબો જે તે

વખત ઉજડ હતો તે જગે ગારીયાધર નામે ગામ વસાવી તેની આસ-પાસમાંથી ચોમલીયા ડાંગરોને હાંકી કહાડી એક જુદો તાલુકો બાંધ્યો. શાહાજીને બે દીકરા થયા. તેમાંથી મોટો દીકરો અરજણજી ગાદીએ બેઠો અને ન્હાનો દીકરો મરણ પામ્યો. અરજણજીને બે દીકરા થયા, તેમાં અરજણજી ગાદી ઉપર બેઠો અને નાનો કુંભાજીસેદરડી અને ગુંદી ગામ લઈ જુદો પડયો. અરજણજી પછી નોઘણજી થયા. તેણે સીદી ઊમર જે માંડવીમાં, રાજ્ય કરતો હતો તે સાથે લડાઈ કરી તે પાસેથી માડવી છોડાવી અને સારંગજી પાસેથી પ્રથમ કહ્યા મુજબ મદદના બદલામાં ત્રાપજનાં બાર ગામ લઈ ગારીયાધર સંસ્થાનમાં વધારો કરવા માંડ્યો. મોહોટો દીકરો સારંગજી જેહને હઠીલાનો મ્હોટો તાલુકો મળ્યો હતો તેના વંશમાં ત્રીજી પેહડીએ ભીમજી થયો. ભીમજીને ત્રણ દીકરા અને એક દીકરી હતી જે જુનાગઢનાં રાવને પરણાવી હતી. ભીમજીનો મોટો દીકરો દુદોજી ગાદી ઉપર બેઠો અને સહુથી ન્હાનો હમીર-જી વેગડાભીલની સાથે ફીરોજશાહના લશકરની સામે સોમનાથના રક્ષ-ણમાં ગયો હતો ત્યાંહાં મરણ પામ્યો. દુદાજી પછી જીજી બાવો થયો. તેણે સારંગજીને મદદ કરી ઊમરાલાવાળા પાસેથી વાળુકરનાં બાર ગા-મ મેળવ્યા.

૧૨૫ મહમદશાહ બાદશાહના વખતમાં ગોમા અને ભાદરના સં-ગમ ઉપર રાણપોર નામના ગામમાં રાણજી નામે એક બીજો ગોહેલ રા-જા હતો. આ રાણજી અને રાણપોરનો સ્થાપનાર રાણજી બંને જુદા હતા. આ રાણજી કોઈ ભાયાતી શાખામાંનો જણાયછે. રાણજીઠાકો-ર અને મહમદ બગડો બંને સગી બેહનાને પરણ્યા હતા. એ બે બેનો કે જે મારવાડના રાજાની દીકરીઓ હતી, તે ત્યારે પીયરમાં ભેગી થઈ ત્યારે બાદશાહની રાણીએ પોતાની ન્હાની બેહનને પોતા સાથે જ-મવા બોલાવી. રજપુતાણીથી મુસલમાન સાથે જમી સકાય નહીં તેથી તેણીએ બહાનું કાહાડી કહ્યું કે તું બાદશાહને પરણીછો ને માહારો ધણી તેનો તાબેદારછે તેથી હું તારી સાથે જમવા લાયક નથી. આ બાહા-નું તેની બેહને માન્યું નહીં ને ઘણી તાણ કરવા માંડી ત્યારે માલમ પડ્યું જે હું મુસલમાનને પરણીછું માટે મારે ભેલી ખાતાં વટલાય તે સારૂ ખા-

તી નથી. તેથી બાદશાહની રાણીને ક્રોધ ચડ્યો ને મનમાં નિશ્ચય ક-ર્યો કે અમદાવાદ તેડાવી મારે ભિંજી ખવરાવું ત્યારેજ હું ખરી. અમ-દાવાદ આવી ત્યારે રાણજી ગોહેલ ત્યાંહાં હાજર હતો. રાણીયે બેહેનસા-થે બનેલી હકીકત બાદશાહને કહી સંભળાવી. પછી બાદશાહે રાણજી ઠાકોરના એક ખવાસ જેને કાંઈ કારણસર ઠાકોરે બરતરફી આ-પી હતી તેને પોતાની ચાકરીમાં રાખી કહ્યું તું ઠાકોરાણીને સમઝાવી તેડી આવ. ખવાસે કહ્યું રાણજીના કાગળ વગર તે હરગીજ આવશે નહીં. પછી બાદશાહ રાણીસાથે મહસલત કરી કચેરીમાં આવ્યો. તે વખત રાણજી ગોહેલ કચેરીમાં બેઠા હતા. બાદશાહે રાણજી પા-સેથી તેની તરવાર જોવાને બાહને માગી લીધી. બીજે રોજ ભા-લું માગ્યું, અને ત્રીજે રોજ કટાર માગી. એ રીતે ત્રણજણસ લઈ બા-દશાહે એંધાણ તરીક ખવાસને આપી ઠાકોરાણીને તેડવા રાણપોર મોક-લ્યો. ખવાસે રાણપોર આવી રાણીને કહ્યું ચાલો તમને ઠાકોર તેડાવે છે. ઠાકોરાણીએ જરા આનાકાની કરી ત્યારે ખવાસે કહ્યું આ ત્રણ જણસ એંધાણમાં આપીછે ને જો નહી આવો તો ઠાકોર તમને છોડી દેશે. રાણી ગાડી જોડાવી અમદાવાદ તરફ નીસરી. અમદાવાદ નજીક પોહોતાં ત્યાંહાં રસ્તે રાણજીનું માણસ આવતું હતું તે રથ ઓળખી પાસે આવ્યુ. તે સાથે વાત ચીત થયાથી ઠાકોરાણીને નકી થયું કે કાંઈ દગો થયો છે. અમદા-વાદ આવી ત્યારે ઠાકોરને પણ આ દગલબાજીના ખબર પડ્યા. બાદશાહે ઠાકોરાણીને તેડવા માણશ મોકલ્યું પણ રાણજીએ મોકલી નહી. બાદશા-હે કેહવરાવ્યું કે નહી આપો તો પરાણે લઈ જઈશુ. તે કેહેણ ગોહલે નગણ કારાથી તેને બાદશાહના માણસો સાથે લડાઈ થઈ. રાણજી આ વખતે પુરા લાચાર થયા. આ વખત તેણે એક ચારણ દેવીને સંભારી, જેણે પ્રથમ વચન આપ્યું હતુકે કામ પડેતો તું હુને બોલાવજે આવી હાજર થઈશ. ચારણીયાણી વચન મુજબ આવી હાજર થઈ અને તેની સાહેતાથી ઠાકોરાણી બાદશાહી ભયમાંથી ભાગી છુટી.

૧૨૬ એ ચારણીયાણી ઊમેટાના દુદા ગઢવીની દીકરી કાંઈ સાધા-રણ મનુષ્ય ગણાતી નહતી. તેવીશે આ દેશમાં ઘણી એક ચમતકારીક વાતો ચાલેછે. તેમાંની એક કથા એ છે કે એક દીવસ રાણજી જમા-

ખેધી ઊધરાવવા નીસર્યો હતો તેવામાં વાવાઝડું થયાથી તે એકલો પોતાના સવારોથી જુદો પડી રખડતો રખડતો ઊમેટામાં આવી પોંહોતો તે વખત તેને ઘણી તરસ લાગી હતી તેથી તેણે પાણી લાવવા એક ચારણની દીકરીને કહ્યું. ચારણની દીકરી દૂર ઉભી હતી ત્યાંથી તેણે પોતાનો હાથ વધારી ઘોડે બેઠેલા રાજાને પાણીનું વાસણ આપ્યું. તે જોઈ રાણજી ગોહેલ નીચે ઉતરી પ્રદક્ષણા કરી તેને પગે પડ્યો. દેવીએ પ્રશન થઈ કહ્યું તું માગતે આપું. રાણજીએ કહ્યું જરૂર પડે સંભારીશ. ભાટ લોકો કહે છે કે એ વચન સુજબ ચારણીયાણી એ આવખત તેને સાહ્ય કરી. રાણજીએ તેનું રાણપોરમાં થાનક કરી તેને પોતાની કુળદેવી કરી સ્થાપી. સોરઠના ભાટલોકોના વૃત્તાંતોમાંથી આવી ચારણોના ચમત્કારની વાતો ઘણી મળી આવેછે. ખરેજ એમ જણાય છે કે સોરઠનો ઈતિહાસ સાચવી રાખનારા ચારણોએ આદેશના ભોળા લોકોમાં પોતાની જાતીનો મહીમા વધારવાની મતલબથી કેટલીક આવી વાતો ચલાવી જણાય છે.

૧૨૭ એકવાર કેટલાંએક મુસલમાન બૈરાં છોકરાં સાથે મક્કે જતાં હતાં, તે વાટમાં રાણપોર મુકાંમ રાત રહ્યાં. સવારમાં એક છોકરાએ ઊઠી બાંગ પુકારી. તે જોઈ બ્રાહ્મણોએ રાજાને ઊસકેર્યો કે બાંગ પુકારે એ સારૂ નહીં, એથી તારૂ રાજ્ય જશે. તે સાંભળી રાજાને ક્રોધ ચડ્યો અને છોકરાને મગાવી તુરત કાપી નાંખ્યો. છોકરાની મા જે ઘણી બુઢી હતી તેણે અમદાવાદ જઈ બાદશાહને જાહેર કર્યું. બાદશાહે પોતાના તમામ સરદારોને ભેગા કરી રાણપોર ઊપર લશકર લઈ જવા પોતાનો ઈરાદો જણાવ્યો. પણ કોઈએ ગોહેલ ઉપર જવા હીમત કરી નહીં. આ વખત બાદશાહનો ભાણેજ બદરીખાન જે તેજ દીવસ પરણ્યો હતો તેણે બાદશાહી દરખાસ્ત ઝીલી લીધી અને રાણપોર ઉપર જવા લશકર તૈયાર કર્યું. બીજા લોકોએ મનેહ કરી પણ તેણે કહ્યું અલાને નામે જરૂર ફતેહ કરવી જોઈએ. બદરીખાન લશકર લઈ ધંધુકે આવ્યો. ત્યાંહાં રાણજી ગોહેળ પણ પોતાનું લશકર લઈ સામો આવ્યો. લડાઈ થઈ તેમાં રાણજી હાર્યો અને મુસલમાંન લોકો છેક રાણપોરના દરવાજા સુધી તેની પાછળ આવ્યા. રાણજીએ લડાઈમાં જતી વખત રાણીને કહી રાખેલું હતું કે જ્યારે તું મારૂ છત્ર પડેલું દેખ ત્યારે તારે મુસલમાંનના હાથમાં નજ-

તાં પ્રાણ ત્યાગ કરવો. તે આજ્ઞા મુજબ લડાઈ ચાલતી હતી. તેવામાં છત્રધારે પાણી પીવાસારૂ જરા છત્ર નીચે મુક્યું તેટલામાં તો રાણીએ રાજા પડ્યો સમઝી કુવામાં પડી પોતાનો પ્રાણ આપ્યો. થોડી વાર પછી રાણજી પણ મુવો. મુસલમાન કોટમાં દાખલ થયા. બદરીખાન પણ આજ લડાઈમાં મુઓ. બાદશાહે આ વખતથી રાણપોરનું રાજ્ય રાણજી ગોહેલના ભાણેજ હાલુજી પરમારને આપ્યું.

૧૨૮ હાલુજી પરમાર વિશે રાસમાળાનો કરતા કહે છે કે સિંધના એક જટ સરદારની દીકરી સુમરીબાઈ જે ઘણી ખુબ સુરત હતી તેને સિંધનો બાદશાહ જોરાવરીથી લેવાનું કરતો હતો તેથી ૭૦૦ જટ ભાગી સૌરાષ્ટ્રમાં મૂળી આવી રહ્યા. આહી તે વખત લખીરજી અને હાલુજી બે પરમાર ભાઈઓ રાજ્ય કરતા હતા. પરમારોને જટ લોકોએ પુછ્યું કે બાદશાહનું લશકર અમારી પછવાડે આવેછે, તમો અમારૂ રક્ષણ કરશો કે અમે આગળ જઈએ? પરમારે કહ્યું અમે તમને માથાં સાટે રાખીશું. તેથી જટ લોકો આગળ ન વધતાં ત્યાંહાંજ રહ્યા. પરમારે જાણ્યું કીલ્લા વગર બાદશાહના જોરાવર લશકર શામે આપણાથી બચાવ થશે નહીં તેથી તેઓ મુળીની પશ્ચિમે ત્રીસ માઈલ ઉપર માંડવનાં ડુંગરની ઝાડીમાં જઈ રહ્યા. બાદશાહી લશકરે પણ આવી તેઓની પડોસમાં મુકાંમ કર્યું. ઘણા દીવસ લડાઈ ચાલતાં આખર પરમારના એક માણસે ખુટી બાદશાહી લશકરને રસ્તો બતાવ્યો. તે રસ્તે જઈ દુશમનોએ પરમારોના લશકરને પાણી વાસ્તે જે માત્ર"એકજ જગો હતી તેમાં ગાયનું લોહી નાંખી નાપાક કરી. આથી કરી પરમારોને સલાહ કરવા ફરજ પડી. લખીરજીએ પોતાના ભાઈ હાલુજી પરમારને જટ લોકોની કન્યાની અવજી ઓળમાં આપી બાદશાહી ફોજ પાછી કાહાડી. જટની કન્યા આ વખત દુશમનના હાથમાં નજતાં લાજખાતર જીવતી દટાણી. તેની કબર આજ હજી વણોદમાં છે. લખીરજીએ પછી અમદાવાદના બાદશાહની મદદ માંગી. બાદશાહી લશકરે સિંધવાલા સાથે કચ્છમાં જઈ લડાઈ કરી તેમાં સિંધનો બાદશાહ હાર્યો ને અમદાવાદની ફોજ ફતેહકરી હાલુજીને છોડાવી અમદાવાદ પાછી આવી. ઈ. સ. ૧૪૭૨. હાલુજી આ વખત અમદાવાદમાં વટલી મુસલમાંન થયાથી બાદશાહ તે ઉપર ઘણા

ખુશ થયા, અને તેને ગીરાસ આપવા માંડયો. હાલુજીએ કહ્યું બાહેર-ના ગીરાસથી મારૂં શું થયું તે વિશે મારાં સગાં ગમે તેમ કેહેશે માટે હુને રાણપોર આપો. તે ઉપર બાદશાહે રાણપોર તાલુકો તેને ગીરાસમાં આપ્યો. હાલુજીએ સનદ તરીક તામ્રપટ માગ્યો તો કેહેજે મુસલમાન થઈ ગયાની વાત કદી ભુલનાર નથી માટે તામ્રપટની કાંઈ જરૂર નથી. આ વખતથી હાલુજી રાણપોરમાં અને લધીરજી મુળીમાં રહ્યા. હાલુ-જીનો એક બીજો ન્હાનો ભાઈ પણ વટલી મુસલમાન થયો હતો તેથી બાદશાહે તેને બોટાદની ચોવીશી આપી. મુળીના પરમાર પોતાની બાહાદુરી માટે અદ્યાપી વખણાયછે. જટ લોકોનું તેઓએ રક્ષણ કર્યું માટે જટ લોકો તેઓનું આજ પણ ઘણું માન રાખેછે.

૧૨૯ આ વખત રાણીસરગામ રળીઆ ગઢવી નામના ચારણના તાબામાં હતું. એ તેના પૂર્વજોને સાણંદના રાજા તરફથી મળ્યું હતું. તે ગ-ઢવી પોતાની સમય સુચકતા માટે તે વખત ઘણો નામીચો અને ડાહ્યો ગણાતો હતો. જે વખત રાનીસર ઉપર બોરી મોગલનું લશકર આવ્યું તે વખત ગામના ઘણા ખરા લોકોએ રળીઆના ઘરમાં જઈ આશ્રય લીધો હતો. કેમકે તે વખત ચારણના ઘરની કોઈ આન લઈ શકતું નહીં. પણ બોરીમોગલે રાનીસર લુટ્યું અને રળીઆ, તથા તેના કુટુંબના બધાં મા-ણસોને બાન પકડી તે અમદાવાદ તરફ લઈ ચાલ્યો. પેહેલે મુકામે અર-ધી રાત્રીને વખત રળીઓ પોકો મુકી રડવા લાગો. ચોકીયાતોએ તેનું કારણ પુછ્યું તો કહેજે તમને નકેહવાય. હું તો લશકરના મુખીને ક-હીશ. પછી બોરી મોગલે જાતે આવી પુછવા માંડ્યું તો કહેજે મારા માદળીઆમાંથી ચીઠી નીસરીછે તેમાં મારા બાપના વખતનું દ્રવ્ય દા-ટેલુંછે તેવીશે લખ્યુંછે માટે જોઈએતો દ્રવ્ય,લે પણ અમને છોડ. આ-ઉપરથી બોરી મોગલે ૫૦૦ સવાર રળીઆ ભેળા આપી તે જગે દ્રવ્ય સા-રૂ મોકલ્યો. રળીઓ તેઓને રાનમાં તેડી ગયો. બાદશાહી સવારો કા-દવમાં ગુંચવાયા તેવામાં રળીઓ જે રસ્તાનો વાકેફગાર હતો તે ઘોડો કુદાવી ભાગી નીસર્યો અને પરભારો વઢવાણ ગયો. વઢવાણના રાજાને તેણે કહ્યું હું રજપુતનો ચારણ છું માટે મોગલ કનેથી મારૂ કુટુંબ છોડા-

વ. રાજાએ કહ્યું પરમારની મદદ માગ, હુંપણ મુસલમાન સામો આ-વી પોહોચીશ. રજીઓ ત્યાંહાંથી મુળી ગયો. મુળીથી લધીરજી ૫૦૦ ઘોડાથી ચડ્યો. નળકાંઠામાં મનસરના તળાવ પાસે બોરીમોગલના લશકરસાથે તેને મુકાબલો થયો. વઢવાણ રાજા હજી આવ્યો નહતો. લડાઈ ચાલી તેમાં બોરીમોગલનાં થોડાં માણસ રહ્યાં તેથી તે રાણીસરની એક બ્રાહ્મણીને ઘોડે બેસારી તેને લઈ ભાગો. લધીરજી વાંસે થયા. બોરી મોગલ પીઠ ફેરવી જુએછ તો પછવાડે એક લધીરજીજ છે તેથી તેણે ઘો-ડો ફેરવી લધીરજી ઉપર ઘાહ કર્યો પણ તે ખાલી ગયો. લધીરનો ઘાહ પણ ચુક્યો. પ્રથમ લધીર નીચે પડ્યો પણ પછી બ્રાહ્મણીની સુચનાથી તેણે મોગલને પોતા તળે લીધો, અને કટારી મારી તેના પ્રાણ લીધાં. લ-ધીરજી પણ તે જગે મરણ પામ્યો. લધીરજીના માણસે તેનું મુડદુ લાવી તેને દહન દીધુ અને તે જગે તેનો પાવળીઓ મુકાવ્યો. પરમારોએ રાણી-સરની બ્રાહ્મણી તેના બાપને સોંપી.

૧૩૦ ગિરનારના ચુડાસમાના રાજ્યની આખર પણ આજ બાદશા-હના વખતમાં થઈ છે. સુલતાન મહમદ બેગડો ઈ. સ. ૧૪૬૬-૬૭ માં પોતાના થકિલા લશકરને બદલો આપવાની મતલબથી મોટા લશકરથી સોરઠમાં આવ્યો. જ્યારે ગિરનાર ૮૦ માઈલ દુર રહ્યું ત્યારે બાદશા-હે તોગલખાનની સરદારી તલે ૧૭૦૦ માણસનું લશકર અગાઉથી મો-કલ્યું. તેને પ્રથમ તો રજપુતોએ હાંકી કાઢ્યું પણ પછવાડેથી સુલતાનનું બાકીનું લશકર આવી પોહોતું તેવખત જે લડાઈ થઈ તેમાં ગિરનાર-નો રાવમંડલીક જખમી થઈ કીલ્લામાં ભરાઈ બેઠો. મહમદે આસપાસ ના પ્રાંતની ઝાડી કપાવી શેહેરને ઘેરો ઘાલવાની તૈયારી કરવા માંડી. આખર રાવ મ્હોટો નજરાણો આપી તાબે થયાથી લશકર પાછું ગયું. સરવૈયાના રાણીમંગા કેહેછે કે આ વખત રાજા મંડલીક બગસરે જઈ ર-હ્યા હતા. ઉપરકોટનો પૂર્વાદો દરવાજો કે જે હાલમાં બંધ છે તેની ભીત ઉપર હારોહાર કેટલાએક સંવત ૧૫૧૯-૨૦ ની સાલના સત્તી-યોના થાપાછે. તેઉપરથી જણાય છે કે એ વખત ઘણા ઊંચ દરજાના રાજપુતો મરાયા હતા અને તેને આ દરવાજેથી કહાડ્યા હશે.

૧૩૧ બે વર્ષ પછી એટલે ઈ. સ. ૧૪૭૨-૭૩ હી. સ. ૮૭૫ માં મંડલીકે પાછાં રાજ ચીન્હ ધારણ કર્યાની વાત સાંભળી મહમદને ઘણો ક્રોધ ચડ્યો અને જુનાગઢ ઉપર જવા મ્હોટું લશકર તૈયાર કર્યું. દીવાન રણછોડજી સુલતાન મહમદનું લશકર આવવાનું બીજું કારણ એ કહેછે કે મંડલીકના દીવાન વીશળ વાણીયાની બૈરી મનમોહના ઘણી ખુબ સુરત હતી તે ઉપર રાજા આશક થયાથી છુપકીથી તેને હમેશાં પોતાને ત્યાંહાં તેડાવતો. આથી કરી વીશલના મનમાં દ્વેષ આવ્યાથી તેણે મહમદ બેગડા સાથે સલાહ કરી તેનું લશકર તેડાવ્યું. બાદશાહે બે હજાર ઘોડા અને પાયદળ વીગેરે સરંજામથી આવી જુનાગઢને ઘેરો ઘાલ્યો. મંડલીકે આ વખત ભારે દંડ અને ખંડણી આપવા કહ્યું પણ મહમદની મરજી તેને વટલાવી મુસલમાન કરવાની હતી તેથી તેણે કાંઈ કબુલ કર્યું નહીં. મંડલીક છેવટ લાચાર થઈ બાદશાહી છાવણીમાં આવ્યો. બાદશાહે તેને વટલાવી તેનું ખાંનજહાં નામ પાડ્યું અને પોતાની સાથે અમદાવાદ લઈ ગયો. ઈ. સ. ૧૪૭૩-૭૪. અમદાવાદમાં ખાંનજહાની કબર માણક ચોમાં હજી સુધી છે. મંડલીકના કારભારી વીશળ ઉપરથી જુનાગઢની એક વાવ અદ્યાપી વિશળ વાવ એ નામથી ઓળખાય છે.

૧૩૨ મંડલીકનું રાજ ગયું તેવિશે આ દેશના લોકો કેટલાંએક જુદાં જુદાં કારણ માને છે. પેહેલું કારણ નરસીંહમેતા નામનો જુનાગઢમાં આ વખત એક નાગર ભક્ત હતો તેને મંડલીકે સન્યાસી તથા બીજા ધર્મના સાધુઓની સલાહથી ઘણું દુઃખ દીધું, અને કહ્યું કે તારો કૃષ્ણ તુને આજ રાત્રીમાં પ્રત્યક્ષ આવી હાર આપે તો ઠીકજ છે, નીકર સહવારે તુને મારી નાંખશુ. લોકો કહેછે કે ભક્તની પ્રાર્થનાથી સર્વ દેખતાં કૃષ્ણે નરસીં મેતાને આવી હાર આપ્યો હતો. આ વાત ઉપર વિશ્વાસ રાખી સોરઠ અને ગુજરાતનાં લોકો નરસીંહ મેતાના નામને ઘણુંજ માન આપે છે. પવિત્ર દિવશ અને તેહેવારને દહાડે તેઓ એ ભક્તનાં બનાવેલાં પદ અને કીરતન હમેશાં ભેળા થઈ મ્હોટા ભાવથી ગાય છે. આજ પણ જુનાગઢમાં આ ભક્તની એક જગો છે ત્યાંહાં લોકો હમેશાં દરશન કરવા ઢુંગેઢુગ મળી જાય છે. મંડળીકનું રાજ્ય જવાના કારણોમાં બીજું કારણ તેઓ નાગબાઈનો શ્રાપ થયો માને છે. નાગબાઈ નામની ચારણ સ્ત્રી

જે જોગમાયા કરી કેહેવાતી હતી તેની ખુબ સુરતી જોઈ રાજાએ તેને પોતાના ઘરમાં આણવા ઈચ્છા કરી. તેનો દુષ્ટ ઈરાદો સમજી ક્રોધથી ચારણીયાણીએ તેને શ્રાપ દીધો. નાગબાઈએ જે શ્રાપ દીધો તે સૌરાષ્ટ્રના લોકો હાલમાં નીચે પ્રમાણે ગાય છે.

( ગામડીઆની ભાષામાં )

ઘટ જુનાની પ્રોળે[1], દામો કુંડ[2] દેખીશ નહીં
રતન પડશે રોળ, ત્યારે મું સંભાળીશ મંડલીક.

---

જાશે રાહાની રીત, રાહા પણું રેશે નહીં,
મંદીર ઠેકાણે મશીત, ત્યારે મું સંભાળીશ મંડલીક.

---

નાગાઈને[3] નમ્યો નહીં, ભુલ્યો રાજા ભીંત
મેડી ત્યાંહાં મશીત થશે, ત્યારે મું સંભાળીશ મંડળીક.

---

નહીં વાગે નીશાન, નકીબ હુકલેશે[4] નહીં.
ઊમૈટસે[5] અસૈરાણ[6], તેદી મું સંભાળીશ મંડલીક.

આ ચારણદેવીની સોરઠના દક્ષણ ભાગમાં મોણીયામાં જગો છે તેમાં હજી ચારણ લોકોનો ગીરાસ છે. આ દેવીને સોરઠના લોકો બહુ માને છે. આ બધાં કારણો ઉપરથી સાધારણ વિચાર કરતાં એટલું તો ખરૂં કે મંડલીકમાં દુરગુણનો વધારો થયો હતો તેથી તેણે પોતાના લોકોની અને તેમજ મંત્રીની પ્રીતી ખોઈ હતી. માટે તેનું રાજ્ય જાય તેમાં લોકો દીલગીર થવાને બદલે ખુશી હતા. મંડલીક કાવ્યમાં તેનાં ઘણાજ વખાણ લખ્યાં છે. તે જોતાં મંડલીક પોતાની બાલ્યાવસ્થામાં ઘણોજ સારો ગણાતો હશે. મંડલીકના બાપ મહીપાલ ઉરફે ખેંગારે તેને પોતાની હયાતીમાં યુવરાજ (ટીલાટ કુંવર) કરી સ્થાપ્યો હતો. તેમની ચાલ ચલણમાં ઘણું કરી તેમના બાપના મોત પછી,સ્વતંત્ર થયો ત્યારથી, ફેરફાર પડ્યો જણાયછે. તેમનાં હાઠીસાના ગોહેલ અને સીદ્ધપુરના ભીમરાજની ઘણીજ

---

૧ દરવાજે. ૨ દામોદર કુંડ. ૩ નાગબાઈ. ૪ પોકારસે. ૫ આવીપડશે. ૬ અસુરલોકો.

ખુબસુરત અને ચતુર કન્યાઓ જોડે લગ્ન થયાં હતાં, તોપણ વ્યભિચાર એ તેનામાં એક મ્હોટો દુર્ગુણ હતો ને એજ દુર્ગુણ તેનું રાજ્ય જવાનું કારણ થઈ પડ્યું હતું. દીવાન રણછોડજી મંડલીકને ઈ. સ. ૧૪૩૩ (સંવત ૧૪૮૯) માં તખ્ત નશીન અને ઈ. સ. ૧૪૭૩ (૧૫૨૯) માં પદભ્રષ્ટ થયા લખે છે. ઉપરકોટમાં મંડલીકનો એક સંવત ૧૫૦૭ ની સાલનો શિલા લેખ છે તે ઉપરથી એ વખત વિશે કાંઈ પણ શક જણાતો નથી.

૧૩૩ મંડલીકનું રાજ્ય લઈ ત્યાંહાં બાદશાહે પોતાનું થાણું બેસાડી, ઘણા એક મુસલમાનોને વસાવી જુનાગઢને બદલે તેનું મુસ્તફા બાદ નામ પાડ્યું. બાદશાહને આ પોતાની નવી જગો ઘણી પસંદ પડયાથી કેટલોક વખત તે આંહીજ રહ્યો. બાદશાહ જુનાગઢમાં હતો તેવામાં એક સઈદ નામે મલાં મહમદે પોતાના બે છોકરા સાથે આવી જાહેર કર્યું જે હું મ્હારાં બઈરાં છોકરાં વીગેરે કુટુંબ સહીત દક્ષિણના એક બંદરેથી મારા વતનની જગો સમરકંદ જવા વાહણમાં બેસી ઈરાનના કીનારા તરફ જતો હતો. તેવામાં ઓખાના ચાંચીઆઓએ વાહાણને પકડ્યું, અને અમને ઘણું દુઃખ દઈ, મારા બૈરાં છોકરાંને કેદ કરી લઈ ગયા છે. આ મુસલમાનના પુકારથી સર્વના મન ઉપર ઘણી અસર થઈ. બાદશાહે ઓખાના ચોર લોકો ઉપર જવા તે વખત મ્હોટું લશકર તૈયાર કર્યું. મક્કે જનારા ઉપર આ લોકોના જુલમની બાદશાહે પેહેલાં ઘણી ફરીયાદ સાંભળી હતી તેથી તેઓનો પરાજય કરવા તે ઘણું થયા વીચાર કરતો હતો, પણ એ જગાની વસમાણને લીધે ફતેહ મળવા તેના મનમાં શક રેહેતો. આ નવી ફરીયાદથી બાદશાહ લશકર લઈ ઓખા તરફ ગયો. આ વખત ચાંચીઆ ગામ છોડી બેટમાં ભરાઈ બેઠા. મુસલમાનોએ ગામ લુટી હિંદુના દેવળોની ખરાબી કરી, સંખોધાર બેટ સામું આરંભડું ગામ હતું ત્યાંહાં તેઓ ગયા. ચાંચીઆલોકો જે આ વખત સંખોધારના બેટમાં ભરાયા હતા તેઓને સજા કરવા બાદશાહે બોટો તૈયાર કરી પોતાનું લશકર બેટમાં દાખલ કર્યું. આ વખત ચાંચીયાલોકો ઘણી બાહાદુરીથી લડયા પણ અંતે ઘણા મરણ પામ્યા, અને કેટલાએક ભાગી છુટાથી બેટ બાદશાહને તાબે થયું. બાદશાહ, મલેક તોગલ અગર ફરાતુલ મુલકને આ પ્રાંતનો અમલદાર ઠરાવી ઈ० સ० ૧૪૬૫ માં

પાછા જુનાગઢ આવ્યા. આ વખત સંખોધાર બેટનો ભીમજી નામે રાજા હતો.

૧૩૪ ભીમજીનો બાપ સાંગણજી જેને મંડલીક કાવ્યમાં મંડલીકે મારો કેહેછે તે વાઢેલ વંશમાં ઘણોજ બળવાન લુટારો થઈ ગયો, જે ઉપરથી તેના વંશના પછવાડેના વખતમાં સાંગાણી કેવરાવા લાગા. કેહેછે કે આ સાંગણજીને એક વખત તૈમુર બાદશાહ પાસે લઈ ગયા હતા. તે વખત તે બાદશાહથી જરા ન ડરતાં જાણે તે પોતાના તખ્ત ઊપર બેઠો હોયની એવી રીતે તેણે બાદશાહ સામે જવાબો કર્યા હતા. આ મોહોટા મનના બાદશાહે ગુસ્સે થવાને બદલે તે ઉપર દયા આણી તેને મારી ન નાંખતા ખીતાબ આપી પાછો બેટ તરફ મોકલ્યો. સાંગણજી પછી ભીમજી થયો. જ્યારે મહમદ બેગડાનું લશ્કર આવ્યું ત્યારે ભીમજી ભાગી ગયો હતો. કાંઈ વખત પછી આવીને જુએ છે તો બેટ મુસલમાન લોકોએ તાબે કરેલું દીઠું! ભીમજીએ તેઓને ધીમે ધીમે દુઃખ દઈ બેટમાંથી હાંકી કાડયા. આ વખત વાધેર લોકોએ હેરોલની ગાદીના હકદાર તરીક હમીરજીના દીકરાની સરદારી તળે ભેળા થઈ દુવારિકાં ઉપર હુમલો કર્યો. ભીમજીએ આ વખત સામા ન થતાં સહલા કરી. એવી સરતથી કે દુવારિકાં વાધેરો પાસે રેહે પણ તેઓ આરંભડાંને કાંઈ પણ ઈજા ન કરે. આ વખતથી આરંભડા અને બેટમાં વાઢેલ અને દુવારિકાંમાં વાધેર લોકો એ રીતે બે ટોળાં એક બીજા સાથે સંપકરી રાજ્ય કરવા લાગાં.

૧૩૫ દુવારિકાંથી બાદશાહે જુનાગઢ આવી ત્યાંહાંથી મલબાર ઉપર જવા દરીઆઈ લશકર તૈયાર કર્યું. કાંઈ વખત પછી તેણે ચાંપાનેરનો કીલ્લો જીતી તે જગોનું મેહમદાવાદ નામ આપી તે સ્થળ પોતાની રેહેવાની જગો ઠેરાવી. સુલતાન મહમદ મેહેમદાવાદ અને મુસ્તફાબાદ વચ્ચે વારે વારે આવ જાવ કરતો હતો. જુનાગઢ અને ચાંપાનેરના બે ધઢ તેણે જીત્યા તે ઊપરથી તેનું મહમદ બેગડો નામ પડ્યું. સુલતાન છેવટ ઈ૦ સ૦ ૧૪૮૭ માં જુનાગઢનો અધિકાર સાહાજાદા ખલીલને સોંપી પોતે ગુજરાતમાં ગયો. જુનાગઢ પાસેનું ખલીલપોર ગામ આ સાહાજાદા ખલીલે વસાવ્યું કેહેવાય છે.

સોરઠમાં મહમદશાહની પેહેલાં ઘણી વખત મુસલમાંની લશકરો આવ્યાં હતાં પણ તેઓ ખંડણી ઉઘરાવી પાછાં જતાં. સોરઠના દક્ષિણ કીનારામાં સોમનાથ, દીવ, અને માંગરોલ આહી મુસલમાનોએ પોતાનો અમલ ઘણા વખતથી બેસાડ્યો હતો તોપણ સોરઠની ખરી જીત આ બાદશાહના વખતમાં થઈ છે. તેણે ગિરનારના આ બલવાન જમીનદારને તાબે કરી સોરઠનું રાજ્ય ખાલસા કર્યું એ વખતથી આ પ્રાંતની વસુલાત સારૂ સોરઠમાં બાદશાહી અમલદારો રેહવા લાગા.

૧૩૬ સરવૈયાના રાણીમગા લખે છે કે મંડલીક પેહેલાંના રાજા ખેંગારના ભાઈ ભીમના વંશનાને ગીરાસમાં સરવાની ચોરાસી મળી હતી તેથી તેના વંશના સરવૈયા કેહેવાયા. આ વખત બે સરવૈયા ભાઈયો જેસો અને વેજો બાદશાહ ઉપર બારવટે નીશર્યા. તેઓએ બાર વરસ સુધી બારવટું ખેડ્યું. તેમાં એક વખત બાદશાહી અમલદાર શેઠ વણારશીને પકડી તેઓએ સવાલાખ રૂપીઆ દંડ કર્યો પણ કાંઈ વખત પછી તેઓએ વણારશીની સ્ત્રીને બેંહન કરી દંડકરેલા રૂપીઆ પાછા કાપડાંમાં આપ્યા. આ ઊપરથી વણારશીએ ખુશ થઈ તેઓ માટે બાદશાહી સરકારમાં ભલામણકરી તેઓનું મનામણું કરાવ્યું. આ વખત તેઓને બાદશાહે ૧૫૦ ગામનો અમરેલી તાલુકો ગિરાસમાં આપ્યો. ઈ. સ. ૧૪૯૪. એક બીજી જગેથી ચુડાશમાની વંશાવળી મળી છે તે ઉપરથી જણાય છે કે વસાવડનો તાલુકો અસલ ખેંગારના ભાઈ રાહાવીકાને ગિરાસમાં મળ્યો હતો અને તેના બીજા ભાઈ જશધોલજીને આંબો*રનાની ૪ ચોરાસી મળી હતી. જશધોળજીના વંશનાને ભાટ લોકો કહે છે કે મહમદશાહે વટલાવી મુસલમાંન કર્યા તેથી તેઓ મોલે સલામ થયા. પણ હાલ તેમાના મુસલમાન ક્યાહાંછે ને કેવી હાલતમાં છે તે કાંઈ જાણ્યામાં નથી. વસાવડ, ભડલી અને ચીતળમાં સરવૈયા અને ચુડાસમા જમીદારો, તેઓ પાસેથી સતરમી અઢારમી સદીમાં કાઠીલોકોએ એ પરગણા લીધાં તાંહા સુધી, હતા. તે ઘણું કરી ભીમજી અને રાહા વીકાની ઓલાદના હશે.

* આંબોરના એટલે કદાચ આમરણ હશે. ગોરી બાદશાહે ચુડાસમા પાસેથી લઈ તેઓને વટલાવ્યા હોય તો કોણ જાણે. કાંઈ નક્કી જાણ્યામાં નથી.

૧૩૭ દીવાન રણછોડજી લખેછે કે મહમદશાહે ફતેહ કર્યાં પછી જુના ધઢનો પેહેલો થાણદાર તતારખાન વલદ મુજફરખાંન થયો. આ થાણદારે આ દેશમા કુલ ૩૧ વર્ષ હકુમતકરી તેત્રામાં વચમાં એક વખત શાહા જાદો ખલીલ થાણદાર થયો હતો. મડલીકનું રાજ્ય લીધા પછી કાંઈ દહાડે તેના વંશનાઓને બાદશાહ તરફથી તેમના બાપદાદાના રાજ્યમાંથી કાંઈ ગીરાસ કહાડી આપ્યો જણાયછે. દીવાન લખેછેકે તતારખાનના વખતમાં જુનાગઢનો જમીદાર મંડલીકના વંશનો ભુપતસિંહ હતો. ભુપતસિંહ પછી ખેંગાર થયો. ખેંગારના વખતમાં સોરઠના બાદશાહી થાણદાર મલીક અયાજ અને તતારખાન ગોરી થયા. તેઓ વચે કાંઈ કજીઓ થયાથી સુલતાન બાહાદુરશાહ સોરઠમાં લશકર લઈ આવ્યો અને તેઓનું સમાધાન કરી ત્યાંહાંથી દીવ તરફ ગયો. આહી એકમાસ રહી તે જગો મુજાહેદખાંનને સોંપી ત્યાંહાંથી બાદશાહ પાછો ગયો. બીજી વખત ફરીને તે ઈ. સ. ૧૪૮૭ માં દીવ આવ્યો. ત્યાહાંથી ખંભાત જઈ વાહાણમાં બેસી ઘોઘે આવ્યો, અને ત્યાંહાંથી ફરીને દીવ આવી ત્યાંહાંથી પાછો ખંભાત ગયો. બાદશાહ એક વખત મેહેમદાવાદમાં હતો ત્યાંહાં તેણે, યુરોપીઅન લોકો વાહાણના લશકરથી દીવ ઊપર આવ્યા છે એવા ખબર સાંભળ્યા એટલે તુરતજ ત્યાંહાંથી તે ખંભાત આવ્યો. યુરોપીઅનલોકો બાદશાહનું આવવું સાંભળી કેટલીક તોપ અને સરંજામ પડતો મુકી ભાગી ગયા ઈ. સ. ૧૫૩૧. આ તોપોમાંની કેટલીક તોપો બાદશાહે ચીતોડ ઉપર મોકલાવી.

૧૩૮ કાંઈ મુદત પછી હુમાયુન બાદશાહનું લશકર ગુજરાતમાં આવ્યાથી બાહાદુરશાહે પોતાનો બધો ખજાનો અને કીમતી ચીજો ચાંપાનેરથી દીવ મોકલાવી પોતે ખંભાત આવ્યો. હુમાયુન પણ તેમની પાછળ થોડા વખતને આંતરે આવી પોહોચ્યો. ત્યારે બાદશાહે દીવ આગળ આવી પોરર્ટુગીસ લોકોની મદદ માંગી. પોર્ટુગીસ લોકોનું લશકર આવ્યું નહીં તેટલામાં તો હુમાયુન ખંભાતથીજ પાછો ગયો. જ્યારે પોર્ટુગીસનું લશકર આવ્યું ત્યારે બાહાદુરશાહે તે લોકોને કહ્યું કે મારે કાંઈ લશકરની ગરજ નહતી તેથી પોર્ટુગીસ ગુસ્સે થયા. થોડી વાર પછી બાદશાહે દીવ છોડ્યું અને તુરતજ ખબર આવ્યા કે પાંચ હજાર પોર્ટુગીસ લોકો

દીવમાં આવી પોહોચ્યા છે. પોર્ટુગીસ લોકોને બીન કારણ મેહેનત આપી તેથી તેઓએ ચીડાઈ દીવ લેવા મનસુબો કર્યો. પછી બાદશાહે પોર્ટુગીસ કમાન્ડરને તેડાવ્યો. તેણે બાહાનું કાહાડ્યું કે હુ માંદો છું તેથી આવી શકતો નથી. બાદશાહે જાણ્યું તે લોકો હું દગલબાજી કરીશ એવા વેમથી ડરેછે માટે હુંજ તેઓના વાહાણ ઉપર જાંઉ, એમ કરી એક ન્હાની સરખી બોટમાં થોડાં માણસથી પોતે પોર્ટુગીસ લોકોના કમાન્ડર પાસે વાહણપર ગયો. વાતચીત કરી વાહણપરથી પાછો આવવા તે બોટમાં બેસવા જતો હતો તેવામાં પોર્ટુગીસ લોકોએ બોટ ખેસવી લીધી, કે તુરતજ બાદશાહ દરીયામાં પડ્યો. થોડી એક મીનીટ તે પાણી ઉપર તર્યો તેવામાં પોર્ટુગીસ લોકોએ તેના માથામાં કાંઈ માર્યું તેથી તે ડુબી મરણ પામ્યો. આ ખબર સાંભળી તેનું લશકર અમદાવાદ નાઠું અને પોર્ટુગીસ લોકોએ ઈ. સ. ૧૫૩૬ માં દીવનો ટાપુ પોતાના તાબામાં લીધો.

૧૩૯ બાહાદુરશાહ પછી કેટલાએક નબલા રાજા થઈ છેવટ મહમુદલવીફખાન થયા. તેના વખતમાં પણ જુનાઘડમાં તતારખાન ગોરીજ થાણદાર હતો. જ્યારે અમદાવાદમાં બાદશાહી અમીર ઈમાદીઉલમુલ્ક અને ઈતમાદખાન વચ્ચે તકરાર ઊઠી ત્યારે ઈતમાદખાને તતારખાનને જુનાઘઢથી કુમકે તેડાવ્યો હતો. ઈમાદીઉલમુલ્કની કુમકે આ વખત ઝાલાવાડ અને ધંધુકાનાં જાગીરદાર હતા. ઝાલાવાડ અને ધંધુકાનાં પરગણાં આ વખત અમદાવાદ જીલ્લામાં ગણાતાં હતાં.

૧૪૦ એ મહંમુદશાહ બાદશાહના વખતમાં નવાનગરની ગાદીના મુળ પુરૂષ જામ રાવલે સૌરાષ્ટ્રના ઊત્તર કીનારામાં જામનગર વસાવી એ દેશમાં એક જોરાવર જમીંદારી સ્થાપી. જાડેજા લોકો આ વખત પેહેલાં કચ્છમાં રેહેતા હતા. ભાટલોકો કહેછે કે સિદ્ધરાજના વખતના લાખાના વંશના રાયદણની સાથે જાડેજા લોકો સિંધથી આવ્યાછે. રાયદણ આવ્યો ત્યારે તેના ચાર દીકરા સમીનગરથી તેની સાથે આવ્યા, પણ પાંચમો દાસીપુત્ર જેનું નામ પોયલો હતું તે સિંધમાંજ રહ્યો. પોયલાને જુડબ અને કુતબ નામના બે દીકરા થયા, તેઓ વટલી મુસલમાન

ધર્મપાલવા લાગ્યા. રાયદણના કચ્છમાં આવવાનાં કારણ વિશે જાડેજાં વહીવંચાના ચોપડામાંથી કાંઈ મળતું નથી. તેઓ માત્ર એટલુંજ કેહે-છે કે રાયદણને દાદો, ગાજન, ઓથો અને હોથી, એ નામના ચાર દીકરા હતા. દાદો, ઓથો અને ગાજન એ ત્રણ સગા ભાઈ સોડી રાણીના પેટના હતા અને હોથીજી બીજી બૈરીનો છોકરો હતો. પેલા ત્રણ ભાઈ-ઓએ આખા કચ્છના ચાર ભાગ કર્યા, જેમાના બે ભાગ મોટા ભાઈ દાદાએ લીધા, અને અકેક ભાગ બીજા બે ભાઈઓએ લીધો. આ ત્રણે જણ આ વખત એક બીજાથી સ્વતંત્રપણે રાજ કરવા લાગા. દાદ-રજીએ પોતાની રાજ્યધાનીની જગો કચ્છના પૂર્વભાગમાં કંથકોટ ઠરા-વી, અને ઓથો ભુજની ઊત્તરે અજાપુરીમાં રહ્યો. ગાજનજીએ પો-તાની રહેવાની જગોમાટે કછના પશ્ચિમ ભાગમાં તેરા નજદીક બારા નામનું ગામ પસંદ કર્યું. તેઓએ પોતાના ઓરમાયા ભાઈ હોથીને ગીરાસમાં માત્ર બાર ગામ આપ્યા. આ વંશના પછવાડેના વખતમાં ઓથોની શાખાને વળગી રહ્યા જણાયછે. આસરે ઈ. સ. ની પંદરમી સદીના પ્રારંભમાં કચ્છની આ ત્રણ શાખાના મુખી નીચે પ્રમાણે હતા. દાદાના વંશમાં જામ દાદનજી, ઓથાના વંશમાં જામ હમીર, અને ગા-જનના વંશમાં જામ રાવળ. જામહમીર અને જામરાવળ વચ્ચે સરહદના નજદીકપણાને લીધે ઘણું વૈર ચાલતું હતું. આ વૈરને લીધે હમીરે રાવ-ળના બાપ જામ લાખાને મારી નાંખ્યો તેથી રાવળ હમેશા પોતાના બા-પનું વેર લેવા હમીરને મારી નાખવાનું તાકયા કરતો હતો. રાવળના બાપ લાખા વિશે દીવાન રણછોડજી લખેછે કે એ સરદારને બાહાદુરશાહે જ્યારે પાવાગઢ ઊપર મોકલ્યો અને ત્યાંહાંથી ફતેહ કરી પાછો આવ્યો ત્યારે બાદશાહે તેને ગોંડલ અને આમરણ પરગણાં ઈનામમાં આપ્યાં હતાં. દીવાન કેહેછે કે લાખાને સોરઠના જમીદારોએ મારી નાખ્યોછે. પણ તે હમીરની ઉસકેરણીથી કે શી રીતે તે કાંઈ નકી જણાતું નથી. જાડેજાના ભાટ કહેછે કે લાખાને હમીરે માર્યો છે. જામ રાવળે મા-રી નાખવાની મતલબથી એક વખત હમીર અને તેના છોકરાઓને મીજમાંનીમાં નોતર્યા. હમીરને પોતાના પીત્રાઈ વિશે શક આવ્યાથી પ્રથમતો તેણે નોતરૂ કબુલ કર્યુ નહીં પણ જ્યારે જામ રાવળે પોતાની

ઈષ્ટ દેવી આશાપુરી માતાના સોગન ખાધા ત્યારે તે જમવા આવ્યો. સોગન ખાધા છતાં રાવળે હમીરને મારી નાખ્યો. આ વખત તેના દીકરા રાયબ અને સાહેબને જામ રાવળની વહુ જે તે છોકરાઓની સગી હતી તેણે છુપકીથી ભગાડી મેલ્યા. તેઓ જામ દાદરજીના તાબાના વાગડ પરગણામાં રાહપુર ગામમાં જઈ રહ્યા. હમીરના બીજા બે મોટા દીકરા અલીયાજી અને ખેંગારજીમાંથી મ્હોટો પોતાની બેહનને મળવા અમદાવાદ ગયો હતો અને ખેંગાર તે વખત પારકરમાં વીરાવાવમાં હતો. ખેંગાર વીરાવાવથી રાહપુરમાં પોતાના ભાઈઓ પાસે આવી તેઓને સાથે લઈ અમદાવાદ ગયો. આંહી તેઓની બેહન બાદશાહને પરણેલી હતી તેથી તેઓની સારી બરદાસ્ત થઈ. પછવાડે રાવળે હમીરના કુટંબનાં અને હોથીના વંશનાઓનો તમામ ગીરાસ ઝોંટી લીધો. આ બધા કમનશીબ લોકો પછી ત્યાંહાંથી પોતાના મરી ગયેલા સરદારના બાહેર રખડતા છોકરા પાસે અમદાવાદ આવ્યા. રાવળેં કચ્છનું રાજ્ય તમામ પોતાના તાબામાં લીધું, પણ કચ્છની પૂર્વનો ભાગ વાગડ હજી જામ દાદરજીના તાબામાં હતો. એક વાર જામ રાવળ લશકર લઈ રાહપુરમાં મીયાણા લોકોને ત્યાહાં હમીરના છોકરાઓ છપ્યાં છે એવું સાંભળી લશકરથી મીયાણાઓ પાસે ગયો ને છોકરા માગ્યા. ત્યારે મીયાણા લોકોએ તે વખત અવજીમાં પોતાના ત્રણ દીકરા આપ્યા પણ હમીરના છોકરાઓને સોંપ્યા નહીં. કરનલ ટાડ આ છોકરાઓના રક્ષણ વિશે જુદીજ રીતે કહેછે. તે લખેછે કે હમીરની સ્ત્રી જે ચૌરા જાતીની હતી તેણે આ છોકરાને પોતાના ભાઈ કકલ ચૌરા પાસે મોકલ્યા હતા. કકલે એ છોકરાની અવજી પોતાના દીકરા આપી તેઓને ઉગાર્યા. ભાટ લોકો કહેછે કે આ વખતથી કકલ રાજાને તરવારનો ભય ટળ્યો. આંહીથી તે છોકરાઓ પછી પૂર્વ તરફ ગયા. રસ્તે એક દેવળમાં સુતા હતા ત્યાંહાં એક મનકમેર નામના હુશીયાર ભવિષ્ય જોનારે તેના પગમાં રાજ્યરેખા જોઈ તેઓને કહ્યું કે તમો અમદાવાદ જાઓ. બચીત તમારી ફતેહ થશે. રસ્તે જતાં તેઓને એક કાળો ઘોડો મળ્યો તેને તેઓએ સારૂ સુકન માન્યું. ખેંગાર, રાયબ અને સાહેબ અમદાવાદ જઈ રહ્યા હતા એટલામાં એક વખત બાદશાહ શીકાર કરવા નિસર્યો. શીકારમાં

એક જોરાવર વાઘ જોઈ રાજાએ પોતા ભેળા આ ત્રણ જાડેજા કુંવરો હતા તેઓને કહ્યું કે તમારામાં કોઈ એવો છે કે જે એકલો આ રાન્ય પશુને મારે ? ત્રણે ભાઈઓ આગળ આવી ઊભા અને સલામ કરી કહ્યું કે જો મરજી હોય તો અમારા માનો એક જણ તેને મારે. બાદશાહે સર્વથી મોટા ખેંગારને હુકમ કર્યો તેથી તેણે વાઘને માર્યો. બાદશાહ તે જોઈ ઘણા મેહરબાન થયા અને ખેંગારને કાંઈ ઈનામ માગવા કહ્યું. ખેંગારે આ વખત પોતાના બાપની જાગીર અપાવવા અરજ કરી. બાદશાહે તે કબુલ કર્યું અને તેને રાવનો ખીતાબ આપી બારહજાર વીણી કાઢેલા સવારો મદદ તરીક સાથે આપી તેને પોતાના વતનમાં વીદાય કર્યો. આ વખત ખેંગારજીએ બાદશાહ પાસે થોડો વખત પ્રથમ મોરબીમાં મુકામ કરવા પરવાનગી માંગી તેથી બાદશાહે તેને મોરબીના અમલદાર ઉપર પરવાનો લખી આપ્યો. મોરબીથી ખેંગારજીએ પોતાના મોટા ભાઈ અલીઆજી અને હોથીઓનો મુખી જે જામ દાદરજીની નાની શાખાવાળા રાહપુરના જામ અબરાનો સગો થતો હતો તેને રાહપુરમાં મુકામ કરવાની રજા લેવા મોકલ્યો; પણ તે વષ્ટીનો ઘણો માઠો પરીણામ થયો. વાતચીત કરતાં તકરાર થઈ પડી તેમાં અલી આજીને સામાવાળાએ મારી નાખ્યો અને હોથી સરદાર પાછો મોરબી આવ્યો. તેવું છતાં ખેંગારે બીજી વખત વષ્ટી મોકલી. એ વષ્ટીનો કાંઈક સારો પરીણામ ઉતર્યો અને એવું ઠર્યું કે ખેંગારજી રાહપુરના કીલ્લાની બાહેર મુકામ કરે અને જે લુંટમાં મળે તેનો ચોથો હીસો જામ અબરાને આપે તથા અલીઆજીના મોત બાબતનું વેર મનમાં રાખે નહીં. આ સરતથી ખેંગારજીએ રાહપુર પાસે મુકામ કર્યું. ત્યાંહાં જામ અબરો અને તેનો દીકરો તેમના સગા હોથીની વિનંતીથી એક દહાડો ખેંગારના લશકરમાં જમવા આવ્યા, તે વખત જામ અબરાને ખેંગાજી એ મારી નાખ્યો. છોકરો ભાગવા માંડ્યો પણ કીલ્લાના દરવાજા પાસે પોંતો નહીં તેટલામાં ખેંગારજીના માણસે તેને પકડી ત્યાંહાંજ મારી નાખ્યો. આથી કરી ખેંગારજીને રાહપુરનું રાજ મળયું. આંહી રહી તેણે ૧૪ વર્ષ સુધી જામ રાવળ સાથે લડાઈ ચલાવી. આખર ખેંગારની ફતેહ થયાથી જામરાવળને કચ્છમાંથી ભાગવું પડ્યું. ભાટ લોકો કહે છે કે આવખત તેણે

આશાપુરી માતાને સંભારી ત્યારે માતા એ આવી કહ્યું મારા સમ ખાઈ તેં હમીરને માર્યો માટે તારે કચ્છમાં રાજની આશા રાખવી નહીં. તું રણના સાંમા કીનારા ઉપર જા ત્યાં હું તુને સાહાય થઈશ. જામ રાવળ પછી સોરઠ દેશમાં આવ્યો. પછવાડે ખેંગારજીએ પોતાના રાજ્યનો બદોબસ્ત કરી સંવત ૧૬૦૫ ઈ. સ. ૧૫૪૯ માં ભુજ નગર નામનું નવું ગામ બાંધી તે પોતાની ગાદીની જગો ઠરાવી અને તે વખતથી આ વંશના રાવ એ ખીતાબથી ઓળખાવા લાગા. આ વખતે તે ચનકમેરને ભુલ્યો નહીં. તેને તેણે અંજાર પરગણું વંસ પરમપરા ગીરાસમાં આપ્યું. મીયાણા લોકો જે પોતાના ભાઈઓને બચાવવાનું સાધન થયાં હતા તેઓને તેણે ચાકરીના બદલામાં લુટ કરવાની છુટ વંશ પરંપરા આપી. કચ્છના રાજા આજપણ આ છુટ પાળેછે. તે એવી રીતે કે હરેક પ્રસગે જ્યારે સમાધાન રાખવા ખાતર તેઓને સજા કરવી હોય છે તો પોતે તેઓને દેહાંત દંડ કે પૈસાનો દંડ કરતા નથી પણ બીજા પડોસના રાજાઓને તેઓને સામા ઉશ્કેરી તેઓ મારફત તેઓને સજા કરાવે છે. જામરાવળ પોતાના કચ્છના રાજ્યમાથી ૫૦-૬૦ ગામો ચારણોને આપી અને કંથેરા પરગણું રાવ ખેંગારને સોંપી લશકર લઈ કંથારીઆ તરફ ચાલ્યો. સોરઠના ઉત્તર કીનારા ઉપર આત્રી કાંઠાનું પરગણુ આ વખત દાદરજીના વંશના દેદા લોકોના તાબામાં હતું. આ દેદા લોકો અને ગોરી બાદશાહના લશકરને આંહી લડાઈ થઈ હતી તેમાં દેદાએ ગોરી સરદારને મારી પોતાનો અમલ બેસાડ્યો એ વિશે પ્રથમ કહ્યું છે. દેદા લોકો પાશેથી જામે પોતાના લશકર સારૂ જ્યારે અનાજ માગ્યું ત્યારે દેદાએ અનાજને બદલે ધુળના પોઠીઆ ભરી મોકલ્યા. રાવળે તે સારાં સુકન સમજી તેમાં પોતાનું માથું નમાવી કહ્યું કે આમાંથી હુને મારૂં આ જમીન ઉપર રાજ્ય સુઝે છે. જામરાવળે કંથારીએથી ઉપડી આમરણની પડોસમાં દહીંસરા ગામ આગળ છાવણી નાખી અને કાંઈ વખત સુધી તો ત્યાંહાં તે એમનો એમ બેશી રહો. આખર તેણે જેઠવા તાબાનું નાગણી જીતી સોરઠના આ ભાગ ઉપર પોતાનો અમલ બેસાડ્યો.

૧૪૧ પછવાડે ગયેલા પ્રકરણમાં કહ્યું છે કે ધુમલીનો નાશ થયા પછી જેઠવા લોકોએ પોતાની રાજ્યધાનીની જગો રાણપોર ઠરાવી હતી.

આંહી ધુમલીથી આવ્યા પછી આ વંશમાં એક ભાણ જેઠવા નામે પ્રખ્યાત રાજા થયો હતો. દીવાન રણછોડજી કેહે છે કે ભાણવડગામ આ રાજાના વખતમાં વસ્યું છે. એ ભાણવડ અને મોરવાડાગામનો પછવાડેના વખતમાં નાશ થયા તે વિશે દીવાન રણછોડજી લખે છે કે ધુમલીના જે પથરોને સત્તિ અને બ્રાહ્મણોનો શ્રાપ થયો હતો તે પથરોમાંથી પછવાડાના વખતમાં એ બે ગાંમ બંધાયાં તેથી તેઓને પણ એ શ્રાપ નડ્યા વગર રહ્યો નહીં. ભાણજેઠવા પછી આ વશમાં એક નાગજેઠવો થયો જેણે ભાણવડ આબાદકરી તે ગામમાં નાગનાથનું મંદીર બંધાવ્યું. જે વખત જામ રાવળે જેઠવાના તાબાનું નાગણી ગામ લીધું તે વખત રાણપોરમાં જેઠવાની ગાદીઉપર રામદેજી રાજ્ય કરતા હતા. તેને જામે એક વખત નાગણી મળવા ખાતર તેડાવી દગેથી મારી નાખ્યા અને લશ્કર મોકલી રાણપોર પોતાને તાબે કર્યું. આ વખત રાણાશ્રીભાણજી અને તેના કુંવર રાણપોરથી ભાગી ટીંબીજઈ રહ્યા. પંદર દહાડા પછી ત્યાંહાંથી ભાગી કેટલાક મહીના સોઢાણેરહ્યા, ત્યાહાંથી અડોદરે અને ત્યાહાંથી મીવડાની વાડીએ આવ્યા. આંહીં રાણા શ્રીભાણજી દેવલોક થઆ અને તેની સ્ત્રી કલાંબાઈ કુમાર શ્રીખીમાજીને લઈ છાંયે પધાર્યાં. કેહે છે કે રાણી ત્યારે આ જગે આવી ત્યારે ફકત ત્યાહાં એક ઝાડ હતું તે તળે તેઓ કુવર સહીત રહ્યાં. આંહી તેને બરડાના મેર અને રબારી લોકો એ ખાવાપીવાનું પુરૂં પાડી તેમની બરદાસ્ત કરી. કાંઈ દાહાડા પછી દરીઆ કાંઠે તુફાનથી એક વાણ આવીં નીસર્યું તેમાંથી તેઓને ઘણો પેસો મળ્યો, તેવડે તેઓએ ત્યાંહાં એક છાંયા નામનું ગામ વસાવી ત્યાંહાં પોતાની રેહણાક કરાવી. કુંવર ખીમાજી મોટા થયા ત્યારે તેણે મેર લોકોની મદદથી આશપાશના પરગણાં જીતી તેઉપર પોતાનો અમલ બેસાડ્યો અને સમુદ્ર કાંઠે એક નાનું સરખું પાછું જેઠવાનું રાજ્ય સ્થાપ્યું. હાલ જેટલાં પરગણા ઉપર રાણાનો અમલ છે તે વગર રાણાનું બધું પરગણું આ વખત જામે પોતાના તાબામાં લીધું.

૧૪૨ સંવત ૧૫૯૯ ઈ.સ. ૧૫૪૩ ના શ્રાવણ મહીનામાં જામે નાગનીની જગે નવાનગર નામે ગામ બાંધ્યું. જામ રાવળે જેટલા ભાગ ઉપર પોતાનો અમલ બેસાર્યો તેટલો ભાગ એ શાખાના મુળ પુરૂષ ગાજનના

દીકરા હાલા ઉપરથી હાલાર એ નામે ઓળખાવા લાગ્યો. જામે પોતાની નવી રાજધાનીનું નવાનગર નામ પાડ્યું તોપણ ઘણા વખત સુધી લોકો તેને નાગણી નામથી ઓળખતા હતા. આજ પણ નવાનગરના સરાફ અને વ્યાપારી તેને નાગણીનામથી ઓળખે છે. જામને આ વખતે એક તરફથી જેમ જેઠવા પાસેથી મોટો પ્રાંત મળ્યો, તેમ બીજી તરફથી તેને પુર્વ તરફનાં મચ્છુ કાંઠાનાં કેટલાંક પરગણાં ત્યાંહાંના ચાવડા અને દેદા ગીરાસીઆ પાશેથી અને પશ્ચિમ તરફનું ખંભાળી ગામ વાઢેલ લોકો પાશેથી મળ્યું. આ રીતે ટુંક મુદતમાં તેના રાજ્યમાં એકદમ વધારો થઈ પડ્યો.

૧૪૩ આ બાદશાહના વખત સુધી મુસલમાનોએ જે રજપુતને વટ લાવ્યા તેઓની એક જુદીજ મોલેસલામ એ નામની ન્યાત થઈ. તેઓ આજ પણ હિંદુના જેવાજ પોશાક પેહેરે છે. કેટલાક હિંદુધર્મને માને છે અને કેટલાક મુસલમાન ધર્મને. તેઓ પોતાના મુડદાને બાળતા નથી પણ દાટે છે. તેઓનાં બૈરાં પણ હિંદુના જેવોજ પોશાક પેહેરે છે. હજી તેઓ પોતાની શાખાનાં જુનાં રજપુતનામ રાખી રહ્યા છે. રાજપુતની પેઠે તેઓને પણ તેઓના ભાટ અને વહીવંચા તેઓના પૂર્વજોની વંશાવળીઓ વાંચી સંભળાવે છે. લગ્નની વખત તેઓ હોમ યજ્ઞ કરતા નથી, પણ ગણેશ પુજા કરે છે. સોરઠના સરવૈયા ધંધુકા રાણપોરના મોલેસલામને પોતામાંથી વટલી ગયા કહે છે પણ તેમ નથી. તેઓ તો પરમાર જાતીના છે. તેઓમાં કદાચ કાંઈ ભાગ જસચોલજીના વંશઓનો ભળ્યો હોય તો કોણ જાણે. આ બાબત તે ભાગના કસબાતીઓની શાખાઓનાં નામ જાણેથી નકી થઈ શકે. આ વખત બીજા કેટલાએક રજપુતો કે જે મુસલમાનથી કાયર થઈ શીપાઈ ગીરીનો ધંધો કરવા લાગા તે કારડીઆ નામથી પ્રસીદ્ધ થયા. નારોડા રજપુત વિશે પણ કહે છે કે તેઓ આ વખત નકરા અગર નરવા રહી ખેતીવાડીને ધંધે વળગા તેથી તેઓનું નરવા અગર નારોડા નામ પડ્યું. આ દેશના ખેડુઓમાં આ બે જાતીના લોકો ઘણા જોવામાં આવે છે.

૧૪૪ તતારખાન પછે જુનાગઢમાં બાદશાહી થાણદાર સઈદ કાશમ અને મુજાયદખાંન બેલીમ થયા. આ વખત ત્યાંહાં નોંઘણ નામે જમી-

નદાર હતો. નોંઘણ પછી શ્રીશંગ અને ત્યાર પછી આ વંશનો છેલો પુરૂષ ખેંગાર થયો. ખેંગારના વખતમાં બાદશાહી થાણદાર અમીન ખાંન ખીન તતારખાન હતો. આ વખતમાં દીલ્હીના બાદશાહ અક્બર સાહે ગુજરાતના છેલા મુજફ્ ફર પાસેથી અમદાવાદનું તખ્ત પોતાના સ્વાધીનમાં લીધુ અને મુજફ્રને કેદ કરી પોતાની સાથે લેઈ ગયો.

૧૪૫ જ્યારે અકબર શાહે ગુજરાતનું રાજ્ય લીંધુ ત્યારે નવાનગરના તખ્તઉપર જામ રાવળના વંશનો જામ સત્રસાલ નામે રાજા હતો. નવાનગરના સ્થાપનાર જામ રાવળને ત્રણ ભાઈ હતા. તેમાના મોટા ભાઈ હરદોજીને ધ્રોળ તાલુકો મળ્યો. હરદોલજી ઉપરથી તેના વંશના જાડેજા હાલમાં હરદોલાણી એ નામથી ઓળખાય છે. રાવળના નાહાના ભાઈ રેવાજીને કાલેસ તાલુકો, અને સુરજીને કંડેરા તાલુકો મળ્યો. રેવાજી અને મુરજી ઊપરથી તેના વંશના રેવાણી અને મોરાણી કહેવાય છે. જામ રાવળનો મોટો દીકરો જીઆજી રોઝીના મકાનમાં ઘોડા ઉપરથી પડી તેના બાપની હયાતીમાંજ મરણ પામ્યો હતો, તોપણ એને મરતી વખત એક લાખાજી નામે દીકરો હતો. જામ રાવળ સંવત ૧૬૧૮ ઈ૦ સ૦ ૧૫૬૨ માં મરણ પામ્યા પછી જામનો બીજો દીકરો વીભાજી લાખાજીને પડતો મુકી નગરની ગાદીએ બેઠો. તેણે સાત વર્ષ રાજ્ય કર્યું. પછી વીભાજીનો દીકરો જામ સતાજી ઉરફ સત્રસાલ નામે રાજા સં૦ ૧૬૨૫ ઈ૦ સ૦ ૧૫૬૯ ના ભાદરવા શુદી ૧૪ ને રોજ નગરની ગાદી ઉપર બેઠા. આ જામે અમદાવાદના બાદશાહ મુજફ્ર શાહની રજા લઈ હી. સં૦ ૯૭૮ માં પોતાનું જુદું કોરીનું ચલણ કરી તે શીક્કામાં પોતાના બાપનું નામ કોત્રાવ્યું. જામસતાજીએ પોતાનું ચલણ ચલાવવાની પરવાનગી મેળવવા એક નવાઈ જેવી તતબીર કરી. તે એ કે તેણે એક રૂપીઓ તથા એક કોરી બાદશાહને નજર મોકલી કેહેવરાવ્યું કે બીજા રાજાઓ જેમ તમને દીકરીઓ દેછે તે મીસાલે હુ તમારા રૂપીઆને આ કુંવરી પરણાવું છું તે તમો કબુલ કરશો. બાદશાહે ખુશ થઈ જામની વીચીત્ર માંગણી કબુલ કરી. આ ઊપરથી જામનો જે શીકકો ચાલ્યો તેનું કુંવરી નામ પડ્યું. કુંવરી ઊપરથી પછવાડેના વખતમાં લોકો તેહને કોરી કહેવા લાગ્યા.

૧૪૬ જામ સતાજી જ્યારે નવાનગરના તખ્ત ઉપર હતા ત્યારે હલવદની ગાદી ઉપર મહારાણા શ્રી ચંદ્રસિંહજી રાજા રાજ કરતા હતા. એ રાજાની કન્યા જોડે સત્તાજીના કુંવર જસાજીનાં લગ્ન થયા હતાં. હલવદના સ્થાપનાર માહારાણા શ્રી રાજોધરજી અને આ ચંદ્રશીહજી વચ્ચે ઝાલાઓના વહીવંચા ત્રણ રાજા થયા કહેછે, મહારાણા શ્રી રાણાજી, માનસિંહજી અને રાયસિંહજી. આ રાજાઓના વખતમાં ઝાલાઓના ઈતિહાસમાં કાંઈ પણ નવો બનાવ બન્યો જાણ્યામાં નથી. આ વખ્ત ઝાલાવાડમાં ઝાલાઓના મુખ્ય બે સંસ્થાન હતાં, હલવદ, અને શીયાણી. શીયાણીના ઝાલા હરપાલજીના સર્વથી ન્હાંના દીકરામાંગોજીના વંશમાંથી ઊતર્યા છે. માંગોજી પ્રથમ પેહેલાં જાંબુ આવી રહ્યા હતા. માંગોજીના દીકરાના દીકરા ધમલજી નાઘેરના વાજા સરદાર પબજીનાં પરણ્યા તેવખ્ત તે ભાગમાં તેને સાત ગામ કન્યાદાનમાં મળ્યાં. ધમલજીએ પોતાના નામથી દરીયા કીનારે ધામળેજ નામનુ ગામ બાંધી કેટલાંએક બીજાં ગામો મેળવી ચોરાશી ગામનો તાલુકો કર્યો. ધામળેજમાં તે સીકે એક પછી એક એવા ચાર રાજા થયા. છેલા લાખાજી બાદશાહના ડરથી ત્યાંહાંથી નીશરી પંચાળમાં જશધણ, કોઠી, કુંદણી વિગેરે જગો ઉજડ પડી હતી ત્યાંહાં આવી વસ્યા અને એક મ્હોટા ભાગ ઊપર રાજ્ય સ્થાપ્યું. વહીવંચા લોકોના ચોપડા મુજબ હરપાળજીથી ૨૧ મા ખેતાજી સુધી આ વંશનાઓએ કોઠી કુંદણીમાં રાજ કર્યું. ખેતાજીના વખતમાં સરધારના ધણી ઘોઘા સરધારાનુ ઓંઝણું કોઠી કુંદણીને પાદરથી નીશર્યું તે ખેતાજીએ જોરાવરીથી વાળી લીધું. આ ઓંઝણામાં ભડલીના રાવ ભીમની દીકરી હતી. તેને ખેતાજીએ ઘરમાં રાખી તેથી ચુડાસમા અને સરધારાઓ સાથે તેને વેરથયું. આ વેર ચૌદ વર્ષસુધી ચાલ્યું. છેવટ સંવત ૧૫૪૨ માં ખેતાજી મરાણા. તેનો પાવળીયો કુંદણીથી આથમણો છે.

ખેતાજી વિશે ભાટ લોકો એક દુહો કેહેછે.

કુંદણીએ કેકાણ, ખેલ ખેત નરંદા.
ભડલી પડયું ભંગાણ, શાસણ સરવૈયા તણે.

એ એતાજીને ૧૩ કુંવર હતા તેમાં સર્વથી મ્હોટા નાનજીથી રાજ્ય સચવાયું નહી એટલે શાંગુજીને કુદણી સોંપી પોતે તથા તેના બીજા ભાઈ ભાણુજી જાંબુ આવ્યા. આંહી તેઓને સાત સાત ગામ ગીરાશમાં મળ્યા.

શાંગુજીથીપણ વેરને લીધે રેવાયું નહી તેથી તે કુદણી છોડી સંવત ૧૫૪૬ માં જાંબુ તાલુકાને ગામ ઝોબાળે આવ્યા. આહી ૭ વર્ષ સુધી રહ્યા. સંવત ૧૫૫૨ માં સરધારના બાદશાહી થાણાવાળાઓએ શાંગુજીને ઝોબાળામાથી કહાડ્યા એટલે ત્યાંહાંથી જઈ જાંબુના ગામ ધનવાણામાં રહ્યા. આંહી ધીંગાણું થયું તેમાં ઘોઘો સરધારો મરાયો. આ વખતથી વેર બંધ થયું. શાંગુજીએ બાદશાહને અરજ કરી જાંબુમાથી થાણું ઊઠડાવ્યુ ને તે વખતથી તેણે તે પોતાની રાજધાનીની જગો કરી. સંવત ૧૫૫૩. આ વંશના પછવાડેથી શીયાણી અને લીબડીના તાલુકદાર એ નામથી પ્રસીદ્ધ થયા.—

૧૪૭. અકબરશાહે ગુજરાત જીત્યું, તે વખતજ ઉમરાળાના જમીનદાર વીસાજીએ સીદ્ધરાજના વખતના સીહોરના બ્રાહ્મણગરાશીઆ પાસેથી સીહોરનો કસબો તાબે કરી તેમાં પોતાનો અમલ બેસાડો હતો. ઉમરાળાના પેલા રાવળ સારંગજી અને સીહોરના જીતનાર વિસાજી રાવળ વચ્ચે ભાવનગરના રાજાની વંશાવળીમાં ચાર રાજા થયા જણાયછે. શીવદાશ, જેતજી, રામદાશ, અને સત્તોજી. છેલા સત્તોજીમાંથી વિસોજી ગોહેલ થયાં. ઉપર કહેલા ચાર રાજા વિશે ગોહેળ વહીવંચાઓ પાસેથી મળેલી લુખી નામોની ટીપમાંથી કાંઈ લખવાજોગ બયાન મળતું નથી. ફકત રામદાશજી વિશે તેઓ એક કથા આપે છે તે જોકે મનાય એવી નથી તોપણ તે ઉપર આ કુટંબના લોકોનો ઘણો વિશ્વાસ છે માટે અમે આ જગે લખીએ છીએ.

રામદાશજીના બાપ જેતજીને બે દીકરા હતા, રામદાજી અને ગંગાદાશજી. રામદાશજી ગાદીઉપર બેઠા અને ગંગાદાશજીને ચમારડી ગામ ગીરાસમાં મળ્યું. ભાટ લોકો કહેછે કે રામદાશજી જ્યારે કાશીની યાત્રાએ ગયા ત્યારે તેણે ૧૪ હજાર બ્રાહ્મણને જમાડી જણ દીઠ સુનામોહોર દક્ષણા આપી હતી. જ્યારે તેઓ પાછા ફર્યા ત્યારે પોતાની સાથેના સંગને ઘરતરફ વિદાય કરી પોતે ઉદેપોર ગયા. ત્યાંહાંના રાજા

કુંભા રાણાએ પુછ્યું તમે કેવા રજપુત છો અને ક્યાંહાના રાજા છો ? રામદાશજીએ કહ્યું હું ઘોઘા અને ગોહેલવાડનો ધણી ગોહેલ જાતીનો રજપુત છું. કુંભારાણાએ તેને પોતાની કન્યા સકોમળબા પરણાવી પોતાને ત્યાંહાં રાખ્યા. આવખત મહમદશાહના લશકરે ઉદેપુર ઉપર ચડાઈ કરી. તે સામે રામદાશજીએ ઘણી બહાદુરી કરી દુસમનના ઘણાં માણશ, હાથી, ઘોડાઓ માર્યા, પણ અંતે પોતે પણ તે યુદ્ધમાં મરણ ગયા. ભાટ લોકો કેહેછે કે રામદાસજીના માથામાં સાલીગરામની મુર્તી હતી તેના તે વખત બે કડકા થયા. તેઉપર એક હાથીનો ઘુંટ આવી પડયાથી તે તળે ઢંકાઈ ગઈ. કેટલેક દહાડે તેઉપર એક રાફડો બંધાયો. રામદાશજીના કુંવર સત્તાજીએ જ્યારે પોતાના પીતાના મોતના ખબર સાંભળ્યા ત્યારે તેણે તેનો દાહાડો પાણી કર્યો. એ વખત સાલીગ્રામે તેને સ્વપ્નમાં આવી કહ્યું કે હું તારો ઈષ્ટદેવ ઉદેપુરની જમીનમાં આરીતે દટાએલો છું તેને તું લઈજા. સત્તાજીએ પછી દેવે રૂઘનાથ વીગેરેને ઉદેપર મોકલ્યા અને બતાવેલી જગ્યાએ જુએ છે તો રાફડા તળેથી તેઓને સાલીગ્રામ મળ્યા. આવખત તેના બે કકડાઓ ભેળા સંધાઈ રહ્યા હતા. તે મુર્તી દવે ઘેર લાવ્યા જે હજી તેના વંશનાઓના ઘરમાં પુજાએ છે અને રાજા તરફથી તેઓને વરખાસન તરીક કાંઈ મળે છે.

ગોહીલ વહીવંચા ઉપર મુજબ કેહેછે પણ રામદાશજી કુંભારાણાની કન્યા પરણ્યા એવાત સંભવતી નથી. કારણ કુંભારાણાએ મહમદશાહને ઈ. સ. ૧૪૫૪ માં હરાવ્યો હતો તે અને આ રામદાશજી જે સારંગજી પછે કેટએલીક પેડીએ થયા તે એક વખતે શીરીતે હોય. રામદાશજી બહાદુરશાહના હુમલાને વખતે ચીતોડના તખ્ત ઉપર જે રાજા હતો તેના વખ્તતમાં કદાચ થયા હોય. રામદાશજીના મ્હોટા દીકરા સત્તાજી ગાદી ઉપર બેઠા, ત્યારે તેના ન્હાના ભાઈઓમાં સાદુલને અધેવાળ અને ભીમજીને થાન ગામ મળ્યું. ભીમજીના વંશના આજ પણ થાનીઆ રાવળ કેહેવાયછે. સત્તાજીને ચાર દીકરા થયા તેમાં મોટા વીસોજી ઉમરાળાની ગાદીઉપર બેઠા. તેના ન્હાના ભાઈઓમાં દેવાજીને પચે ગામ, વીરાજીને અવાણીઉં, અને માંકોજીને નવાણીઉં, એરીતે એકેક ગામ ગીરાસમાં મળ્યું. દેવાજીના વંશના આજ દે-

વાણી ગોહેલ કહેવાયછે, અને વીરાજીના વંશના તેના દીકરા વાછા ઉપર-
થી વાછાંણી કેહેવાયછે. તેઓ હાલમાં ખોખરા, માંમસી, અને કનાર-
ગામ, ખાયછે.

વીસોજી રાવલ જ્યારે ઉમરાળામાં રાજ્ય કરતો હતો ત્યારે સીહોર
ના ગીરાસીઆ રણા અને જાની બ્રાહ્મણોવચ્ચે એક નજીવા કારણમાંથી
કજીઓ થયો. બ્રાહ્મણોનો જુનો સીહોરનો કસ્બો હાલના કસ્બાથી
જુદો ડુંગરાવચ્ચે હતો. એમાંનું હાલ એક પણ ઘર રહ્યું નથી. ફકત
તેની ભીતોના પાયાની નિશાની ક્યાંહ ક્યાંહ રહેલી જોવામાં આવેછે.
આ ગામવચ્ચે એક ટેકરી હતી તે સાત મ્હોની ટેકરી કેહેવાતી. આ ટે-
કરી ઉપર બેશી બ્રાહ્મણો ન્યાય ચુકવતા હતા. સીહોરના જાની અને
રણા એ બને પક્ષવાળાએ ઉત્તર અને દક્ષિણ બે ભાગમાં પાટી પાડી
સીહોર ગામ વેંચી લીધુ હતું. એક વખત જાનીની દીકરી જે રણાના
કુટંબમાં પરણાવી હતી તે પોતાના સાસરામાં ઉઘાડે માથે ચોટલો છુટો
મુકી વલોણું કરતી હતી. તેવખત તેનો પતી સાત* મ્હોની ટેકરી ત્યાં-
હાંથી બધા ગામમાં નજર પડતી હતી ત્યાંહાં બ્રાહ્મણો ભેળો બેઠો હ-
તો. આ બ્રાહ્મણોમાના એક જણે તે બઈરી ને આવી બેઅદબ રથી-
તીમાં જોઈ તેનો ધણી બેઠોછે તે જાણ્યાવગર કહ્યું કે આ બઈરી અહીંથી
દેખાયછે અને માથું નથી ઢાંકતી તે જોતાં તેનો ધણી બાહેલો જણાય છે.
ધણીએ તે સાંભળી તુરત ઘેર જઈ ક્રોધથી બૈરીનાં નાક ચોટલો કાપી
લીધાં. બૈરી રડતી રડતી પોતાના પીયરમાં ગઈ તેઉપરથી તેના માંવતર
નાં માણસ હથીયાર બાંધી ત્યાંહાં આવ્યાં. લડાઈ થઈ તેમાં બને પક્ષના
ઘણા બ્રાહ્મણો મરણ પામ્યા. લોકો કેહેછે કે બ્રાહ્મણો મુવાના દોષથી
આ જગો ઉજડ થઈ તે ફરીને પાછી વસીજ નથી. આ વખતથી તે-
ની પડોશમાં હાલનો સિહોર નામનો નવો કસ્બો બંધાયો. જુના સિ-
હોરની જગોને કોઈ કોઈવાર લોકો મરણ સ્થળ કરીને પણ કેહેછે. આ
ટંટાથી એક બિજા સામે વેર લેવા, બ્રાહ્મણોના દરેક પક્ષવાળાએ પારકી
મદદ સોધવા માંડી. જાની વાળા ગારીઆધર આવ્યા જે તે વખત
શાહાજીના વંશનાઓને તાબે હતું. ગારીયાધરવાળાને બ્રાહ્મણોએ

---

† સાત મુખની.

કહ્યું તમેં મદદે આવો તો મદદના બદલામાં તમને બાર ગામ સહીત સિહોરનો કરબો આપીએ. ગારીયાધરવાળા લશકર લઈ બાહેર નિસર્યા પણ ખરાબ સુકન થયાથી તેઓ પાછા વળી ગયા. તેટલામાં રણા બ્રાહ્મણો ઉમરાળેથી પોતાની મદદે વીસાજી રાવળને તેડી લાવ્યા. તેણે બધા બ્રાહ્મણોને જીવાઈ તરીક જમીન કહાડી આપી રાજ્ય ઉપરથી તેઓનો હક કહાડી નાખ્યો. આ વખતથી સિહોર સારૂં બચાવવાળું મકાન જોઈ ગોહેલ લોકો ઉમરાળું છોડી બધા ત્યાંહાં આવી વસ્યા. અને તે વખતથી એ જગો એ વંશની રાજ્યધાની થઈ. વીસાજીના દીકરા ધુનાજીના પાવળીઆ ઉપરથી જણાય છે કે તે ઈ. સ. ૧૬૧૭ માં મરણ પામ્યો. તે પેહેલાં એટલે ઘણુકરી અકબરશાહાની જીતને વખત સિહોર ગોહેલોના તાબામાં આવ્યું જણાયછે. ધુનાજીનો પાવલીઓ જે ધુમડીયો કેહેવાયછે તેને ભાવનગરના રાજાની દીકરીઓને જ્યારે સાસરે વળાવેછે ત્યારે પગે લગાડયાનો ચાલ છે.

૧૪૮ અકબરશાહની જીત પહેલાં ગુજરાતની વ્યવસ્થા ઘણીજ અફસોસ કરવા જોગ હતી. તેવિશે મીરાતે એહમદીનો બનાવનાર નિચે મુજબ કહેછે. "આજ દીવસસુધી પૃથ્વિમાં જે મોટાં રાજ્યોની આખર થઈ તેનું મૂળ કારણ તેના અમીરોમાં કુસંપ હતો. રાજ્ના અમીરોમાં કુસંપ ઉત્પન્ન થયોતો પછી તે રાજ્યની આખર જલદી સમઝવી. આ વખત કોઈ જોરાવર દુશમન આવી ચડે તો તેને પછી તે રાજ્ય જીતવું કઠણ પડતું નથી." ગુજરાતના રાજ્યની આવીજ રીતે આખર થઈ. જ્યારે એની કજાનો દિવશ નજીક આવ્યો અને તેના અમીરો પરસપર વચ્ચેનો પવીત્ર સંબંધ ભુલીજઈ બલવો ઉઠાવી એક બીજાની સામે લડવા લાગા, અને જ્યારે તેઓવચ્ચે વૈરની મજબુત ગાંઠ બંધાઈ ત્યારે તે સર્વને એક કોરે મુકી અકબર બાદશાહના જોરાવર લસ્કરે ગુજરાતનું રાજ્ય પોતાના સ્વાધીનમાં લીધું. એ રાજ્યની આખર પેહેલાં ગુજરાતના અમીરોએ મહમદ લતીફખાનના દીકરા તરીકે એક ખોટો છોકરો ઉભો કરી તેને મુજફ્ફર નામથી અમદાવાદના તખ્ત ઉપર બેસાડી, ખરૂં કહીએ તો તેઓએ ગુજરાતનું રાજ્ય પોતપોતામાં વેહેચી લીધુ હતું. મુજફ્ફરના મુખી કારભારી ઈતમાદખાંએ અમદાવાદ શેહેર અને ખંભાત બંદર સુધીનું

પરગણું પોતાના સ્વાધીનમાં લીધું. બીજા સરદારે પાટણ અને તેની તરફનો મુલક દબાવ્યો. ત્રીજાએ સુરત ભરૂચનાં બંદર, ચાંપાનેરનો કીલ્લો અને મહીના પરગણા પોતાના સ્વાધીનમાં લીધા. ચોથાએ ધોળકા ધંધુકા, અને પાંચમાં તતારખાંન ગોરીએ જુનાગઢનુ રાજ્ય પોતાના તાબામાં લીધું. આ વખત જમીદાર લોકો કે જેમાંના કેટલાએકે ગુજરાતની બાદશાહી હકુમતનેપણ પતકરી નહતી અને જેઓ વખતેજ તાબેદારી ઉઠાવતા તેઓ પુરેપુરા સ્વતંત્ર થયા. ગુજરાતના ભીલ અને કોલી લોકો જે અદ્યાપીસુધી દબી રહ્યા હતા, તેઓપણ આવખત ભભકી ઉઠ્યા.

૧૪૯ અકબરશાહે આ સર્વનો બંદોબસ્ત કરી ગુજરાતના રાજ્ય ઉપર પોતા તરફથી એક સુબેદાર મુકરર કર્યો. મોગલ બાદશાહ તરફથી ગુજરાતના સુબેદાર ઘણુંકરી ઉંચા દરજાના નિમાતા હતા. કાંઈ વખત તેણે પોતાના એક કાબીલ અમીર ટોડારમલને ગુજરાતની વસુલાતના બંદોબસ્ત સારૂ મોકલ્યો. ટોડારમલે તે વખતસુધી હિંદુ જમીદાર ઉપર ગુજરાતના બાદશાહો જુલમગાર મુસલરાજા તરીક વર્તતા હતા, તેને બદલે હિંદુ મુસલમાનની મીશ્રીત પ્રજાના ઉપરી તરીક વર્તી જમીદારો સાથ બાદશાહ તરફથી સ્નેહપુર્વક બંદોબસ્ત કર્યો. જમીદારોએ આ વખત ખુશી થઈ ઉમદા નજરાના ભેટ કરી ગુજરાતના સુબેદારની નોકરીમાં અમુક લશ્કરથી જરૂર પડે હાજર થવાની કબુલાતનાં હમેશને માટે દસ્તાવેજ કરી આપ્યાં. ટોડારમલે તેઓને બાદશાહ તરફથી સીરપાવ આપી ખુશ કર્યા અને અકબરની દરબાર તરફ તેઓનો સારી રીત સ્નેહ વધાર્યો.

૧૫૦ અકબરબાદશાહ જેવખત ગુજરાતમાં હતા તે વખત સોરઠના અમલદાર અમીનખાન ગોરીએ તેને નજરાના વીગેરે મોકલી તાબેદારીની રીતે કાગળ લખ્યો હતો, તોપણ મુજફરનો બલવો સમ્યાસુધી સોરઠમાં અકબરનો કાયમ અમલ થયો નહી હતો. ઈ. સ. ૧૫૮૦ માં સુલતાન મુજફર અકબરબાદશાહ પાસેથી ગુજરાતમાં ભાગી આવ્યો અને કાંઈ દીવસ રાજપીપળાના જમીનદાર સાથે તારવાડીમાં રહ્યો. ત્યાંથી સૌરાષ્ટ્રમાં આવી કાંઈ મુદત સરધાર પરગણાના એક કાઠીને ત્યાંહાં રહ્યો. કરનલ વાકર જે બયાન આપેછે તેઉપરથી જણાય છે કે કાઠીલોકો

આવખત સુધી ઢોરાં ચારવાનો અને લુટારાનો ધંધો ચલાવતા હતા. કાયમ રાજ્ય સ્થાપી તાલુકદારની પેઠે વરતવા આ વખતસુધી તેઓનું વલણ થયું નહતું.

૧૫૧ ફતેહખાન સરવાણી જે અમીનખાંન ગોરીનો પેશકાર અને તેમના સવારોનો મુખી હતો તેણે ગુજરાતના ગવરનર શાહાબુદીન એહમદખાનને મળી અમીનખાન પાશેથી જુનાગડ લેવા ગોઠવણ ચલાવી. શાહાબુદીન એહમદે પોતાના ભાઈ મીરજાંખાંનને ચારહજાર સવારથી ફતેહખાન જોડે મોકલ્યો. તે વખત અમીનખાને કહ્યું કે હું ખંડણી આપીશ અને મ્હારા સવારોઉપર બાદશાહી નિશાની કરીશ માટે મેહેરબાની કરીને જુનાગઢમાં રેહેવા દેવો જોઈએ, અને બાકી પરગણાં તમેં રાખો. મીરજાંખાએ કહ્યું જુનાગઢ લીધાવગર કાંઈ કબુલ થાય નહીં. અમીનખાન એક વખત ઉપરકોટમાં ભરાઈ બેઠો હતો તેવામાં ફતેહખાન આજારી પડ્યાથી મરણ પાંમ્યો અને મીરજાંખાન ઘેરો ઉઠાવી વિશ કોશ ઉપર માંગરોલ નામનું ગામ હતું ત્યાહાં ગયો. આવખત અમીનખાનના દીકરા દોલતખાંને નવાનગરના જામ સત્તાજીને કુમકે તેડાવ્યો હતો, તેથી જામનો કુંવર ભારોજી, જસો વજીર, ભાણ દલ, અને લોમોખુમાણ. બારહજાર સવારથી કુમકે આવ્યા. મઝેવડી આગળ જામના લશકરે મુકાંમ કર્યું. તે વખત દોલતખાંએ મનમાં વીચાર્યું કે જામ આપણો દાવાદાર છે માટે કીલ્લામાં આવવાદેશું તો તે માલીક થઇ પડશે. તેડરથી તેણે જામને કહ્યું કે અમારેને બાદશાહને હલમાં સુલેહ ચાલેછે, માટે પાછા જાઓ. જામના લશકરે આટલી મેહેનત પડ્યા પછી પાછું જવાનું નાપસંદ કરી બાદશાહના લશકરઉપર રાતને વખત છાપો માર્યો, અને પછી દોલતખાં ઉપર ચડાઈ કરી. ત્યારે દોલતખાએ જામને જોધપોર વગેરે ૩૬ ગામ આપી માફ માગી. બાદશાહી લશકરે આ વખત માંગરોલને ઘેરો ઘાલ્યો હતો તેની પાછળ જામ અને જુનાગઢના જાગીરદાર લાગુ રહ્યા. તેઓએ બાદશાહી લશકર ઊપર છાપા મારી હાથી અને કેટલીએક લુટ મેળવી. મીરજાં ખાન આ વખત હાર ખાઈ પાછો ગયો.

૧૫૨ ફરી મુજફ્ફર ઈ૦ સ૦ ૧૫૮૪-૮૫ માં રાજપીપળાના ડુંગર છોડી, અણુહીલવાડ પાટણ આવ્યો અને ત્યાહા તેણે ઘણું લશકર ભેળું કર્યું. પણ આહી તેનાથી ટકાવ ન થઈ શકયાને લીધે ત્યાંહીથી તે ઈડર ગયો. કાંઈ દહાડે ફરીને તે કાઠીઆવાડમાં આવી ખેરડીના લોમા ખુમાણને ત્યાંહાં રહયો. આહીં પણ બાદશાહી લશકર આવ્યુ એટલે ત્યાંહાથી તે ભાગો. મુજફ્ફર દુખ પામતો પામતો બીજે વર્ષે જુનાગઢ આવ્યો. તે વખત બાદશાહનુ લશકર અમદાવાદ આવ્યું અને ત્યાંહાંનો બંદોબસ્ત કરી ખાનખાનાન, નવરંગખાન અને નીજામુદીન એહમદને સાથે લઈ દુશમન ઉપર ચાલ્યું. સુલતાન મુજફ્ફરે મોરબી આવી રાધનપોર લુટયું અને પછી તે જમીદારોની મદદ માંગતો હતો તેવામાં ખાન ખાનાનનું લશકર તેની વાસેં થયું, એટલે મુજફ્ફર ભાગી ગુજરાતમાં ગયો. ખાનખાનાને જામ અને અમીન ખાનને તાકીદ કરી ત્યારે તેઓએ કહ્યું કે મુજફ્ફર ફલાણી જગોએ છે, પણ ત્યાંહાં તે બાદશાહી ફોજને મળ્યો નહીં. કાંઈ વખત પછી ખબર આવ્યા કે મુજફ્ફર પોતાનાં છોકરાંને જામને ત્યાહાં મુકી ગુજરાતમાં ગયો છે; તેથી ખાન ખાનાનનું લશકર જામને સજા કરવા નગર ઉપર આવ્યું. બાદશાહી લશકર નવાનગર નજીક ચાર કોસઉપર આવ્યું ત્યારે જામે તાબે દારીનું કહેણ મોકલી રાયદુર્ગા અને કલ્યાણરાય મારફત એક હાથી અને કેટલીક કીમતી ચીજો નજરાનોકરી પોતાના કુવરને બાદશાહી લશકરમાં ઓળમાં મોકલ્યો.

૧૫૩ ફરીને મુજફ્ફરે સોરઠમાં આવી ઈ૦ સ૦ ૧૫૯૦ માં જામ સતાજી અને જુનાગઢના જમીંદાર ખેંગાર તથા દોલતખાનના ત્રીશ હજાર સવાર અને વીશ હજાર પાયદલની મદદથી લુટફાટ કરવા માંડી. તે સાંભળી ખાંનખાનાન પછી થયેલા ગુજરાતના સુબેદાર આજમ કોકલતાસ લશકર લઈ વીરમ ગામ આવ્યા. અહીં તેણે હળવદના જમીનદાર ચંદ્રસિંહજી, કરણ પરમાર અને ફતેહખાન સાથે સલાહ કરી, પ્રથમ તેણે નવરંગખાન અને સઈદ કાશમને મોરબી મોકલ્યા અને જામને તાકીદ કરાવી કે તમેં તમારા મુલકમાંથી મુજફ્ફરને કાડો. જામેં તે વાત કબુલ કરી નહીં, અને લશકર લઈ સામો તઈઆર થયો. જામના લશકરે બા-

દશાહી લશકરને અનાજ વીગેરેની તંગી પાડી તે ઉપર છાપામારી ઘણું દુઃખ દેવામાંડયુ. બાદશાહી લશકરે મોંઘારત અને ગારાકીઅડથી મું-ઝાઈ એકદમ નગર તરફ જવા ઠરાવ કર્યો, એવી આશાથી કે જામનું લશકર આમરણની મજબુત જગા છોડે અને રસ્તે આપણને તેઓ સાથ મુકાબલો કરવાનો ઈતફાક મળે. બાદશાહનું લશકર કુચ કરી જા-મના લશકરની પડોસમાં થઈ નીશર્યું ને ધ્રોળ પાસે પોહોંતા તેટલામાં તો જામની ફોજ અને રાવભારાની કુમકનાં માણસોએ આમરણથી બાહેર આવી લડાઈ કરવા માંડી. તેમાં દરેક વખત જામને ફતેહ મળ-તી ગઈ. આખર લોમો ખુમાણ અને દોલતખાંન જેને જામે પ્રથમ લા-ચાર કર્યાં હતા તેઓએ બાદશાહી લશકરમાં બાતની રાહે કહાવી મોકલ્યું કે અમે જામના લશકરની હરોલીમાં છૈએ તેથી જે વખત ભાગવા માંડ-શું તે વખંત જામના લશકરનો પગ ઠરી શકશે નહીં. માટે અમો ભાગી-એ તે વખતમાં તમારે લશકર ઉપર આવી પડવું. લડાઈ ચાલી તે વખત અંદરખાનેથી કરેલી સંતલજ મુજબ લોમો ખુમાણ અને દોલતખાન ભાગા કે જામના લશકરમાં ભગાંણ પડ્યું. જામ હાથી ઉપરથી ઉતરી ઘો-ડે બેઠો. જેસાવજીરે સાંજ સુધી લડાઈ જારી રાખી બાદશાઈ લશકરનો અટકાવ કર્યો. દરમીઆન જામે નગરમાં આવી પોતાનાં બાઈડી છો-કરાંને વાંહાણમાં ચડાવ્યાં. આ વખત કુંવર અજાજીનાં લગ્ન થવાનાં હતાં તેથી તે ઘેર રહ્યા હતા તે આ વાત સાંભરી લશકરમાં આવ્યા. લડાઈ જોસથી ચાલી તેમાં જામની હાર થઈ. કુંવર અજોજી, જેસો વજીર, અને જામની મદદે એક અતીતની જમાત હતી, તે વીગેરે ઘણા રજપુતો અને બીજા લોકો મરાયા, અને ઘણા એક જખમી થયા. દોલતખાન જુનાગઢ ભાગી ગયો, અને જામ તથા મુજફર ડુંગરમાં છપી રહ્યા. અ-જીજ કોકાએ પછી નવાનગર લુટ્યું તેથી તેને ઘણી લુટ મળી. આ વખ-તથી તેણે નગરનું ઈસલામાબાદ નામ પાડી ત્યાંહા એક પોતાના તરફથી નાયબ મુકરર કર્યો. નવાનગરથી અજીજ કોકાએ નવરંગખાંન અને સઈ-દ કાશમને જુનાગઢ મોકલ્યા. દોલતખાંન જે જખમી થઈ જુનાગઢમાં ભરાઈ બેઠો હતો તેને આ વખત મુજફર આવી મળ્યાથી તેઓ બને

જણુ બાદશાહી લશકર સામે લડવા તૈયાર થયા. તે ખબર સાંભળી અ-જીજ કોકો લશકર લઈ ત્યાંહાં જાતે આવ્યો. એટલે મુજફર ત્યાંથી ભાગી ગયો. અજીજ કોકાએ પોતાના દીકરાને લશકર આપી તેની પછવાડે મોકલ્યો, અને પોતે જુનાગઢ લીધા વગર ત્યાહાંથી અમદાવાદ ગયો.

૧૫૪ ઈ. સ. ૧૫૯૧ માં ફરી તે નવા લશકરથી જુનાગઢ ઉપર આવ્યો. આ વખત જામનો દીકરો જલાલખાન અને ગાજીખાં મલેક વગેરે સામા આવી તાબે થયા તેથી તેને ન છેડતાં બાદશાહી સુબેદાર મીરજાં કોકલતાસ, ઘોઘા, માંગરોળ, અને સોમનાથનું બંદર વીગેરે ૩૬ તાલુકા તાબે કરી આખર જુનાગઢ આવ્યા. જુનાગઢનો કીલ્લો અમીનખાનના દીકરા દોલતખાન પાશેથી લઈ ત્યાંહાં પોતાના તરફથી નવરંગખાનને ફોજદાર મુકરર કર્યો. ફારશી તવારિખવાળા કેહે છે કે આ વખત કીલ્લેદારોએ ઘણી બહાદુરીથી લડાઈ ચલાવી, અને અંદર આગ લાગ્યાથી ઘણો સામાન બળી ગયો, તોપણ આગને વખત અંદરના લોકોએ બાદશાહી લશકર ઉપર તોપનો માર જારી રાખ્યો હતો. બાદશાહી લશકરના લોક બાહેરના ડુંગરાઉપર પોતાનું મુકામ રાખી તોપ ચલાવતા હતા. આખર દોલતખાન અજીજ કોકાને તાબે થયો. તેને કોકાએ કાંઈ જાગીર અને ગીરાસ આપી માફી બક્ષી. ગિરનારનો ખેંગાર જે આ બળવામાં સામીલ હતો તેને જુનાઢગમાંથી કાડી બાદશાહી સુબેદારે કેસોજ અને ચોરવાડનાં પરગણાં જાગીરમાં આપ્યાં.

૧૫૫ આજીજ કોકાએ ઉપર મુજબ જુનાગઢ તાબે કરી નવરંગખાન વીગેરેને લશકર આપી મુજફરના સોધ માટે ઓખામંડલમાં મોકલ્યા. નવરંગખાંને ઓખા તાબે કરી ત્યાંહાં પોતાનું થાણું બેસાડ્યું, પણ આવેળા વાઘેર લોકોએ મુજફરને વાંહાંણમાં બેસાડી કચ્છ મોકલી દીધો હતો. તેથી તેની મુખ્ય મતલબ પાર પડી નહી. મુઝફર કચ્છનારાવ ભારાને ત્યાંહાં છે એવું સાંભળી અજીજ કોકાએ જુનાગઢથી પોતાના દીકરા અબદુલાની સરદારી તળે એક બીજું લશકર કચ્છમાં મોકલ્યું. રસ્તે જામ મળ્યો તેણે બાદશાહી લશકરને તાબે રેહવાનું કબુલ કરી તે બાબત કોલ કરાર કર્યા. કચ્છના જમીનદારોના વકીલ પણ તે વખત બાદશાહી લશકરમાં આવ્યા અને કહ્યું કે અમારા કુંવરને કાંમમાં મોકલવા છે. ત્યારે બાદશાહી અ-

મલદારે કહ્યું મુજફરને સોપ્યા વગર તમારા ઉપર કાંઈ મેહેરબાની થશે નહીં. પછીરાવે મુજફ્ફરને બાદશાહી લશકરમા સોંપ્યો. બાદશાહે તે નોકરીના બદલામાં રાવને મોરબીનો તાલુકો ઈનામમાં આપ્યો. મુજફ્ફરને લઈ બાદશાહી લશકર અમદાવાદ તરફ જતું હતું ત્યાંહાં ધ્રોળ પાશે મુજફ્ફર અસતરાથી આપઘાત કરી મરણ પામ્યો. આ ખબર બાદશાહને પોહોંતા ત્યારે અજીજ કોકાને તેડવા બાદશાહે પ્યાર ભરેલો કાગળ લખ્યો. તેના જવાબમાં અજીજ કોકાએ લખી મોકલ્યું કે મારે હજી પોર્ટુગીસ લોકો પાસેથી દીવ લેવું છે. કોકાએ પોતાની સાથેના તમામ જમીંદારોને રજા આપી પોત પોતાને ઠેકાણે મોકલ્યા. પછી તેણે દીવ સાથે વ્યાપાર બંધ કરવા બાબત તમાંમ બંદરોમાં હુકમ લખી મોકલ્યા. એવી આશાથી કે પોર્ટુગીસ લોકોને મુઝવ્યાથી હુંને દરયામાં ફરવાની પરવાનગી મળશે. આ વખતે તેણે કચ્છના ભારા અને નવાનગરના જામને લખી મોકલ્યું હતું કે મારે સિંધને રસ્તે થઈ સરકાર કચેરીમાં જવું છે. પછી તે સોમનાથ પાટણ આવ્યો ત્યાહાં તેણે મીર અબદુલ ઈસાક બક્ષી અને સઈદ બાજીદ દીવાનને કેદ કર્યા. શું કરવા તે ખબર નથી. આ વખત પોર્ટુગીસ લોકો પાશેથી દરીઆમાં ફરવાનું અજીજ કોકાને લાઈસેન્સ (પરવાનગી) મલ્યું તેથી તે વેરાવલ પાટણથી એક ઈલાઈ નામના વાંહાણમાં બેશી સોમાણસથી મકા તરફ ગયો. જે વખત નવાબ અજીજ કોકો વાહાણ ઉપર ગયો તે વખત બધા સવારોનું લશકર દરીયા કીનારા ઉપર, એક લાઈનમાં ગોઠવાવ્યું હતું. વાંજા વાગતાં હતાં, અને આંખમાં આંસુની સાથે તે સર્વને સલામ કરતો કીનારેથી વીદાય થયો. આ વખત કેટલાએક કેદીને છોડી મુકવા તેણે હુકમ આપ્યો હતો.. કોકાનું જવું સાંભળી અકબર બાદશાહ ઘણો ચીડાયો. તો પણ તેના મોટા દીકરાને તેણે એક હજાર સવારનો અને બીજાને પાનસેંહ સવારનો ઉપરી બનાવ્યો હતો. આ વખત તેણે સાહાજાદા સુલતાંન મુરાદ બક્ષને ગુજરાતના નવાબની જગો આપી. ઈ૦ સ૦ ૧૫૯૪ માં મીરજાં અજીજ કોકો હજ કરી પાછો આવ્યો ત્યારે તે પરભારો દીલ્હી ગયો. ઈ૦ સ૦ ૧૬૦૦ માં મુરાદ બક્ષ મુવાથી અજીજ કોકો ગુજરાતનો ત્રીજીવાર નવાબ થયો. આ વ૦

ખત શમસુદીન હુસેન તેના પેશકારની જગે નિમાયો ને તેનો એક દીકરો સોરઠનો ફોજદાર થયો. ઈ૦ સ૦ ૧૬૦૦ માં બાદશાહે સોરઠની પેદાશ અજીજ કોકાને ઈનામમાં આપી તે વખત તેણે પોતાના દીકરા-શાદમાનને પોતાનો પેશકાર બનાવ્યો, અને બીજા દીકરા અબદુલાને જુનાગઢના ફોજદારની જગો આપી. ઈ૦ સ૦ ૧૬૦૫ માં સુલતાન અકબર બાદશાહ મરણ પામ્યા.

૧૫૬ આઈન અકબરીમાં આવખતના સોરઠના જમીદારો વિશે નીચે પ્રમાણે લખેછે,—"ગુજરાતનુ ઝાલાવાડનુ સંસ્થાન જે અગાઊ સ્વતંત્ર હતુ તેનો વિસ્તાર લંબાઈમાં ૭૦ કોશ અને પોલાઈમાં ૪૦ કોશહતો. તેના તાબામાં ૨૨૦૦ ગામ, ૧૦૦૦ સવાર, અને એટલુંજ બીજુ પાયદળનું લશ્કર હતું. હાલમાં તેના તાબામાં ૨૦૦ સવાર અને ૧૦૦૦ પાયદળ છે. આપ્રાંત ગુજરાતના સુબેદારના તાબામાં ગણાયછે. જમીદાર ઝાલા જાતીના છે. ઝાલાવાડના ચાર વિભાગછે, હળવદ, વઢવાણ, લખતર અને લીંબડી."

ઝાલાવાડની પશ્ચિમના સોરઠ પ્રાંતના અબુલફજલ નવ ભાગ લખેછે. પેહેલો નવો સોરઠ. આ ભાગનો ધાટી ઝાડી અને પહાડને લીધે પુરતો શોધ થયો નથી. જુનાગઢ એ ભાગમાં છે. બીજો ભાગ પાટણ સોમનાથ તેમાં અને નવા સોરઠમાં ગેલોટી જાતીના રાજપુત વસેછે. આ બને પ્રાંતનાં જમીદારોને દરેકને ૧૦૦૦ સવાર અને ૨૦૦૦ પાયદળનું લશ્કર છે. વખત પડે નોકરીમાં આહેર લોકોપણ હથીઆર બાંધી હાજર થાયછે. ત્રીજો ભાગ શેત્રુંજા ડુંગરની તલાટીમાંછે તેમાં એક જુનુ પડતી દીશામાં આવેલુ શેહેરછે. આ ઘણું કરી વલ્લભીના ખંડેર વિશે તેનું લખવું હશે. તેમાં કહેછે કે ધોધાનું બંદર અને પીરંમનું બેટ પણ આ ભાગમાંછે. આ ભાગના જમીદારો ગાહેલ જાતીના છે. તેઓના તાબામાં બે હજાર સ્વાર અને ચાર હજાર પાયદલનું લશકરછે. ચોથા ભાગ વીશે તે લખેછે કે તે વાળા જાતીના રજપુતના તાબામાંછે. આ ભાગમાં મવા અને તળાજાનાં બંદરોછે. આહીનો જમીદાર ત્રણશે સ્વાર અને ૫૦૦ પાયદલનું લશકર બાદશાહી નોકરીમાં પુરૂં પાડેછે. શોરઠના બાકીના ભાગ વિ-

## પુનરાવલોકન.

આ વખત સુધીનો સૌરાષ્ટ્રનો આખો ઈતિહાસ આપણે જોઈ જઈશું તો જણાશે કે વલ્લભિનગરના રાજ્ય વગર બાકીના બધા વખતમાં આ દેશ બાહારના જોરાવર રાજ્યના એક ભાગ તરીક ગણાતો આવ્યો છે. હમેશાં એ રાજાઓ તરફથી સૌરાષ્ટ્રનાં રાજ્ય કારભાર માંટે એક અમલદાર રેહેતો હતો. અશોક મૌરીના વખતમાં આ દેશનો ગવરનર યવન જાતિનો તુશસ્ય, રૂદ્રદામાના વખતમાં સુવિશાક પહલ્વ (પારસી), અને સ્કંદગુપ્ત રાજાના વખતમાં પરણુદત અને તેનો પુત્ર ચક્રપાલીત થયા હતા એમ તેઓના તે વખતના આ દેશમાં કોત્રાવેલા શિલા લેખો ઉપરથી જણાય છે. તે વખત સૌરાષ્ટ્રની રાજધાની ગિરીનગર ( હાલ જુનાઘડ ) હતું અને ખંભાતના અખાતથી તે સિંધુના મુખ સુધીનો ઘણો ખરો ગુર્જરાતનો પશ્ચિમ ભાગ સૌરાષ્ટ્ર નામથી ઓળખાતો હતો. કાંઈ વખત પછી વલ્લભિનગરના રાજા જે તે વખત સુધી સેનાધિપતીના ખીતાબથી ઓળખાતા હતા તેઓએ સ્વતંત્ર થઈ સૌરાષ્ટ્ર, ગુજરાત અને તેની આસપાસના ઘણા ખરા દેશ ઊપર પોતાનો અમલ બેસાડ્યો. આ વખતથી વલ્લભિનગર સૌરાષ્ટ્રની રાજ્યધાની થયું. આશરે સાતમી સદીની લગભગમાં વલ્લભિનગરના બળવાન રાજ્યની આખર થયાથી આ દેશ કેટલાંએક ન્હાંનાં ન્હાનાં રાજ્યમાં વેહેચાઈ ગયો તે ફરીને પાછો એક રાજ્યના અમલ તળે આવ્યોજ નથી.

આ વખત ઉત્તર સૌરાષ્ટ્રના પાહાડ અને જંગલવાળા પ્રદેશમાં જેઠવા લોકોએ ધુમલીનો નવો કીલ્લો બાંધી છેક મચ્છુ નદી સુધી પોતાનો અમલ બેસાડયો. બીજી તરફ દક્ષિણ ભાગમાં સમુદ્ર કીનારા ઉપર જુના ચૌરાઓ કે જેઓ દેવ પાટણ પોતાની રાજ્યધાની કરી ઘણા કાળ થયા દક્ષિણ સૌરાષ્ટ્ર અને તેને લગતા સમુદ્ર કીનારામાં તથા સમુદ્ર ઉપર અમલ ચલાવતા હતા તેઓ અહીંથી ગુજરાતના ઉત્તર ભાગમાં પંચાસર જઈ વસ્યા કે તુરતજ તેઓની જગે સિંધથી ચુડાસમા લોકોએ આવી પોતાનું રાજ્ય સ્થાપ્યું. ચુડાસમા લોકોએ દેવપાટણ કે જે ઉપર તાજેતર આફત ગુજરી હતી તેને બદલે જુના ગિરીનગરની પડોશમાં વા-

મન્સ્થળી અગર હાલનો વંથળી નામનો કસ્બો પોતાની ગાદીની જગો ઠેરાવી. પૂર્વ તરફ સિહોરની પડોશમાં જુના વલ્લભિ રાજાઓની ઓલાદના વાળા રજપુતો માળવેથી આવી વલ્લભિનાં ખંડેર ઉપર વળા નામનો કસ્બો બાંધી રાજ્ય કરવા લાગા. સૌરાષ્ટ્રમાંથી ચૌરા લોકોની મુખ્ય શાખા આ વખત ગુજરાતમાં જઈ રહી હતી તોપણ તેની કેટલીએક નાની શાખાના ઠાકોરો પ્રભાસ અને ઓખાના કિનારામાં હજી સારો આબરૂદાર ગીરાસ ભોગવતા હતા. ઘોઘા બારામાં, પંચાળના જંગલમાં અને ભાલના રણમાં આ વખત ભીલ કોળી લોકો ઘણા બળવાન ગણાતા હતા. સૌરાષ્ટ્રના લોકોને પોતાના દેશી રાજ્યના સર્વોપરી પણા તળે રેહેવાનો તો ફક્ત વલ્લભિના રાજ્યને વખતજ લાહાવ મળ્યો હતો. એ રાજ્ય તુટ્યે કાંઈ વખત સ્વતંત્ર પણે વર્ત્યા પછી આ દેશના રાજાઓને ગુજરાતમાં નવા સ્થપાયેલા અણહિલવાડ શેહેરના રાજાઓએ જીતી પોતાની સર્વોપરી હકુમત તળે દાખલ કર્યા. આથી કરી ગુજરાત જે આ વખત સુધી સૌરાષ્ટ્રના રાજ્યનો એક ભાગ ગણાતો હતો તેને બદલે હવે ઉલટો સૌરાષ્ટ્ર ગુજરાતના રાજાઓના તાબામાં આવ્યો. જ્યારથી આ દેશના રાજાઓ અણહિલવાડના રાજ્યને તાબે થયા ત્યારથી તેઓને ફરી એક પછી એક થયેલા પોતાની પડોશનાં જોરાવર રાજ્યોનાં ધોસરાં તળેથી સ્વતંત્ર થવાનો વારો આવ્યોજ નથી.

સૌરાષ્ટ્રના ન્હાના ન્હાના રાજાઓ અગર મંડલેશ્વરોનાં સંસ્થાન એક બીજાની પડોશમાં આવ્યાથી તેઓમાં હમેશાં વેર અને ટંટા ફીશાદ ચાલ્યાજ કરતા. એ ટંટાઓ મુખ્ય કરી શીમાડા સારૂ, એક બીજાના અપરાધિને આશ્રય આપ્યા માટે, ખુબસુરત સ્ત્રિઓ સારૂ અને બીજા એવાંજ હલકાં અને દેખિતાં નિર્માલ્ય કારણેથી ઊભાં થયેલાં બાપદાદાના વખતથી ચાલતાં આવેલાં વેરોને લીધે થતા હતા. આવે વખત કોઈ પરદેશી જોરાવર રાજા જીત કરવાની મતલબથી લશકર લઈ એક રાજ્ય ઊપર આવતો તો તેના પડોશી તેની મદદ કરવા જવાને બદલે ઊલટા નકરા રહી ખુશી થઈ જોઆ કરતા હતા. પણ પછી જે વખત તેઓનો વારો આવતો ત્યારે તેઓએ પણ કોઈ બીજાની મદદની આશા નરાખતાં ફક્ત પોતાનાજ કૌવત ઊપર આધાર રાખી બેશી રેહેવું પડતું. આવે

## પુનરાવલોકન.

આ વખત સુધીનો સૌરાષ્ટ્રનો આખો ઈતિહાસ આપણે જોઈ જ-ઈશું તો જણાશે કે વલ્લભિનગરના રાજ્ય વગર બાકીના બધા વખતમાં આ દેશ બાહારના જોરાવર રાજ્યના એક ભાગ તરીક ગણાતો આવ્યો છે. હમેશાં એ રાજાઓ તરફથી સૌરાષ્ટ્રનાં રાજ્ય કારભાર માટે એક અમલદાર રેહેતો હતો. અશાક મૌરીના વખતમાં આ દેશનો ગવરનર યવન જાતિનો તુશસ્ત, રૂદ્રદામાના વખતમાં સુવિશાક પહલ્વ (પારસી), અને સ્કંદગુપ્ત રાજાના વખતમાં પરણુદત અને તેનો પુત્ર ચક્રપાલીત થયા હતા એમ તેઓના તે વખતના આ દેશમાં કોત્રાવેલા શિલા લેખો ઉ-પરથી જણાય છે. તે વખત સૌરાષ્ટ્રની રાજધાની ગિરીનગર (હાલ જુ-નાગઢ) હતું અને ખંભાતના અખાતથી તે સિંધુના મુખ સુધીનો ઘણો ખરો ગુર્જરાતનો પશ્ચિમ ભાગ સૌરાષ્ટ્ર નામથી ઓળખાતો હતો. કાંઈ વ-ખત પછી વલ્લભિનગરના રાજા જે તે વખત સુધી સેનાધિપતીના ખીતા-બથી ઓળખાતા હતા તેઓએ સ્વતંત્ર થઈ સૌરાષ્ટ્ર, ગુજરાત અને તેની આસપાસના ઘણા ખરા દેશ ઊપર પોતાનો અમલ બેસાડ્યો. આ વ-ખતથી વલ્લભિનગર સૌરાષ્ટ્રની રાજ્યધાની થયું. આસરે સાતમી સદીની લગભગમાં વલ્લભિનગરના બળવાન રાજ્યની આખર થયાથી આ દેશ કે-ટલાંએક ન્હાનાં ન્હાનાં રાજ્યમાં વેહેંચાઈ ગઓ તે ફરીને પાછો એક રાજ્યના અમલ તળે આવ્યોજ નથી.

આ વખત ઉત્તર સૌરાષ્ટ્રના પાહાડ અને જંગલવાળા પ્રદેશમાં જેઠવા લોકોએ ઘુમલીનો નવો કીલ્લો બાંધી છેક મચ્છુ નદી સુધી પોતા-નો અમલ બેસાડયો. બીજી તરફ દક્ષિણ ભાગમાં સમુદ્ર કીનારા ઉપર જુના ચૌરાઓ કે જેઓ દેવ પાટણ પોતાની રાજ્યધાની કરી ઘણા કાળ થયા દક્ષિણ સૌરાષ્ટ્ર અને તેને લગતા સમુદ્ર કીનારામાં તથા સમુદ્ર ઉપર અમલ ચલાવતા હતા તેઓ અહીંથી ગુજરાતના ઉત્તર ભાગમાં પંચા-સર જઈ વસ્યા કે તુરતજ તેઓની જગે સિંધથી ચુડાસમા લોકોએ આ-વી પોતાનું રાજ્ય સ્થાપ્યું. ચુડાસમા લોકોએ દેવપાટણ કે જે ઉપર તા-જેતર આફત ગુજરી હતી તેને બદલે જુના ગિરીનગરની પડોશમાં વા-

મન્સ્થળી અગર હાલનો વથળી નામનો કસ્બો પોતાની ગાદીની જગો ઠેરાવી. પૂર્વ તરફ સિહોરની પડોશમાં જુના વલ્લભિ રાજાઓની ઓલાદના વાળા રજપુતો માળવેથી આવી વલ્લભિનાં ખંડેર ઉપર વળા નામનો કસ્બો બાંધી રાજ્ય કરવા લાગા. સૌરાષ્ટ્રમાંથી ચૌરા લોકોની મુખ્ય શાખા આ વખત ગુજરાતમાં જઈ રહી હતી તોપણ તેની કેટલીએક નાની શાખાના ઠાકોરો પ્રભાસ અને ઓખાના કિનારામાં હજી સારો આબરૂદાર ગીરાસ ભોગવતા હતા. ધોધા બારામાં, પંચાળના જંગલમાં અને ભાલના રણમાં આ વખત ભીલ કોળી લોકો ઘણા બળવાન ગણાતા હતા. સૌરાષ્ટ્રના લોકોને પોતાના દેશી રાજ્યના સર્વોપરી પણા તળે રેહેવાનો તો ફક્ત વલ્લભિના રાજ્યને વખતજ લાહાવ મળ્યો હતો. એ રાજ્ય તુટ્યું કે કાંઈ વખત સ્વતંત્ર પણે વર્ત્યા પછી આ દેશના રાજાઓને ગુજરાતમાં નવા સ્થપાયેલા અણહિલવાડ શેહેરના રાજાઓએ જીતી પોતાની સર્વોપરી હકુમત તળે દાખલ કર્યા. આથી કરી ગુજરાત જે આ વખત સુધી સૌરાષ્ટ્રના રાજ્યનો એક ભાગ ગણાતો હતો તેને બદલે હવે ઉલટો સૌરાષ્ટ્ર ગુજરાતના રાજાઓના તાબામાં આવ્યો. જ્યારથી આ દેશના રાજાઓ અણહિલવાડના રાજ્યને તાબે થયા ત્યારથી તેઓને ફરી એક પછી એક થયેલા પોતાની પડોશનાં જોરાવર રાજ્યોનાં ધોસરાં તળેથી સ્વતંત્ર થવાનો વારો આવ્યોજ નથી.

સૌરાષ્ટ્રના ન્હાના ન્હાના રાજાઓ અગર મંડળેશ્વરોનાં સંસ્થાન એક બીજાની પડોશમાં આવ્યાથી તેઓમાં હમેશાં વેર અને ટંટા ફીશાદ ચાલ્યાજ કરતા. એ ટંટાઓ મુખ્ય કરી શીમાડા સારૂ, એક બીજાના અપરાધિને આશ્રય આપ્યા માટે, ખુબસુરત સ્ત્રિઓ સારૂ અને બીજા એવાંજ હલકાં અને દેખિતાં નિર્માલ્ય કારણોથી ઊભાં થયેલાં બાપદાદાના વખતથી ચાલતાં આવેલાં વેરોને લીધે થતા હતા. આવે વખત કોઈ પરદેશી જોરાવર રાજા જીત કરવાની મતલબથી લશકર લઈ એક રાજ્ય ઊપર આવતો તો તેના પડોશી તેની મદદ કરવા જવાને બદલે ઊલટા નફરા રહી ખુશી થઈ જોઆ કરતા હતા. પણ પછી જે વખત તેઓનો વારો આવતો ત્યારે તેઓએ પણ કોઈ બીજાની મદદની આશા નરાખતાં ફક્ત પોતાનાજ કૌવત ઊપર આધાર રાખી બેશી રેહેવું પડતું. આવે

વખત પછી દરેક રાજા સામા થવા જેટલું પોતામાં સામર્થ્ય નજોઈ પોતાના રાજ્યની સલામતીને અર્થે ખંડણી નજરાના આપવા કબુલ કરી પોતાને ત્યાંહાંથી કહાડતા. આ રીતે સૌરાષ્ટ્રની પડોશમાં એક પછી એક જે જે બળવાન રાજ્યો થયાં તેઓ સર્વેએ આ દેશના રાજાઓને નમાવી પોતાની ખંડણી વસુલ કરી છે. પોતાનો દેશ લડવીઆ લોકોના સમુહથી ભરપુર છતાં કુસંપ અને વેરને લીધે આ દેશના રાજાઓ કદીપણ પરદેશી લોકોનાં ધોંસરાં તળેથી છુટા નથી. અને કયારે પણ તેઓએ પોતામાંના એક શક્તીવાન સરદારના સામાન્ય ઊપરીપણાં તળે ભેળા થઈ પોતાના દેશને સ્વતંત્ર કરવા પ્રયત્ન કર્યો એવું બન્યું નથી.

સૌરાષ્ટ્રના રાજાઓમાં ગિરનારનો રાજા ઘણો બળવાનગણાતો હતો. અણહિલવાડના રાજ્યને વખત તે મહા મંડલીકના માન્યકારી ખીતાબથી ઓળખાતો હતો. અણહિલવાડના સિધરાજ કે કુમારપાળ જેવા બળવાન રાજાના વખત વગર બીજે વખતે તો તેણે અણહિલવાડની સત્તાને પણ ગણકારી નથી. ઘણી વખત પોતાની આસપાસના રાજાઓ ઉપર તેણે સર્વોપરી હકુમત ભોગવી છે. કુમારપાળ રાજાના વખત સુધી સૌરાષ્ટ્રમાં અણહિલવાડની સરકારનો પુરેપુરો અમલ રહ્યો પણ જ્યારથી એ વંશના છેલા બે ત્રણ નબળા રાજાઓના વખતમાં એ રાજ્યનો અમલ નબળો પડ્યો ત્યારથી તેના બીજા ખંડીઆ મંડલેશ્વરોની હારે સૌરાષ્ટ્રના રાજાઓ પણ પોતાને સ્વતંત્ર કેહેવરાવવા લાગ્યા. ગિરનારના મંડલીકે તે વખતથી પડોશના મંડલેશ્વરો ઊપર પાછી પોતાની સર્વોપરી સત્તા સ્થાપી. અને તેણે જે સરદારોને ગીરાશ અને જાગીરો આપી પોતાના રાજ્યમાં રાખ્યા હતા તેપણ આ વખત પોતાના ઉપરી જેવા જોરાવર થઈ પડ્યા. મુળ રેહેવાશી ભીલકોળી લોકોએ પણ ઊપરી શરકારની સત્તા નબળી પડેલી જોઈ પોતાનું માથું ઊપાડ્યું. ધંધુકાના મેરોએ ત્યાંહાં એક પોતાનું સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું. બારીઆ કોળીઓએ અણહિલવાડની દરીઆઈ હકુમત પોતાન સ્વાધિનમાં લીધી, અને ખાંટ લોકો વાઘેલા અને ચુડાસમાના રાજ્યમાં લુટફાટ કરવા લાગ્યા. અણહિલવાડના જાગીરદારોમાંથી વાઘેલાઓએ પોતાના વંશના રાજાઓનો અમળ નબળો પડેલો જોઈ તે વખત, જે મંડલીકો અને રાજ્યના અધિકારી પોતપોતાને ફાવતી રાજ્યની

જમીન દબાવી સ્વતંત્ર જેવા થઈ પડ્યા હતા, તેમાંના કેટલાએકને નમાવી ડંડ કરી કાંઈ વખત સુધી અણહિલવાડના રાજ્યની મ્હોટાઈ ટકાવી રાખી, પણ પછવાડે તે વંશમાં વિરધ્વળ વાઘેલા જેવા બીજા લાયક રાજાઓની ખામીને લીધે તેઓનો અમલ ઘણો વખત ટક્યો નહી. ઝાલા લોકોએ પણ આ વખતથી સ્વતંત્ર થઈ સૌરાષ્ટ્રની ઈશાન કોણમાં એક પોતાનું જુદુ રાજ્ય સ્થાપ્યું હતું. આ રીતે અણહિલવાડના રાજ્યનો અમલ નબળો પડ્યાથી તેના મંડળેશ્વરો અને જાગીરદારોએ સ્વતંત્ર થઈ પોતાનાં જુદાં જુદાં રાજ્ય સ્થાપ્યાં એટલુંજ નહીં, પણ એ વખત કેટલાએક પરદેશી વંશોએ આવી આ દેશના જોરાવર જમીનદારોને આશ્રે રહી તેની પડોશના કેટલાએક નબળા જમીનદારોને ધસવી પોતાનાં નવાં રાજ્ય સ્થાપ્યાં. આ વખત રજપુતના દીકરા પોતાના બાપના વતનમાં ઘણા હિસ્સા પડ્યાથી પોતાને ભાગે જે થોડો ગીરાસ આવતો તેથી સંતોષ ન પામી, અગર, કુટંબ કલહને લીધે, કીંવા, જોરાવર દુશમનોના ભયથી પોતાનો ગીરાસ પડતો મુકી અગર ભાટ ચારણ લોકોને દાનમાં આપી પારકા દેશમાં નશીબ અજમાવવા ચાલી નિશરતા હતા. તે વખત તેઓ જ્યાંહાં જતા ત્યાંહાં તેઓને ઊંચા કુળના અને ઊપયોગી લડવીઆ જોઈ સર્વ કોઈ પોતાને ત્યાંહાં રાખવાનું કરતા. આવા લોકો પ્રથમ જ્યાંહાં જતા ત્યાંહાંના રાજાઓ પાસેથી ગુજરાન જોગી જીવાઈ અગર ગીરાસ લઈ તેમની નોકરીમાં રહી પ્રથમ તો તે દેશમાં પોતાનો પગટકાવ કરતા. પણ પછી જેમ જેમ તેઓની વાકેફગારી વધતી જતી અને જેમ જેમ તેઓને પ્રસંગ મળતો તેમ તેમ તેઓ પોતાની છુપી મતલબ અમલમાં લાવવા ચુકતા નહીં. આ દેશમાં સોઢા, રાઠોડ અને ગોહેલ લોકોની એજ પ્રમાણે સ્થાપના થઈ છે. ગોહેલ લોકો જેવા આવ્યા તેવા કાંઈ વખત ચુડાસમાને આશ્રે અને સોઢા લોકો વાઘેલા ને આશરે રહ્યા. અને પછી જેમ જેમ તેઓને પ્રસંગ મળતો ગયો તેમ તેમ તેઓએ પોતાનું કૌવત અજમાવી આ દેશમાં પોતાનાં સ્વતંત્ર રાજ્યો સ્થાપ્યાં. કાંઈ વખત પછી ગોહેલને ખેરગઢમાંથી કહાડનાર રાઠોડ લોકોમાં પણ કજીઆ થયાથી તેમાંના બે રાઠાડે ભાઈ ત્યાંહાંથી નિશરી આ દેશમાં આવ્યા.

તેઓ કાંઈ વખત પાટડીમાં ઝાલાને આશ્રે રહ્યા. થોડા વખત પછી તેઓએ ઓખાના જમીદારો સાથે લગ્ન સંબંધ કર્યો. આ સંબંધથી રાઠોડ ભાઈઓ ઓખામા આવ્યા. ઓખાના જમીદારોમાં તે વખત કજીઆ ચાલતા હતા તેમાં ઉલટી રાઠોડોએ ઊશકરેણી કરી તેમના વેરમાં વૃદ્ધી કરી અને પછી પોતે મધ્યસ્થ પડી વાંદરાની પેઠે ન્યાય કરી બંનેને હાંકી કહાડી પોતે રાજ્યના માલીક થઆ. મોટો ભાઈ આ રીતે ઓખાના રાજ્યનો માલીક થયો, અને નાનાભાઈએ દક્ષિણમાં જઈ પ્રભાસના રાજપુતો અને ઊના દેલવાડાના બ્રાહ્મણોનો ગીરાસ લઈ ત્યાંહાં પોતાનું રાજ્ય સ્થાપ્યું. કાંઈ વખત પછી કાઠી લોકોએ આવી વાળા સરદાર સાથે સંબંધ કરી તેમની સરદારી તળે આ દેશમાં લુટફાટ કરવા માંડી. જાડેજા અને જટ વગર ઘણા ખરા હિંદુ વંશોની આ દેશમાં અણહિલવાડના રાજ્યની આખર થયા પેહેલાં સ્થાપના થઈ છે. આ સર્વ લસ્કરી ટોળાં આ વખત પોતાની મતલબ તરફ તાકતાં હતાં. તેથી જ્યારે અણહિલવાડના રાજ્ય ઊપર અલાઊદીનની ફોજ આવી ત્યારે તેઓથી તેનો જેવો જોઈએ તેવો અટકાવ થઈ શક્યો નહી, અને આ માંહે માંહેના કુસંપનો છેટવ પરિણામ એ થયો કે અણહિલવાડનું રાજ્ય મુસલમાન લોકોએ તાબે કર્યાથી આ દેશના ન્હાના ન્હાના રાજા પોતાની જાતીના, અને ધર્મના હિંદુરાજના ઊપરી પણાં તળેથી મટી બાહારના અને પોતાના ધર્મના કટા દુશ્મન મુસલમાનોના ધોંસરા તળે આવી ફશ્યા.

અણહિલવાડનું રાજ્ય ડુબ્યાથી અને ત્યાર પછી મુસલમાન બાદશાહાઓના રાજ્યમાં જે કાંઈ વખત અવ્યવસ્થા ચાલી તેથી સોરાષ્ટ્રના રાજાઓએ કાંઈ વખત સ્વતંત્રતા ભોગવી, તોપણ તે વખતમાં હિંદુ તિર્થોનો નાશ કરવાની મતલબથી આ દેશમાં મુસલમાનોએ જે ઉપરા ઉપર હુમલા કર્યા તેથી આ દેશના રાજા ઘડી પણ ચેન્હ કરી બેઠા નથી. તઘલખ વંશના બાદશાહાઓએ સૌરાષ્ટ્રમાં પોતાનો કાયમ અમલ બેશાડવા કાંઈ પ્રથમ પેહેલો પ્રયત્ન કર્યો પણ તેથી કાંઈ તેઓને ઘણું સારૂં ફળ ન થયું. આ વખત તેને બે જોરાવર જમીદાર ગિરનારનો રાજા અને તેના ખંડિયા ગોહેલ સાથે મુકાબલા થયા. ગિરનાર રાજાએ તેની ફોજને હાંકી કહાડી અને પીરમના ગોહલોએ બાહાદુરીથી અટકાવ કર્યો

લગી હતી. આથી કરી અલબત સારીજ અસર થતી. તે વખતનો એક ગ્રીક મુસાફર પોતાના ગ્રંથમાં હિંદુ લોકોનાં નિતિસંબંધી આચરણોવિશે ઘણાં વખાણ કરે છે. વળી તે વખતનાં વૃત્તાંતો ઉપરથી જણાય છે કે બૌધ્ધધર્મના હિંદુઓમાં જાતિભેદ સંબંધી કાંઈજ વેમ નહતો. તેમ દેશાટણ કરવામાં પણ તેઓ આજના જેવા બીહીકણ હતા.

આસરે સાતશે આઠશે વર્ષ પછી ચીનનો એક બૌધ સાધુ હિંદુસ્થાનમાં તિર્થાટન કરવા આવ્યો હતો. તેણે જે પોતા પ્રવાસ વૃત્તાંતમાં સૌરાષ્ટ્રવિશે લખ્યું છે તે ઉપરથી જણાય છે કે તે વખતના લોકો નિતી ધર્મની બાબતમાં જરા ભ્રષ્ટ થવામાંડયા હતા. તે સાધુ સૌરાષ્ટ્રના લોકો વિશે નીચે પ્રમાણે ટીકા કરે છે. આ દેશના લોકોની ચાલ ભ્રષ્ટ છે. તેઓ ગરમ તબીઅતના અને હલકા સવભાવના છે. વિદ્યાને ચાહતા નથી. લોકોનો ધંધો મુખ્ય વ્યાપાર છે. તેઓ આબાદી અને બહોતાજમાં રેહે છે. રાજા બૌધ ધર્મનો છે તોપણ પાખંડ ( અન્યમત ) મતનાં દેવળ આ દેશમાં ઘણાં છે. આ ચિના સાધુના વૃત્તાતમાં જે અન્ય ધર્મના ફેલાવવિશે કહ્યું છે તેને બીજી જગોથી પણ પુષ્ટી મળે છે. આ વખત પેહેલાના વલ્લભિરાજાના તામ્રપટો ઉપરથી જણાય છે કે એ રાજાઓ શિવધર્મ પાળતા હતા. ગુપ્તવંશના રાજાઓના શિલા લેખના મંગળાચરણમાં વામનજીની સ્તુતિ કરી છે. તે ઉપરથી જણાય છે કે તેઓ વિષ્ણુ ભક્ત હતા. વલ્લભિના છેલા શિલાદીત્ય રાજાએ શ્રીમલ્લવાદી સાધુની સલાહથી બૌધ લોકોને હાંકી કહાડી જૈનધર્મ ગૃહણ કર્યો હતો. આ સર્વ દાખલા ઉપરથી જણાય છે કે આ વખત લોકોનું મન એક બૌધ્ધધર્મ ઉપરથી ખસી જુદાજુદા ધર્મો તરફ ભટકવા માંડયું હતું.

અણહિલવાડના રાજ્યના વખતમાં જૈન અને શિવ એ બને ધર્મને રાજા તરફથી વારાફરતી આશ્રય મળ્યા કરતો હતો. એ રાજાઓ જુદા જુદા મતના આચાર્યો વચ્ચે વાદ વિવાદ કરાવી તેમાંથી જે સારો ધર્મ માલુમ પડતો તે પોતે ગ્રહણ કરી બીજા મતવાળાઓને પોતાના રાજ્યમાંથી હાંકી કહાડતા હતા. આ વખત સુધી વિદ્વાનોને પણ રાજ્ય તરફથી સારો આશ્રય મળતો. હિંદુધર્મના તિર્થોમાં રાજા મ્હોટા અધિકારિઓ રાખી તેમાં લાખો રૂપીઆ ખરચતા હતા. ખેંગારનું રાજ્ય લીધા પછી સિદ્ધ-

ડવા અને ચુડાસમાનાં બે મોટાં રાજ્યોમા વેહેંચાયલો હતો, તેમ એ ભાગનાં હવે મુસલમાનોના વખતમાં મુસ્તફાબાદ અગર સોરઠ સરકાર, અને નવાનગરનું રાજ્ય એ નામના બે રાજ્યોમાં વિભાગ થયા. પૂર્વ સરહદ નજદીકના જમીદારો અમદાવાદની નજદીક હોવાથી બાદશાહે તેઓના ગીરાશ ખાલસા કરી તેઓને ગુજરાન જોગો કાંઈ વાંટો કરી આપ્યો. એ ગીરાસ અમદાવાદ શરકારમાં દાખલ કરી બાદશાહે તેના વીરમગામ, ધોલકા, ધંધુકા, વિગેરે મહાલોમાં વિભાગ કરી ત્યાંહાં બાદશાહી થાણાં બેસાડ્યાં. આ મહાલોના જમીદારો ઘણા ખરાને બાદશાહે વાંટીઆ કરી નાંખ્યા હતા તોપણ એ ભાગમાં ગોહેલ અને અણહિલવાડના વખતથી ચાલતા આવેલા ઝાલા અને વાઘેલા જમીદારો હજી પોતાની મ્હોટાઈ અને દરજ્જો રાખી રહ્યા હતા.

જ્યારથી આ દેશના પ્રાચિન ઈતિહાસ વિશેનું આપણને કાંઈ પણ વૃત્તાંત મળી આવેછે ત્યારથી જોઈએ છૈયે તો જણાયછે કે નિતી અને ધર્મની બાબતમાં આ દેશના લોકો દીન બદીન ઊતરતા ગયાછે. ઘણા જુના વખતનું આ દેશનું વૃત્તાંત કાંઈ રહ્યું નથી તોપણ જુનાગઢની પડોશમાં અને હિંદુસ્થાનના બીજા ભાગોમાં ઈ. સ. પેહેલાંની ત્રીજી સદીના અશોકરાજાના કોત્રાવેલા શિલા ઉપર ધર્મ અને કિરતી લેખો છે તે ઉપરથી તથા તે વખતના બૌધ અને જૈન ગ્રંથો ઉપરથી જણાય છે કે તે વખત હિંદુઓ નિતિ અને ધર્મની બાબતમાં ઘણા સારા હતા. હિંદુસ્થાનના ઘણા ખરા ભાગમાં તે વખત લોકો બૌધ ધર્મ પાળતા હતા. ધર્મનું ઉપરી પણું રાજાનું હતું. જુદાજુદા ધર્મના આચાર્યો વચે વાદવિવાદ કરાવતાં તેમાંથી જે સારો ધર્મ માલુમ પડતો તેને રાજા તરફથી પુષ્ટી મળતી હતી, અને તે ધર્મનો પ્રસાર કરવા મ્હોટી તજવીજો ચાલતી હતી. અશોક રાજાના વખતમાં બૌધ ધર્મનો પ્રસાર કરવા જેવી તજવીજો થઈ છે તેવી બીજે કોઈ વખતેજ થઈ નથી. બૌધધર્મના સાધુઓએ ઘણા દુરદુરના દેશોમાં જઈ લાખો માણસને પોતાના ધર્મમાં આણ્યાં છે. લેખોમાં જે રાજાએ ઝાહેર ખબર તરીક પોતાની પ્રજાને કેટલીએક ધર્મ અને નિતિસંબંધી આજ્ઞાઓ કરી છે તે ઉપરથી જણાય છે કે લોકો સુધર્મી અને નિતીવાન થાય તેવું કરવામાં તે વખતના રાજાઓને વિશેષ કા-

છેક અશોક રાજાના વખતથી તે મુસલમાનોના રાજ્યના વખત સુધી જોઈએછ તો સદગુણની બાબતમાં આપણા દેશના લોકો દીન બદીન ઊતરતાજ ગયા છે. જુઓ અણહિલ વાડના રાજ્ય વખતની રીતભાત અને ધર્મનિતી જ્યારે મુસલમાન રાજ્યના વખતની રીત રેવાજ અને ધર્મનિતી સાથે સરખાવીયેંછ ત્યારે તેમાંજ કેવો જુદારો માલુમ પડેછે.

અણહિલવાડના રાજ્યનો વખત પણ સદગુણની બાબતમાં પડતીનો વખત હોવાથી તે વખત લોકોમાં ઊંચા પ્રકારની નીતિનું જોર કમ થઈ ગયું હતું, તોપણ સર્ણાગત ધર્મ, સુરવીતા, ક્ષમા, નિમકહલાલી, રૈયતનું પ્રતિપાલન આદિ ગુણ, વિદ્યાકળા, અને તેવખતની સ્ત્રીઓની સ્થુટ મુસલમાન રાજ્યના વખત કરતાં ઘણે દરજ્જે વિશેષ હતી.

અણહિલવાડના રાજાઓ વિશે જસ્ટીસ ફારબ્સ લખેછે કે તેને મુખ્ય ત્રણ મતલબ હતી. પોતાની રૈયતને પરદેશીના હુમલાથી બચાવવી, પોતાના અંદરના રાજ્યકારભારમાં વ્યવસ્થા રાખવી અને આસપાસ રાજાઓને નમાવી તાબે રાખવા. અણહિલવાડના ખંડિઆ રાજા તેવખત મંડલેશ્વર, એ ખીતાબથી ઓળખાતા હતા. કેટલાએક તાબેદાર પણ જોરાવર અને જુદા રાજ્યના ધણી, જેમકે આબુનો રાજા, ગિરનારનો રાજા અને કોકણનો મલીકારજુન એ મંડલીક એ ખીતાબથી ઓળખાતા. મંડલેશ્વરો પણ પોતાના તાબાની રૈયત સાથે કુટંબના વડા અગર વૃધ તરીક વર્તતા. કાઠિયાવાડના લોકોનો અસલથીજ ચાલતો આવેલો પોતાના રાજા સાથેનો આવો પ્યાર ભરેલો સંબંધ અદ્યાપી કેટલાંએક નાના રાજ્યોમાં ને મુખ્ય કરી કાઠી સંસ્થાનોમાંથી હજી સાવ નાબુદ થયો નથી. આ દેશના લોકો રાજાને આજપણ ધડેરો અગર વૃદ્ધ કરી કેહેછે. વાતચીતમાં તેને બાપુ અગર આપા કરી બોલાવેછે. ધડેરો પોતાની રૈયતને બેટાબેટી તરીક ગણેછે. જ્યારે છોરૂની પેઠે રૈયત રીસાઈ બીજે ગામ જવાનું કરેછે ત્યારે રાજા તેનું મનામણું કરેછે. જુના વખમાં કોઇ રાજાને કોઈ જોરાવર રાજાની ખાતરી કરવા માટે કોઈ માણસ ઓળમાં આપવા જરૂર પડતી તો તે રૈયતને અગર પોતાના કુવરને આપતા. મતલબ તે બને તેને સમાન હતાં. રૈયતની વહુ દીકરીમાં વહુઆરૂ રસ્તે જતાં રાજા સામી મળેછે તો તેણીએ પોતાના સસરા મીસાલે પોતાના રા-

રાજે ચાંપાના વંશના સજ્જનને ગિરનારમાં રાખી સૌરાષ્ટ્રની ત્રણ વર્ષની પેદાશ ત્યાંહાંના દેવળો બંધાવવા અને સમરાવવામાં ખરચી હતી. કુમારપાળ રાજાએ ભાઊ બ્રહસ્પતિનામના પોતાના મ્હોટા વિશ્વાસુને દેવપાટણનાં દેવળ સમરાવવા ઘણી દોલત, પોતાની મોહોર, અને પોતા તરફનો કુલ અખતીઆર આપી મોકલ્યો હતો. હિંદુ દેવળોમાં મોટાં રાજ્યો જેટલો વૈભવ હતો એ દેખાડવામાટે મુસલમાન તવારિખવાળા જે સોમેશ્વરના દેવળનું બયાન આપે છે તેજ બશછે. હિંદુધર્મને રાજ્યનો હજી આટલો બધો આશ્રય છતાં રાજાઓ અજ્ઞાન હોવાથી તેઓને ખરૂં ખોટું શું છે તેની કાંઈ ખબર ન હતી. જે વખત જે ધર્મના મંત્રિ અને સલાહકારો થતા તે વખત તે ધર્મને આશ્રય મળતો અને અન્ય ધર્મના આચાર્યો ઊપર તે વખત જુલમ ગુજરતો હતો. આ વખત સ્ત્રીઓ સારૂ, મ્હોટાઈ સારૂ, અને એવાંજ બીજાં હલકાં કારણોથી રાજાઓમાં એક તરફથી જેમ કુસંપની વૃદ્ધિ થવા માંડી હતી. તેમ બીજીતરફથી તેનો લાભ લેવા તેમના કટા દુશમન મુસલમાન લોકો તાકી રહ્યા હતા.

અણહિલવાડનું રાજ્ય ત્રુટિ મુસલમાન રાજ્ય થયું કે પછી હિંદુ ધર્મ ઊપર કોઈ રાજ્યનું ઊપરી પણું રહ્યું નહીં. વિદ્વાનોને આશ્રય તુટી ગઓ. નાના નાના રાજાઓ તો આવખત મુસલમાનના હુમલાથી પોતાનું રક્ષણ કરવામાં ગીરફતાર હતા. વળી આવી અવ્યવસ્થાને વખત ખેતીવાડી કમ થયાથી અને લશ્કરી ખર્ચ વધી પડ્યાથી ખજાના પણ ભરપુર નહતા. તેથી તેઓ આ બાબત ઊપર ધ્યાંન આપવા અશક્ત હતા એટલુંજ નહીં પણ તેઓ પંડેજ અભણ રેહેવા મંડ્યા હતા, એટલે આવાં કામની ખુબી તેઓ શું શમજે ? આથી કરી વિદ્યાનું જોર ઘણું ઘટી ગયુ. લોકોની અજ્ઞાનતા વધી. આ વખત સુધી, જે પાખંડ મતોને અણહિલવાડના રાજ્ય તરફથી પણ અટકાવ થતો હતો તે સર્વ હવે દુકાનદારોની પેઠે ભોળા લોકોને પોતપોતાનાં ધર્મ સમઝાવી પોતાનાં કાર્ય સાધવા લાગ્યા. લોકોમાં ઘણા વેમોએ ઘર કર્યાં. જાતિ ભેદનું જોર વધી પડ્યું. આ રીતે ઘણી જ્ઞાતિ અને ઘણા ધર્મમાં લોકોનાં નાહાનાં નાહાનાં અને એક બીજાથી વિરૂધ મત અને વિચારનાં ટોળાં થઈ ગયાથી હિંદુપણાનું અભિમાન સાવ જતું રહ્યું. સ્વાભાવે વધારે બીહીકણા અને સ્વાર્થી થયા. ટુંકામાં,

પડેછે. આ દેશના રાજાઓમાં એ સર્વ હદ પાર ગયેલા જોવામાં આવેછે.

સુરવીરતાની બાબતમાં પેહેલાંના રાજપુત ઘણાજ સારા હતા. એ વખતના રાજાઓનાં લશકરમાંથી કોઈ ભાગી આવતો તો તેને સ-જા કરવાનો કાંઈ પણ સખત ધારો ન હોવાથી ઘણીવાર લશકરમાં ભગાં-ણ થતાં તો ભીલ અને અન્ય જાતીના કાંટીઆઓમાં થતાં પણ રાજ-પુતનો દીકરો ભાગી આવવામાં કે દુશમન સામો પાછો પગ ભરવામાં મોટી ગેરત ગણતો હતો. આવી રીતે કોઈ પણ રાજપુત લાજ ખોઈ ભાગી આવતો તો તેનાથી ઉંચું મ્હોકરી પોતાના જાતભાઈઓમાં ચોરા ઉપર બેશી સકાતું નહી. એટલુંજ નહીં, પણ તેના ઘરનાં બૈરાં પણ તેને જે મેંણાં દેતાં તે તેવખત મોત કરતાં પણ તે અધીક ગણતો. આવી ગેર આબરૂને બદલે રાજપુતનો દીકરો મરવું એ વધારે સારૂં માનતો હતો. યુ-દ્ધમાં જય કરી આવ્યાથી જેમ તેને આ લોકોમાં કીર્તિની આશા હતી, તેમ એ પણ તેને વિશ્વાસ હતો કે યુદ્ધમાં મરીશ તો સ્વર્ગ મળશે. જે કોઈ લડાઈમાં મરતો તેનો રાજા તરફથી ઝાહેર જગોએ પાળીઓ ઉ-ભો કરી તેનાં બઈરાં છોકરાંનાં પોષણ માટે અમુક જીવાઈ અગર ગીરાસ કરી આપતા હતા.

રાજા જ્યારે યુદ્ધમાં ચડતા ત્યારે પોતાની ફોજને હિમત આપવા ખાતર અગર ફતે થશે એવી તેઓને ખાતરી થાય માટે અમને અમુક દેવે આ સવારી કરવા આગ્ના આપીછે એવી તેઓ લશકરના લોકોમાં વાતો ચલાવતા હતા. મૂળ રાજ જ્યારે ગ્રહરિપુ ઉપર ગયો ત્યારે તેણે ક-હ્યું હતું કે આ સવારી કરવા હુંને સોમેશ્વર મહાદેવે સ્વપ્નમાં આવી ભળાં-મણ કરીછે. જામ રાવળે કહ્યું હતું કે આશાપુરી માતાએ હુંને સ્વપ્નમાં આવી કહ્યુંછે કે તેં મારા સોગન ખાઈ હમીરસાથે દગો કર્યો માટે તારે ક-ચ્છમાં આશા રાખવી નહીં, પણ તુ સૌરાષ્ટ્રમાં જા ત્યાં હું તુને સાહ્ય થઈશ. કાઠિ લોકોવિશે તેઓના ભાટ કહેછે કે તેઓના સરદાર વાલાજીને સુર્યે સ્વપ્નમાં આવી જામ સાથેના યુદ્ધમાં ફતેહથશે એવી ખાતરી કરી હતી. સુરવીર રાજપુતના દીકરા ચંદન, કસતુરીના અરગરાગ કરી, પીળાં વસ્ત્ર અ-

જાની પણ લાજ કહાડવી પડેછે, પણ દીકરી હોયછે તો તે બેધડક ખુલે મોહે ચાલી જાયછે. રાજાના લગ્ન મર્ણમાં રૈયત પોતાના કુટંબની પેઠે ભાગ લેછે. લગ્ન વખત વધાવાં કરવાં અને મરે ત્યારે સર્વે જણે માથે ધોળાં બાંધી ખરખરો કરવા જવું એ ચાલ આ દેશમાં અદ્યાપી સુધીછે. કેટલાંએક રાજ્યોમાં હાલમાં આ સંબંધ રાજાની ભ્રષ્ટ ચાલથી પ્યારને બદલે જુલમાત ભરેલો થઈ પડયોછે. તોપણ તેનો અસલ દેખાવ ઘણોજ આનંદયુકત હતો.

સર્ણાગત ધર્મ અસલથી આ દેશામાં વિશેષ કરી જોવામાં આવેછે. સરણે આવેલાને હરેક સંકટ અને જોખમ સહન કરીને પણ બચાવવો એ આ દેશના રાજા અસલથીજ પોતાની પવિત્ર ફરજ શમજેછે. માણસ તો શું પણ સસલાજેવા પશુ સારૂ પણ ચબાડ લોકોના આશ્રિત સોઢા પરમારે અને ચુડાસમાના આશ્રિત ગોહેલોએ પોતાના ઉપરીઓ સામા કેવા મુકાબલા કર્યા હતા. જટ લોકોને બચાવવા મૂળીના પરમારોએ પોતાને માથે મોટું વેર લીધુ હતું. ઓખાના રાજાએ બાદશાહી વેરનું જોખમ સહન કરી મુજફ્ફરને ન સોંપ્યો ને કચ્છના રાજાએ ડરથી અને લાલચથી તેને બાદશાહી કાંપમાં સોપી દીધો તેથી આ દેશના ભાટ કચ્છના રાજાની ઘણી નીંદા કરેછે, ને ઓખાના રાજાનાં વખાણ કરેછે. હર કોઈ બારવટીઓ કીંવા અપરાધી હજારો ગુન્હા કરીને પણ પોતાના રાજાના પગમાં હથીયાર મુંકી આવી નમતો તો તેને ક્ષમા મળ્યા વગર રહેતીજ નહીં. ટેક સારૂ પણ આ દેશના રાજાઓએ મોટાં મોટાં વેર માથે લીધાં છે. નોંઘણે કેટલી એક વાત સારૂ પ્રતીગ્નાઓ લીધી હતી તેમાંની એક પણ જ્યારે તેનાથી પાર નપડી અને આખરનો દીવશ આવી પહોચ્યો ત્યારે તે કામ પાર પાડવા તેણે પોતાના છોકરાઓને ભલામણ કરી હતી. તેઓમાંના ખેંગારે એ સારૂ કરી સિધરાજ સાથે મ્હોટું વેર ઊભું કર્યું હતું. કેશર મકવાણાને પણ સિંધના સુમરા રાજા સાથે એવાજ કારણથી વેર થયું હતું.

સર્ણાગત ધર્મ, ક્ષમા, અને ટેક એ સર્વ ગુણ કેટલીક હદ સુધી ઘણા સારા છે, પણ તે હદપાર વધી ગયા તો, ઉલટા નુંકસાન કારક થઈ

મીચી મેહેચરા માતા એ મૂળમાં ચારણ સ્ત્રીઓની પુજા છે. તેને રાજપુતો પાડા બકરાં વગેરે ચડાવેછે, અને તેમના પુજારી ભુવા લોકો ધુણી જે દેવીઓના ઈરાદા સમઝાવેછે તેને તેઓ ઘણું માને છે. ભાટ ચારણના શરીરને રાજપુત લોકો ઘણું પવિત્ર ગણેછે. લડાઈને વખત સામસામા પક્ષના સંદેસા લઈ જવાનું અને વષ્ટિનું કામ હમેશાં તે લોકો ચલાવેછે. તેમના શરીરને ઈજા કરવામાં બને પક્ષના રાજપુતલોકો મ્હોટું પાપ અને ગેર આબરૂ સમજેછે. છેક હમણાના વખતસુધી દસ્તાવેજ અથવા કોઈ પણ જાતનો કરાર પળાવવામાટે રાજાઓ ભાટ ચારણને જમાન આપતા હતા.

રાસમાળામાં જસટીસ ફારબસ કહેછે કે રાજા જ્યારે પોતાના ટીલાત કુવરની સાથે પોતાના સામતો વચે સભામાં બીરાજતો તેવખત વાણીયા મંત્રેશ્વરો લખવા વીગેરે રાજ્ય કામ ચલાવતા. જૈન અગર બ્રાહ્મણ પંડીતો પોતાના ગ્રંથોમાંથી શાસ્ત્રના મત સમઝાવી મોટી તકરારનાં સમાધાન કરતા. ઘણી વખતે તો કેટલીએક કઠણ તકરારોનો ખુલાસો જ્યારે કોઈ કરી ન શકતું ત્યારે ડાહી નાયકાઓ આવી કરતી. ભાટ લોકો જેઓ અર્ધા લડવૈયા ગણાતા હતા અને જેઓની દેશ પરદેશમાં ફર્યાથી વાકેફગારી વિશેષ હતી તેઓ સભામાં બેશી ભારથ અને રામાયણની વાતો સંભળાવતા અને કોઈ કોઈવાર પરદેશની ખુબ સુરત કન્યાઓનાં હદપાર વખાણ કરી રાજાનું મન તે તરફ ખેંચી નવાકજીઆ અને લડાઈયો ઉસકેરતા. દરેક રાજ્યમાં ભાટ લોકોનું ઘણુજ માન હતું. જનાનખાનામાં જવાની પણ તેઓને છુટ હતી. લડાઈને વખત તેઓ યુદ્ધમાં સાથે જતા અને સુરવીરતાના ગીતગાઈ લડવીયાઓને સુરાતન ચડાવતા હતા.

ભાટ લોકોને મ્હોડેથી હરકોઈ દેશની ખુબ સુરત સ્ત્રી વિશે રાજા સાંભળતા કે તુરત તેનું તેને પોતાના જનાનખાનામાં દાખલ કરવા મન ખેંચાતું. તે મતલબ પાર પડ્યા સુધી તેહેને ચેહેન પડતું નહી. એવું છતાં તે વખતના રાજા પોતાનો બધો વખત કાંઈ જનાનખાનામાં ગુજારતા નહતા. રાત્રીએ તેઓ એકલા હાથમાં તરવાર લઈ વેસ બદલી વિરચર્યામાટે નિકળતા. વખતે તેઓ પોતાસાથે એક પાણીની ઝારી વાળાને રાખં-

ને પુષ્પના હાર પેહેરી ઘોડા ઉપર બેશી દાન પુન્ય કરતા અને ખુશી થતા રણસંગ્રામમાં જવા નીસરતા ત્યારે પ્રથમ પોતાની મા અને સ્ત્રી પાશે રજા માગવા જતા. તે વખત તેઓ તેને નાહિંમત કરવાને બદલે મા તેને ભલામણ કરતી કે પુત્ર એ કુળને લંછન લાગે, તેમ સ્ત્રી કેહતી કે સારાં સુકન અને સુ સુરત જોઈને રણમાં પધારજો.

અણહિલવાડના રાજાઓના સૈન્યમાં ભટ, મહાભટ, ભટરાજ, અને સામત એ રાજપુત સરદારોના ખીતાબ હતા. અણહિલવાડ રાજા તરફથી તેમના સગા વાઘેલા કે ઝાલાવગર બીજા કોઈને નોકરી બદલે ગામો મળ્યાં જાણ્યાં નથી. સર્વને તેજુરીમાંથી પગાર મળતા. લશકરી હોદા એકલા રાજપુતોનેજ મળતા એમ કાંઈ નહતું. વાણીઆ લોકો પણ મંત્રેશ્વરના હોદાની સાથે ઘણી વાર લશકરના ઉપરી તરીક નીમાતા હતા. તેઓમાં સુરવિરતાનો જોસ રાજપુતો જેવો નહતો તોપણ કળાં કૌશલ્યમાં અને સમાધાન રાખવામાં તેઓ વધારે બુદ્ધીવાન ગણાતા. વણરાજનો દોસ્ત ચાંપો, અને તેનો દીકરો સજ્જન, જયસિંહનો નોકર મુંજલ, કુમારપાળના વખતનો ઉદાયન અને વિરધ્વલના વખતના વસ્તુપાલ અને તેજપાલ સર્વ વાણીયા જાતીના હતા.

ભીમ દેવનો વાણીઓ મંત્રિ વિમળશાહ રાજાના ગુસ્સાહથી બીહી આબુના રાજાને ત્યાહાં જઈ રહ્યો હતો તેવામાં જ્યારે માળવાના રાજાએ ગુજરાતમાં સવારી કરી ત્યારે ભીમદેવે એ સમય સુચક અને બુદ્ધિવાન મંત્રીને બોલાવવા પોતાના મંત્રિને ચંદ્રાવતી નગરી મો કલ્યો હતો. વિરધ્વલના બે મંત્રિઓમાં વસ્તુપાલ જેમ રાજ્ય કૌસલ્યમાં ઘણો પ્રવિણ હતો, તેમ તેજપાલ યુદ્ધના કામમાં સારો હતો. તેજપાલને વાઘેલા રાજાયે જ્યારે સેનાધીપતીની પદવી સોંપી ત્યારે તે કોઈ પણ રીતે નાલાયક નીવડ્યો નહતો.

હિંદુ રાજાઓની દરબારમાં અસલથીજ ભાટચારણ લોકોનું ઘણું માન જોવામાં આવેછે. ભાટલોકોની કાણીઓમાંથી ચારણ સ્ત્રીઓના ચમતકારના દાખલા ઘણા મળી આવેછે. ચારણ સ્ત્રીઓને તેઓ દેવી કરી માને છે ને તેઓના શ્રાપથી ઘણા ડરેછે. ખોડીયાર, મામેચી, બાત્રાડ, આવડ, નાગાઈ અને જસદીસ ફારબસના લખવા મુજબ ના-

કેટલી એક રીતે જુના વખતમાં સારૂં ગણાતું હતું. પણ પછી તો ફક્ત સિરસ્તા સારૂજ પોતાના પતી વાંસે પરાણે બળી મરવું એ ચાલ ઘણોજ ધીઃકાર પાત્ર અને કમકમાટ ભરેલો હતો. પ્રથમ હળવદની સર્વ મોચ્ચણો પોતાના પતિ સાથે સતી થતી. આંહી તેઓને તેમ કરવાની કાંઈ ઉપર કહ્યા મુજબ જરૂર નહતી.

જુના વખતના લોકોમાં સુકન વિશે પણ અતી આસ્થા હતી રૂપસુંદરી પોતાના મેહેલમાં બેઠી પોતાના પતિજયશિખરને વારંવાર કેહેવરાવકે સારાં સુકન જોયા વગર રણમાં પધારતા નહીં. રાણકદેવડી પોતાનામેહેલ આગળ જ્યારે ઉતરી ત્યારે મેહેલમાં પેસતાં તેને ઠોકર વાગીલોહી નીકળ્યું. તે ખવત તેણીએ નીસાસો મુકી પોતાની સાથે ખેંગારનો ભાણેજ હતો તેને કહ્યું ભાઈ સુકન અતિ માઠાં થયાં. સુકનને વેંમે ગારીયાધરવાળા બેશી રહ્યા અને ઉમરાળાવાળા સિહોરના ધણી થઈ પડ્યા. આજ પણ હજી કાંઠીઆ લોકોમાં સુકનવિશે થોડી આસ્થા નથી. હેરેક બારવટીઓ પોતાની સાથેના સુકનાવળી લોકોની સલાહથી લડાઈ કજીઆ અગર લુટના ફેરા કરે છે.

આ સર્વ ઉપરથી જણાશે કે જુના વખતના હિંદુ રાજાઓમાં કેટલાએક વેહેમોની સાથે કેટલા એક ઘણા સારા ધારા હતા. અને લોકો પણ આજ કરતાં વધારે સદગુણી હતા. તે સર્વમાં ઘટારો થઈ દીનબદીન જેમ વેંમનું અને બીહકણા સ્વાભાવનું જોર વધતું ગયું તેમ તેનીસાથે કેટલાએક ખરાબ રસમો દાખલ થયાં તેનું મુખ્ય કારણ મુસલમાન લોકોનું રાજ્ય હતું. આ વખતમાં હિંદુઓએ જુલમ વગર બીજું કાંઈ જોયુંજ નથી. હિંદુ ધર્મના મુસલમાન લોકો કટા દુશમન હતા. મુસલમાન રાજ્યમાં હિંદુઓ ઉપર જે જુલમ થયો છે તે વિશે મિરાતે એહેમદીનો કરતા કેટલોએક સારો એહવાલ આપે છે. તે લખે છે કે સુલતાન અહમદ ગુજરાતીના વખ્તમાં બધા જમીંદારોએ બલવો અને તોફાન ઉઠાવ્યું હતું. માટે તેઓને બાદશાહે શજા કરી તેઓના રાજ્યમાંથી હાંકી કાઢ્યા અને તેની અવજી દેશમાં બાદશાહી થાણાં બેસાડ્યાં. જમીંદારો પોતાનો સર્વ ગીરાસ ગયો જોઈ નીરાશ થયાને ટોળેટોળાં મળી રસ્તાઓમાં અને પરગણાંમાં લુટફાટ કરવા લાગા. અવ્યવસ્થા વધી પડી, એ-

તા. આવી રીતે ફરી પોતાની રઈઅતનું દુઃખસુખ અને તેના ખાનગી વીચારો જાણવા તે વખતના રાજા વધારે કાળજી રાખતા. સીદ્ધરાજ વિશે આવા દાખલા ઘણાજ મળી આવશે. દ્વિયાશ્રયમાં કેહેછે કે રાતને વખત એ રાજા કોઈ માણસના દુઃખ વિશે વાકફ થઈ સહવારે જ્યારે તેને તેડાવી કેહેતો કે તારે આટલું દુઃખ છે, ત્યારે લોકો માનતા કે તેનો દેવની પેઠે મનની વાત જાણે છે. એકવાર કર્ણમેરૂપ્રસાદ નામને સ્થળે નાટકમાં સિદ્ધરાજ વેશ બદલી ગયો હતો,ત્યાહાં તે એક વાણીયાની જોડે જઈ ઉભો. વાણીઓ, ખેંગાર અને યશોધર્મનામદ ઉતારનાર આ પાટણ રાજાના ખભા ઉપર ટેકીને નાટકની ખુબીથી મગ્ન થતો, તેના હાથમાંથી બીડી લેતો હતો. તે વીશે વલતે રોજ જ્યારે રાજાયેં તેને સભામાં તેડાવી પુછ્યું ત્યારે તે વાણીયો પોતાના રાતના દોસ્તને તખ્ત ઉપર બેઠેલો જોઈ ભયભીત થયો હતો.

રાજાની સ્ત્રીઓને આ વખત જેમ વિશેષ છુટહતી તેમ તે રાજ્ય કામમાં પોતાની બુદ્ધિ અને ચાતુર્યતાની મદદ આપવા હમેશાં તતપર રેહેતી. રાસમાળનો કરતા કેહેછે કે રાજપુત સ્ત્રી સ્વયંવર મંડપમાં જેમ તે બધા રાજાઓમાંથી પોતાના પ્યારાને પસંદ કરતી જોવામાં, આવતી, તેમ લગ્ન શાળામાં તે પોતાના સ્વામિની જોડે રતીની પેઠે સોભતી. માનવતી માતા તરીક બાળપણમાં તે પોતાના કુંવરને રાજ્ય કારભારમાં મદદ આપતી અને મ્હોટપણે સારી સલાહ દેતી. દયાધર્મના કામમાં રાજપુત સ્ત્રીયો પોતાવાદે ઘણીવાર ધણીનું ચાલવા દેતી નહીં. પણ અફસોસ ! જ્યારે પતિ મરતો ત્યારે તે એક ઘણાજ ભયંકર દેખાવમાં જોવામાં આવતી. જ્યારે તે પોતાની જોસ ભરેલી આંખોથી પોતાના સ્વામિનુ સબ ખોળામાં લઈ ચીતા ઉપર ચહડતી, તે વખત જે શિંગડાના ભયંકર નાદ અને વેમી લોકોના કીકીયારાથી તેના કોમળ કાનોઉપર અસરથતી અને જરા પછી સીતામાંથી ભડકો ઉઠી જ્યારે કાળા ધુમાડાનો ગોટ આકાશમાં ફેલાઈ જતો, તે વખત જાણે એમજ લાગતું હોય નહીં કે આ કાળો ધુંમાડો સ્વર્ગથી લોકોના આ નીચેના ગુન્હાઓને છુપાડે છે. પતિવૃતા ધર્મથી પોતાના સ્વામિના મરણ પછી કોઈ બીજા જુલમગારના હાથમાં જવા કરતાં રાણક દેવી અને રાણજી ગોહેલની સ્ત્રીની પેઠે આવી રીતે પ્રાણ ત્યાગ કરવો એ

કેટલી એક રીતે જુના વખતમાં સારૂં ગણાતું હતું. પણ પછી તો ફક્ત સિરસ્તા સારૂજ પોતાના પતી વાંસે પરાણે બળી મરવું એ ચાલ ઘણોજ ધીઃકાર પાત્ર અને કમકમાટ ભરેલો હતો. પ્રથમ હળવદની સર્વ મોચ્ચણો પોતાના પતિ સાથે સતી થતી. આંહી તેઓને તેમ કરવાની કાંઈ ઉપર કહ્યા મુજબ જરૂર નહતી.

જુના વખતના લોકોમાં સુકન વિશે પણ અતી આસ્થા હતી રૂપ સુંદરી પોતાના મેહેલમાં બેઠી પોતાના પતિજયશિખરને વારંવાર કેહેવરાવકે સારાં સુકન જોયા વગર રણમાં પધારતા નહીં. રાણકદેવડી પોતાના-મેહેલ આગળ જ્યારે ઉતરી ત્યારે મેહેલમાં પેસતાં તેને ઠોકર વાગીલોહી નીકળ્યું. તે ખવત તેણીએ નીસાસો મુકી પોતાની સાથે ખેંગારનો ભાણેજ હતો તેને કહ્યું ભાઈ સુકન અતિ માઠાં થયાં. સુકનને વેંમે ગારીયાધરવાળા બેશી રહ્યા અને ઉમરાળાવાળા સિહોરના ધણી થઈ પડ્યા. આજ પણ હજી કાંઠીઆ લોકોમાં સુકનવિશે થોડી આસ્થા નથી. કેટલેક બારવટીઓ પોતાની સાથેના સુકનાવળી લોકોની સલાહથી લડાઈ કજીઆ અગર લુટના ફેરા કરે છે.

આ સર્વ ઉપરથી જણાશે કે જુના વખતના હિંદુ રાજાઓમાં કેટલાએક વેહેમોની સાથે કેટલા એક ઘણા સારા ધારા હતા. અને લોકો પણ આજ કરતાં વધારે સદગુણી હતા. તે સર્વમાં ઘટારો થઈ દીનબદીન જેમ વેંમનું અને બીહકણા સ્વાભાવનું જોર વધતું ગયું તેમ તેનીસાથે કેટલાએક ખરાબ રસમો દાખલ થયાં તેનું મુખ્ય કારણ મુસલમાન લોકોનું રાજ્ય હતું. આ વખતમાં હિંદુઓએ જુલમ વગર બીજું કાંઈ જોયુંજ નથી. હિંદુ ધર્મના મુસલમાન લોકો કટા દુશમન હતા. મુસલમાન રાજ્યમાં હિંદુઓ ઉપર જે જુલમ થયો છે તે વિશે મિરાતે એહેમદીનો કરતા કેટલોએક સારો એહવાલ આપે છે. તે લખે છે કે સુલતાન અહમદ ગુજરાતીના વખતમાં બધા જમીંદારોએ બલવો અને તોફાન ઉઠાવ્યું હતું. માટે તેઓને બાદશાહે શજા કરી તેઓના રાજ્યમાંથી હાંકી કાઢ્યા અને તેની અવજી દેશમાં બાદશાહી થાણાં બેસાડ્યાં. જમીંદારો પોતાનો સર્વ ગીરાસ ગયો જોઈ નીરાશ થયાને ટોળેટોળાં મળી રસ્તાઓમાં અને પરગણાંમાં લુટફાટ કરવા લાગા. અવ્યવસ્થા વધી પડી, એ-

તી વાડી કમ થઈ, અને રઈઅત અતી દુઃખી થવા લાગી. બાદશાહી અ-મલદારોમાંથી કેટલાએક જેનું કાંમ દુર અંદેશે વિચાર આપવાનું હતું તેઓએ આ ખરાબીનો અંત્ય આણવાની મતલબથી જમીદારો હવે સામા ન થાય તેવા તેઓ પાસેથી જમાન લઈ તેઓને પાછા તેડાવ્યા. તેઓના ગીરાસમાંથી તેઓને ચોથો હીસો ગુજરાન માટે આપી, તેનું વાંટાની જમીન એવું નામ પાડ્યું. બાકીના ત્રણ ભાગ ખા-લસા કરી બાદશાહી જમીન સાથે જોડી દીધા. તે તલપદની જમી-ન એનામથી ઓળખાવા લાગી. આ લોકો પાશેથી પોતાના ગામની ચોકી ચાકરી અને જરૂર પડે બાદશાહી નોકરીમાં માણસોથી હાજર થવા બાબતનાં દસ્તાવેજ માગ્યાં. રાજપુતોને તેમ કર્યા વગર કાંઈ બીજો ઈલા-જ નહતો તેથી તેઓ તે પ્રમાંણે કરી આપી બાદશાહની હજુરમાં સલા-મ સારૂ આવ્યા. આ વેળા તેઓએ નજરાના તરીક પોતાના ગીરા-સ ઉપર દરસાલ બાદશાહને સલામીની બાબત આપવાનાં દસ્તાવે-જ કરી આપ્યા. કેટલાએક જમીંદારો વટલી મુસલમાનો થયા તેથી દીનને ઉત્તેજન આપવા ખાતર બાદશાહે તેઓનો ગીરાસ તેઓને સુવાંગ રેવા દીધો. અને તેઓ પાશેથી દરશાલ પેશકશી લેવાનો ઠરાવ થયો. એ ઠરાવની સાથે તેઓ પાશેથી પણ પોતાનાં ગામોની ચોકી ચાકરી ક-રવી અને જરૂર પડે બાદશાહી નોકરીમાં હાજર થવું એ મતલબનાં દસ્તા વેજો લેવાયાં. કેટલાએક જમીદારો કે જેઓને બાદશાહી ફોજ હજી જીતી શકી નહતી તેઓ પાશેથી પણ મુસલમાન જમીદારોની પેઠે પેશકશી લેવા ઠરાવ થયો. આ રીતે મુલકમાં સલામી અને પેશકશીની બાબતો દા-ખલ થઈ. મુસલમાન તવારિખો ઉપરથી જણાય છે કે આ બાબતો જમીદારોની પડોસમાં જોરાવર લશકર લઈ ગયા વગર વશુલ થઈ શક્તી નહીં. દરસાલ પેશકશી ઉઘરાવવા બાદશાહી લશ્કર જમીદારોના મુલ-કમાં ફરવા નીકળતું હતું.

ભાટ લોકોની કાંહાણીઓમાંથી પણ આ વખત વિશેનું કેટલું એક સારૂં વૃત્તાંત મળી આવેછે. તેઓની કાહાણીઓ અને વારતા-ઓમાથી જણાયછે કે આ વખત કેટલાએક રાજપુતોએ ગીરાસસારૂ કરી ઈસ્લામનો ધર્મ કબુલ કર્યો. કેટલાએક જુની ટેક મુકી પોતાની

દીકરીઓ બાદશાહને પરણાવી. કેટલાએક કાયર થઈ ખેતીવાડીને ધંધે વળગ્યા. પણ કેટલાએક કે જેના મગજમાં હજી જુનો રાજપુતપણાનો પવન ઘુમતો હતો તેઓથી જ્યારે આમાનું કાંઈ અપમાન સહી શકાયું નહીં ત્યારે તેઓએ ઘરબાર મુકી પહાડ અને જંગલમાં જઈ નિવાસ કર્યો. અને પૃથ્વિનું પાથરણું અને શમશેહેરનું શરાણું કરી કેટલાએક વર્ષોનાં વર્ષો રતી જગા કરી પોતાના જુલમગાર સાથે વેર જારી રાખ્યું. તેમાંથી કેટલાએક કાયર થઈ પોતાના ગીરાસમાંથી થોડું લેવું કબુલ કરી ઘેર આવ્યા પણ જેઓએ એટલાની પણ પરવા ન રાખી તો છેવટ જ્યારે તેમના જુલમગારોની આખર થઈ અકબરશાહ જેવા સારા રાજાનો અમલ થયો ત્યારે તેઓને પોતાના સુવાંગ રાજ્ય પાછાં મળ્યાં.

ઘણુંકરી આ જુલુમનાજ વખતમાં હિંદુઓમાં કેટલાએક ખરાબ રશમો દાખલ થયાછે. આ વખતથી સ્ત્રીઓની સ્વયંવરમાં ઝાહેરાતમાં આવી ભેળા થએલા ઉમેદવારોમાંથી પોતાના પ્યારાને પસંદ કરવાની સ્વતંત્રતા જતી રહી. અને ઓઝલના પડદામાં અને લાજના ઘુમટામાં આખું શરીર છપાડી તેઓને છેલ ખુણે બેશી રેવાની ફરજ પડી. તેથી કરી તેઓની અજ્ઞાનતા વધી અને હજારો વેમોએ તેઓના હૃદય ઉપર મજબુત ઘર કીધું. તેમના હાથ તળે ઊછરેલાં બચ્ચાંના કોમળ હૃદય ઊપર પણ તેમના વેહેમો સ્વાભાવિકપણે અસર કરવા લાગા. આ વખતથી હિંદુઓનો જુનો સુરવીરતાનો જોસ જતો રહો. તેઓમાં બીહીકણ અને સ્વાર્થી સ્વાભાવ વધતો ગયો. દેશાટન ફરવાનો ચાલ બંધ પડ્યો. જાતીભેદ અને બીજા ધર્મ સંબંધી શખત અને વહેમ ભરેલા ધારાઓએ તેઓમાં મજબુત મૂળ નાખ્યાં. ટુંકામાં તેઓ છેવટ ઘણીજ દયા આણવા જોગ હાલતમાં આવી પડ્યા.૧

જુના વખતમાં સૌરાષ્ટ્રના લોકો કળા કૌશલ્યમાં કેવા હતા તે વિશેનો તે વખતનો કોઈપણું અમુક ગ્રંથ ન હોવાથી કાંઈ કહી શકાતું નથી તથાપી શિલ્પશાસ્ત્રમાં તેઓ ઘણાજ સારા હતા તેનાં પ્રમાણ તરીક સૌરાષ્ટ્રમાં ગિરનાર, શત્રુંજય, પ્રભાસ પાટણ વિગેરે સ્થળે જૈન તથા શિવધર્મના ઘણા દેવળો છે. તે દેવળોમાં આ દેશના પ્રાચીન કારીગરોના ઘણા સારા નમુના છે.

# વધારો નંબર. ૧ લો.

## જાણવા જોગ બનાવોના વખતનું ટીપણું.

ઈ૦ સ૦ ની પેહેલાં

જાદવાસ્થળી .. .. .. .. આશરે ૧૨૦૦ થી ૧૦૦૦

મગધના ચંદ્રગુપ્તનો વખત .. .. .. .. ૩૧૨

અશોક રાજા .. .. .. .. .. .. ..

પુષ્ય મિત્રને હાથે મોરી વંશના રાજ્યની આખર .. .. .. .. .... } ૧૭૫

શકરાજા કનીસ્ક અગર કનકસેન

અર્વાચીન સોધકોને મતે .. ૨૦૦ અને ૩૩ દરમીયાન

ઈ૦ સ૦ ની પછી.

ભાટલોકોના મત પ્રમાણે ૧૪૫

શકરાજાઓ .. .. .. .. .. .. ૭૮ થી ૩૭૬

ગુપ્ત રાજાઓનો સૌરાષ્ટ્રમાં અમલ .. .. .. .. .. ..

વલ્લાભિ નગરના રાજા (તામ્રપટ ઉપરથી). આસરે - ૩૭૮ થી ૪૨૩

શિલ્લાદિત્ય .. .. (શત્રુંજય મ્હાત્મ્ય ઉપરથી) ૪૨૦

વલ્લભિના રાજ્યની આખર .. .. આસરે ૭૦૦

ધુમલીનો પાયો .. .. .. .. .. .. „ .. .. ..

પ્રભાસમાંથી ચૌરાલોકોનું પંચાસર જવું .... „ .. .. ..

વળામાં વાળા રજપુતોની સ્થાપના ...... „ .. .. ..

અણહિલવાડ પાટણનો પાયો .......... ૭૪૬

સોલંકી વંશની અણહિલવાડમાં સ્થાપના .. .. ૯૪૨

વંથલીના ગ્રહરીપુ અને લાખાનું મોત (આટકોટના પાવળીયા ઉપરથી) } .. .. ૯૭૯

નોંઘણ પેહેલો ગાદી નસીન થયો .. (રાણીમગા લોકોના ચોપડામાંથી) } .. .. ૯૯૨

મહમુદ ગિજનવીની સોમનાથ ઉપર સવારી .. .. ૧૦૩૦

ઝાલાઓની પાટડીમાં સ્થાપના .. .. } અગ્યારમી સદીની આખરમાં

| | |
|---|---|
| સિદ્ધરાજ્યની ખેંગાર ઉપર સવારી.. .. | બારમી સદીના પ્રારંભમાં |
| ગોહેલનું ખેરગઢથી પ્રથમ પેહેલું આવવું .. .. | ૧૧૮૦ |
| રાઠોડની ઓખા અને નાઘેરમાં સ્થાપના. આસરે | ૧૨૦૦ |
| કુતબદીને અણહિલવાડ લીધું .. .. .. .. | ૧૨૦૫ |
| માગરોળમાં ભાણ જેઠવે કન્યાદાન દીધાં .. .. | ૧૨૦૮ |
| અણહિલવાડના છેલા સોલકી રાજા ભીમનું મોત | ૧૨૧૫ |
| વિરધ્વલ વાઘેલો અને વસ્તુપાલ તેજપાળ .. .. .. .. | .. |
| પરમારોની મૂળીમાં સ્થાપના .. .. .. .. .. .. .. | .. |
| અરજુન દેવ વાઘેલો .. (પ્રભાસના લેખમાંથી) | ૧૨૬૪ |
| સારગદેવ .. .. .. (આબુના લેખમાંથી) | ૧૨૯૪ |
| અણહિલવાડના હિંદુ રાજ્યની આખર .. .. | ૧૨૯૬ |
| સૈદ લોકોએ માંગરોળ લીધું .. .. .. .. | ૧૩૧૬ |
| વલાના વાળાના રાજ્યની આખર .. .. .. .. .. | .. |
| મહમદ તઘલખની પીરમ અને જુનાગઢ ઉપર સવારી .. | .. |
| કાઠીઓનું પ્રથમ પેહેલું પાવરથી આવવું .. . .. .. | .. |
| ધુમલીનો નાશ અને જેઠવાની રાણપરમાં સ્થાપના .. .. | .. |
| હમીરગોહેલ અને વેગડાનું સોમનાથના રક્ષણમાં મોત. .. | .. |
| કાઠીલોકોનું પાવરથી બીજીવાર આવવું. .. .. .. .. | .. |
| મુજફરની પ્રભાસમાં સવારી. .. .. .. .. | ૧૪૦૧ |
| અમદશાહની ગિરનારના ખેંગાર (મહીપાલ) ઉપર સવારી .. | ૧૪૧૪-૫ |
| ઝાલાઓ હળવદ આવ્યા. .. .. .. .. | ૧૪૪૬ |
| સારંગજીની ઉમરાળામાં સ્થાપના. .. .. .. .. .. | .. |
| પરમારોનો જટલોકોને આશ્રય. .. .. .. : .. | .. |
| મહમદ બેગડાની મંડલીક ઉપર સવારી. પેહેલી. | ૧૪૬૬-૭ |
| ” ” બીજી | ૧૪૭૨-૩ |
| શહાજાદા ખલીલની જુનાગઢમાં નેમણુક. .. .. | ૧૪૮૭ |
| સરવૈયાને બાદશાહ તરફથી અમરેલીની જાગીરગળી | ૧૪૯૪ |

આંગુજી કુંદણીથી જાંબુ આવ્યા. .. . .. ૧૪૯૭

પોર્ટુગીસ લોકોએ દીવ લીધું. .. .. .. .. ૧૫૩૪

રાણપરમાંથી જેઠવાના રાજ્યની આખર. .. .. .. .

નવા નગરનો પાયો. .. . .. .. .... ૧૫૪૩

ગુજરાતની બાદશાહીની આખર. .. .. .. ૧૫૭૨

શીહોરમાં ગોહેલોની સ્થાપના. .. .. : .. ..

મુજફરનું બાદશાહ પાસેથી ભાગવું. .. .. ૧૫૮૦

તેને જામ તથા લોમા ખુમાણનો આશ્રય. .. .. ૧૫૮૪-૫

ભુચરમોરીની લડાઈ. .. .. .. .. .. ૧૫૯૦

અકબરની ફોજે જુનાગઢ લીધું. .. .. .. ૧૫૯૧

અકબરશાહા મરણ પામ્યા. .. .. .. .: ૧૬૦૫

## વધારો નંબર ૨ જો.

# વંશાવળીઓ ઈ. સ. ૧૬૦૦ સુધી

### વાળા રાજપુત.

વાળાઓની હુંને બે વંશાવળી મળીછે. એક રાજેશ્રી મંગળજી બુચની મોકલેલી મજમુદાર મણીશંકર પાસેથી અને બીજી જસદણ તાબાના ભાટ પબા ગોવીંદ અને હરસુર રેણુકાપાસેથી. એમાંની કોઈ પણ વિશ્વાસલાયક નથી. માટે તેમાનો થોડોએક ભાગ કે જેના ખરાપણ વિશે હુંને બીજી જગોએથી કાંઈ આધાર મળ્યોછે તેટલો આ જગે લઈ બાકીનો હાલ છોડી દઉં છઉં. આ વંશનો પેહેલો રાજા એભલ થયો, જેણે મેવાડથી આવી વળામાં પોતાનું રાજ્ય સ્થાપ્યું. એ એભલથી ૬ ઠી પેહેડીએ કાઠીના ભાટ બીજો એભલ થયો કેહેછે.

એભલ.... { કોળી લોકો પાસેથી તળાજા લીધું. મ્હોટા એભલથી ૬ ઠો પુરૂષ
|
સુરાજી.
|
એભલ. ૨ જો. કાળા ચારણનો કોઢ મટાડયો.
|
અણો.
|
એભલ. ૩ જો. તને રાણજી ગોહેલમાંથી વળાનું રાજ લીધુ.
|
શેલાઈત. રાહા ગારીયાની કન્યા શોનબાઈને પરણ્યો.
|
માન.

| ઉગો | જસ | નાગ | વણાર | કહાનો | પીઠવો. | વાસ | વેરાવળ | બાળવણ |
|---|---|---|---|---|---|---|---|---|
| ઝાંઝમેરા અને ભાદ્રોડાવાળા | જસદણ વાળા | ચાંપા પાખી | વોસજી ઢાંક. — ચાંપરાજજી ઢાંક, વાળોજી કાઠીમળાપાવર; અમરસિંહજી ધાંતરવડ. | વાળાકોળી | બોરીચા અને શાખવાળા | વાગ્રોશીયા આહેર. | શખાયતકાઠિની ત્રણ શાખા [પરજ.] | અસુરાચારણ |

ઉગા વિશે ભાટલોકો કેહેછે કે જુનાગઢના રાહાકવાટને ભાદ્રેશર ( ભાદ્રોડ ) ના મેઘાણંદ ચાવડાએ કેદ કરેલો હતો તેને તેણે છોડાવ્યો.

ઝાંઝમેરનો કીલ્લો ઉગાના વંશના ઝાંઝરશીએ બંધાવ્યો કેહેવાયછે.

## ગિરનારના ચુડાસમા રાજા.

નોંઘણ. ઈ. સ. ૯૯૨ માં આહેરોની મદદથી ગાદી નશીન થયો.
|
મંડલીક — મહમુદ ગિજનવી પછવાડે ફોજ લઈ ગયેલો.
|
આલગસિંહ
|
ધનેસ
|
નોંઘણ ૨ જો.

રાયઘણ | સેરસિંહ અગર સમરસિંહ | ચુડચંદ્ર | ખેંગાર ૦ } સિદ્ધરાજે માર્યો

ચુડચંદ્ર
એના વંશમાં
મંડલીક — નિમનાથનું દેવળ સુવર્ણથી જડાવ્યું.
|
નોંઘણ
|
મહિપાળ. ( રાહા કવાત ) ભોજકને આશ્રય આપનાર.
|

ખેંગાર ( શાહા ગારીઓ ). ગ્રેજકનો જમાઈ.

|

જયસિંહ } આ રાજા તથા તે પેહેલાનો ખેંગાર પૃથીરાજની લડાઈમાં હતા

|

મોકલસિંહ

|

મેલગ.

|

ખેંગાર (માહિપાળ) અગર જયસિંહ. } અમદશાહા સાથે લડાઈ સંવત.૧૪૭૦

|

મંડલીક. છેલ્લો રાજા. મહમદ બેગડે પદભ્રષ્ટ કર્યો. સંવત ૧૫૩૨.

ઉગા વિશે ભાટલોકો કેહેછે કે જુનાગઢના રાહાકવાટને ભાદ્રેશર ( ભાદ્રોડ ) ના મેધાણંદ ચાવડાએ કેદ કરેલો હતો તેને તેણે છોડાવ્યો.

ઝાંઝમેરનો કીલો ઉગાના વંશના ઝાંઝરસીએ બંધાવ્યો કેહેવાયછે.

## ગિરનારના ચુડાસમા રાજા.

નોંઘણ. ઈ. સ. ૯૯૨ માં આહિરોની મદદથી ગાદી નસીન થયો.
|
મંડલીક — મહમુદ ગિજનવી પછવાડે ફોજ લઈ ગયેલો.
|
આલગસિંહ
|
ધનેસ
|
નોંઘણ ૨ જો.

- રાયઘણ
- સેરસિંહ અગર સમરસિંહ
- ચુડચંદ્ર
  - તેના વંશમાં
  - મંડલીક — નિમનાથનું દેવળ સુવર્ણથી જડાવ્યું.
  - |
  - નોંઘણ
  - |
  - મહિપાળ. ( રાહા કવાત ) ભોજકને આશ્રય આપનાર.
  - |
- ખેંગાર ૦ — સિદ્ધરાજે માર્યો

ખેંગાર ( રાહા ગારીશ્રો ). શ્રેજકનો જમાઈ.

|

જયસિંહ — આ રાજા તથા તે પેહેલાનો ખેંગાર પૃથીરાજની લડાઈમાં હતા

|

મોકલસિંહ

|

મેલગ.

|

ખેંગાર (માહિપાળ) અગર જયસિંહ. — અમદશાહા સાથે લડાઈ સંવત.૧૪૭૦

|

મંડલીક. છેલ્લો રાજા. મહમદ બેગડે પદભ્રષ્ટ કર્યો. સંવત ૧૫૩૨.

# ગોહેલ રાજપુત

ઝાંઝરશી. ખેરગઢના રાજા.

- શેજકજી — શેજકપોરગામ
  - રાણજી
    - મોખરાજી
      - ડુંગરજી ઘોઘા
        - વીસોજી
          - કાનજી
            - સારંગજી ઊમરાળા.
              - શીવદાશ
                - જેતજી
            - જેમળજી
          - રામજી
          - રૂડોજી
      - સમરસિંહજી — રાજપીપળે
  - સારંગજી હડીલા
    - જસાજી
      - નોંઘણજી — લાઠીલીધું
      - ભીમજી
        - દુદોજી - અરજણજી
          - લુણાસિંહજી (જીજીબાવા)
            - કાનોજી
              - રામજી
                - ભોજરાજજી
                  - લાખાજી
          - દીકરી
      - હમીર
  - સાહજી ગારીયાધર
    - સરજણજી
      - અરજણજી
        - નોંઘણજી પાલીતાણા લીધું
          - જસાજી
            - સવાજી
              - હાદોજી
                - કાંધોજી
              - ગોધાજી
          - નાંકોજી
      - કુંભોજી
- હનુજી — જગડગામ
- માનસિંહજી — ગઢમ
- દુદોજી — તુરખા
- દેપાળજી — પાળીયાદ
- સોનકજી — બોટાદ
- વીસોજી — ખસ
- જોષાજી — અમરાકું

